આ નવલકથાની મૂળ અંગ્રેજીમાં બે લાખ નકલો ખપી છે. મેરી કોરેલીની ઘણી નવલકથાઓમાં પણ તે જુદી ભાત પાડે છે. તે પૃથ્વી પર સ્વર્ગનું દર્શન કરાવે છે. એક કરોડપતિ છે. એનું કોઈ સગું નથી. તેના પૈસાને ખાતર નહીં પણ તેને પોતાને ખાતર તેને ચાહનાર કોઈ નથી. એવા માણસને શોધવા તે નીકળી પડે છે. એના સાહસોની આ કથા છે. એમાં ચમત્કાર નથી, ધમધમાટ નથી, પ્રેમનો ત્રિકોણ નથી. સાદાં ગામડાં, સાદાં માણસો, મનુજ-હૃદયના સાદાં સરળ ભાવ, અને કુદરતનાં સાદાં વર્ણનો છે. આ કથામાં રસ છે, વિવિધતા છે, ને તેની સાથે માણસને કંઈક ઊંચે લઈ જવાની શક્તિ છે. પ્રભુનું પરમ ધન તે પ્રેમ. એ ધનનો નાશ થતો નથી. તે ખૂટતું નથી. એ પ્રેમ ધરતીનું ધન આપવાથી મળતો નથી. એ તો અમૂલ્ય છે. એનું નિદર્શન આ કથા કરાવે છે.

# પ્રભુનું ધન

[ મેરી કોરેલીની નવલકથા 'The Treasure of Heaven' નો અનુવાદ ]

અનુવાદક
ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ



વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ
મુંબઈ ૨

એન. એમ. ઠક્કર ઍન્ડ કંપની
પબ્લિશર્સ ઍન્ડ બુકસેલર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

## શ્રી. ચંદ્રશંકર શુક્લનાં ઈતર પુસ્તકો

સીતાહરણ (છઠ્ઠી આવૃત્તિ)

પિરામીડની છાયામાં

મૂગો સેવક

લગ્નમંગલ

: સંપાદન :

ગાંધીજીના સમાગમમાં



: અનુવાદો :

ચીનનો અવાજ—લોવેઝ ડિકિન્સન (બીજી આવૃત્તિ

ધર્મસંસ્થાપન—ગાંધીજી

રચનાત્મક કાર્યક્રમ—ગાંધીજી

રચનાત્મક કાર્યક્રમ—રાજેન્દ્રપ્રસાદ

હિંદુ જીવનદર્શન—રાધાકૃષ્ણન

મહાત્મા ગાંધી—રાધાકૃષ્ણન

અહિંસાની તાલીમ—ગ્રેગ

ગાંધીજીને જગવંદના—રાધાકૃષ્ણન (બીજી આવૃત્તિ)

ધર્મોનું મિલન—રાધાકૃષ્ણન

ગાંધીજીના જીવનપ્રસંગ—મીલી પોલાક (બીજી આવૃત્તિ)

પુણ્યશ્લોક ગાંધીજી (લેખસંગ્રહ)

ગાંધીજી સાથે અઠવાડિયું—લુઈ ફીશર

હિંદુ ધર્મ—રાધાકૃષ્ણન

વેદની વિચારધારા—રાધાકૃષ્ણન

ચૂપ નહીં રહેવાય—ટૉલસ્ટૉય

ગાંધીવાદી આર્થિક યોજના—અગ્રવાલ

યુવાનોની સંસ્કારસાધના—રાધાકૃષ્ણન

બે નવલકથા—ટૉલસ્ટૉય

કોની બહેન? અને બીજી વાતો—ટૉલસ્ટૉય

ગાંધીજીની યુરોપયાત્રા—મ્યુરીએલ લેસ્ટર

મૌલાના અબુલ કલામ આઝાદ—મહાદેવ દેસાઈ

ભારતનો વારસો—રાધાકૃષ્ણન

ભારતની એકતા—જવાહરલાલ નેહરુ

ગીતાદર્શન—રાધાકૃષ્ણન

હિંદી રાષ્ટ્રીય મહાસભા—કૃપાલાની

---



આવૃત્તિ પહેલી : માર્ચ ૧૯૪૭

કિંમત ત્રણ રૂપિયા

# પ્રસ્તાવના

મેરી કૉરેલીની નવલકથાઓ પાછળ એક કાળે યુરોપ અમેરિકાની પ્રજા ઘેલી હતી; એનાં પુસ્તકોની આવૃત્તિઓ પર આવૃત્તિઓ નીકળતી; અને આજે પણ તે ઘણી મોટી સંખ્યામાં ખપે છે ને વંચાય છે. ઈ. સ. ૧૮૫૫થી ૧૯૨૪ સુધીની ૬૯ વરસની જિંદગીમાં તેણે નવલકથાનાં અનેક પુસ્તકો લખ્યાં. એનું મૂળ નામ મીની મૅકે હતું. 'મેરી કૉરેલી' એ તો તખલ્લુસ હતું; પણ એ જ એના નામ તરીકે પ્રસિદ્ધ થયું. જુવાનીની શરૂઆતનાં વરસોમાં તેણે સંગીતનો વ્યવસાય કરી જોયો, પણ એમાં લોકપ્રિયતા મળી નહીં. એટલે નવલકથા લખવાનું કામ હાથમાં લીધું.

૧૮૮૬માં 'એ રોમાન્સ ઑફ ટુ વર્લ્ડ્ઝ' નામની એની પહેલી નવલકથા પ્રસિદ્ધ થઈ ત્યારે વિદ્વાન અને ભારેખમ વિવેચકો ને પત્રકારોએ એની કરડી ટીકા કરેલી, ને લેખિકા સામે ભવાં ચડાવેલાં. એ જડવાદના પ્રાધાન્યનો જમાનો હતો. એમાં બુદ્ધિવાદીઓને આ કથામાંની ગૂઢવાદી વાતો ન ગમે એમાં નવાઈ નહોતી. પણ વાચકોએ તો એ કથાને ઘણા જ હર્ષથી વધાવી લીધી. તેમને એ કથાએ નવી દુનિયાનું દર્શન કરાવી, જીવન ખરેખરું સફળ કરવાનો રસ્તો બતાવી, આત્મોન્નતિને માર્ગે પ્રેર્યા હતા. લેખિકા પર વાચકોના આભારના કાગળોનો વરસાદ વરસ્યો. પછી તો 'વેંડેટા', 'થેલ્મા', 'ધી સોલ ઑફ લીલીથ', 'સોરોઝ ઑફ સેટન' વગેરે એક પછી એક નવલકથા મેરી કૉરેલીની કલમમાંથી ધોધની પેઠે નીકળવા માંડી.

'સોરોઝ ઑફ સેટન' પાછળ રાણી વિક્ટોરિયા અને પ્રિન્સ ઑફ વેલ્સથી માંડીને નાના દુકાનદારો, કારીગરો, ભઠિયારા, નોકરો, સ્ત્રીઓ તેમજ પુરુષો, ફિદા ફિદા થઈ ગયાં. મેરી કૉરેલીને એ એક જ નવલકથાના દસ હજાર પાઉંડ મળ્યા. વડા પ્રધાન ગ્લૅડસ્ટન જાતે એને ઘેર એની 'કલમના જાદુ' માટે એને અભિનન્દન આપવા ગયા. એ પુસ્તકની અંગ્રેજીમાં સો ઉપરાંત આવૃત્તિઓ થઈ ગઈ છે. 'બૅરૅબૅસ' નામની નવલકથામાં તેણે ઈસુના બલિદાનના પ્રસંગો આલેખ્યા. હજુ થોડા જ મહિના પર એક અંગ્રેજ વિવચકે લખ્યું છે કે "અંગ્રેજી ભાષામાં તે પહેલાં કોઈ પણ પુરુષ કે સ્ત્રીએ લખેલી કોઈ પણ નવલકથાના કરતાં આ નવલકથા (બૅરૅબૅસ)નું વેચાણ વધારે થયું છે." એની નવલકથાઓ વિષે એક ઉપદેશકે કહ્યું છે કે "આ મેલા ને જડવાદી યુગમાં, ભાવિ જીવનની સુભગતા ને સુન્દરતાની આગાહી કરનારી, રોમાંચ ખડાં કરે એવી, ભવિષ્યવાણી આ લેખિકાએ ઉચ્ચારી છે."

વ્યક્તિઓના જીવન પર તેમજ સમાજના જીવન પર સારી નૈતિક અસર પાડે એવી આ નવલકથાઓ હતી, તેથી જ લોકોને તે ઘણી રુચતી. લોકો એ વાંચીને રડતા, અને આંસુ પાડી જીવનને શુદ્ધ કરતા. તેમાં સમાજમાં ચાલતા દંભ અને અનાચાર પર સખત ચાબખા પણ આવતા. વિવેચકો ને છાપાંવાળાને એ રુચતી વાત નહોતી. તેમનાં અભિમાન ઘવાયાં. તેમણે આ પુસ્તકોની તીખી આલોચના કરી. જવાબમાં લેખિકાએ એક 'ખાસ જાહેરાત' બહાર પાડી જણાવ્યું કે 'મારી કોઈ પણ ચોપડી હવે પછી છાપાંવાળાને સમાલોચના માટે નહીં મોકલવામાં આવે.' એનાં પુસ્તકોની ખપત ને તેની લોકપ્રિયતા બંને પર આ વાતની કશી અસર થવા ન પામી. વિદ્વાન વિવેચકો, સાક્ષરો ને બડેખાંઓએ એને પોતાની હારમાં સ્થાન ન આપ્યું; અને સાહિત્યના ઈતિહાસોમાં તેનો ઉલ્લેખ સરખો ન કર્યો. પણ એ સર્વના પ્રભાવ ને તેમની લોકપ્રિયતાને આ

લેખિકાએ આંટી દીધાં.

એની નવલકથાઓમાં જીવનના અનેક પાસાનો ચિતાર છે. દાખલા તરીકે, 'થેલ્મા'માં પતિવ્રતા સ્ત્રીના પાવિત્ર્યનું આલેખન છે. 'ધી માઈટી એટમ'માં ઈશ્વર વિષેની શ્રદ્ધાનું આલેખન છે. 'હોલી ઓર્ડર' અને 'વર્મવૂડ'માં દારૂથી થતી પાયમાલીનું ચિત્ર છે. તેમાંયે 'વર્મવૂડ'માં વર્ણવેલા આત્મનાશનો જે ચિતાર છે તેની ભીષણુતા માણુસને થથરાવે એવી છે. 'બરેબેસ'માં ઈસુના બલિદાનની ભવ્યતા ચીતરેલી છે. 'બોય'માં એક જુવાનના જીવનપરિવર્તનનું ચિત્ર છે. 'ધી માસ્ટર ક્રિશ્ચિયન'માં ધર્મને નામે ચાલતા દંભ ઉપર કટાક્ષ છે. "કલા એ ઈશ્વરે પોતે માણુસોને આપેલી પ્રેરણા છે, ને તેના દ્વારા ઈશ્વરની જ સેવા થઈ જોઈએ," એવો કલા વિષેનો મેરી કોરેલીનો આદર્શ હતો; અને એ આદર્શની સિદ્ધિમાં એણે ઠીકઠીક સફળતા મેળવી છે, એવી સાક્ષી એના કરોડો વાચકોએ પૂરી છે.

'પ્રભુનું ધન' એની 'The Treasure of Heaven' નામની નવલકથાનો અનુવાદ છે. મૂળ અંગ્રેજી પુસ્તકની લગભગ બે લાખ નકલો ખપી છે, એ જ એની લોકપ્રિયતાનો પુરાવો આપે છે. મેરી કોરેલીની નવલકથાઓમાં પણ આ વાર્તા જુદી ભાત પાડે છે. બીજી નવલકથાઓમાં અદ્ભુત રસ, ચમત્કાર વગેરેનું કંઈક ને કંઈક તત્ત્વ મૂકેલું જોવામાં આવે છે. 'પ્રભુનું ધન'માં કેવળ માનવહૃદયના ભાવો ઉપરાંત બીજા કોઈ અદ્ભુત તત્ત્વનો ઉપયોગ કરેલો નથી. આખી વાર્તા સાદાં માણસો, સાદા વાતાવરણ, ને સાદા ભાવોથી જ દીપે છે. કરુણ રસની છાંટવાળો શાન્ત રસ વાર્તામાં અથથી ઇતિ વણો જાય છે. કુદરતનાં વર્ણનો પણ સાદાં ને રસિક છે. વાર્તાનો સાર અહીં આપવાની જરૂર નથી. વાચક જાતે જ એનો રસ અનુભવશે. વાર્તાકાર પાસે જો જીવનનું સુભગ દર્શન હોય, કંઇક સંદેશો હોય, તેણે જીવનનાં ઊંડાણોમાં ડોકિયું કર્યું હોય, અને

તેમાં એની કળાનો સુયોગ થયો હોય, તો ભાષાની કે વર્ણનોની ભભક અને શબ્દોના શણગાર વિના પણ કથા કેવી ઓપે છે તથા કેવી ઊંડી ને ચિરંજીવી અસર મૂકી જાય છે, તે આ વાર્તા દેખાડી આપે છે. એને ગુજરાતીમાં ઉતારવાનું મને મન થયું તેમાં આ પણ એક કારણ હતું. સાદાં સ્ત્રીપુરુષોથી માંડીને આપણા સારા વિવેચક ગણાય એવા વિદ્વાનો સુધીનાં અનેક મિત્રોને મેં આ વાર્તા સંભળાવી; તેમને સહુને તે ઘણી ગમી. એથી મને આ કામમાં પ્રોત્સાહન મળ્યું. થોડા જ દિવસ પર અંગ્રેજી સાહિત્યના એક અધ્યાપકે કહ્યું કે "મારા વિદ્યાર્થીઓ ડિટેક્ટીવ નવલકથાઓ વાંચે એના કરતાં મેરી કોરેલીની નવલકથાઓ વાંચે એમ હું બહુ ઇચ્છું. એ કથાઓ ખરેખર જીવનને ઉન્નત કરનારી છે." 'પ્રભુનું ધન' વાંચીને નાનાંમોટાં વાચકો પણ એ જ નિર્ણય પર આવશે એવી મને આશા છે. મૂળ વાર્તાને ટૂંકાવી છે; પણ એમાંનો એકે અગત્યનો પ્રસંગ જતો નથી કર્યો. મૂળની સુવાસ અનુવાદમાં કેટલે અંશે ઊતરી છે તે કહેવાનો અધિકાર તો સુજ્ઞ વાચકો ને વિવેચકોનો છે.

વડોદરા, ૧૩–૨–૪૭ ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

# અનુક્રમણિકા

| | | |
|---|---|---|
| | | પૃષ્ઠ |
| ૧. | કરોડપતિ | ૯ |
| ૨. | દૈવી પ્રેમ | ૧૭ |
| ૩. | 'મને પરણે ખરી?' | ૨૫ |
| ૪. | 'ખોવાઈ ગયો માનજો' | ૪૦ |
| ૫. | કુદરતને ખોળે | ૪૪ |
| ૬. | વનનો સાથી | ૪૮ |
| ૭. | ગામઠી વીશી | ૫૬ |
| ૮. | ગરીબનું દાન | ૬૧ |
| ૯. | નવો સોબતી | ૬૭ |
| ૧૦. | મોટરનો ભોગ | ૭૫ |
| ૧૧. | દીકરા પાછળ બાપ | ૮૭ |
| ૧૨. | ભાગ્યો | ૯૭ |
| ૧૩. | વાવાઝોડું | ૧૦૨ |
| ૧૪. | અજાણ્યાને આશરો | ૧૧૦ |
| ૧૫. | રહી ગયો | ૧૨૫ |
| ૧૬. | દીકરી મળી | ૧૩૪ |
| ૧૭. | ગામડાના રંગ | ૧૪૪ |
| ૧૮. | ઊગતો લેખક | ૧૫૦ |
| ૧૯. | ઍંગસની આપવીતી | ૧૫૬ |
| ૨૦. | સાલ મુબારક! | ૧૬૪ |
| ૨૧. | પ્રેમ કેવો હોય? | ૧૭૨ |
| ૨૨. | ભારેલો અગ્નિ | ૧૮૨ |
| ૨૩. | હૈયાની હાર | ૧૮૮ |
| ૨૪. | વીલ | ૨૦૧ |

૨૫. પાછો ગામડે . . . . . ૨૧૨
૨૬. દીવો હોલાયો . . . . . ૨૧૮
૨૭. વચન પાળવા . . . . . ૨૩૦
૨૮. ભેદ ખૂલ્યો . . . . . ૨૩૫
૨૯. 'એક પ્રેમ ને બીજી તું' . . ૨૪૨–૨૫૨

---

પ્રકાશક :
નંદલાલ મો. ઠક્કર
એન. એમ. ઠક્કર એન્ડ
કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ ૨.

મુદ્રક :
ચતુરભાઈ શનાભાઈ પટેલ
શ્રી મહેન્દ્ર મુદ્રણાલય,
મામાની હવેલી, શાકબજાર
અમદાવાદ.

# ૧. કરોડપતિ

લંડન શહેરમાં જૂન મહિનાની અંધારી રાત હતી. શહેરમાં લાખો દીવા ને આકાશમાં અગણિત તારા ચમકી રહ્યા હતા. હવામાં ઉકળાટ માણસને ગુંગળાવે એવો હતો. લોકોનાં ટોળાં બેચેનીથી આમતેમ ઘૂમતાં હતાં. ક્યારે આકાશમાં ગાજવીજ થાય ને ઉકળાટ શમે એની જાણે રાહ જોતાં હતાં. પણ હવામાં ફેલાયેલા ધૂમસના ઘાડા થરને ભેદી આકાશ તરફ નજર નાંખવાની ફુરસદ બહુ થોડાને હતી. જેમની આંખ અણધારી ઊંચે જતી તેમને તો દેખાતું કે આકાશ શાન્ત અને સ્વચ્છ હતું; ને તેમાં વાદળનું ટપકું પણ ક્યાંયે નહોતું.

લંડનના મોટા દેવળમાં મધરાતના ટકોરા થયા. ગામડામાં તો એ વખતે સોપો પડી ગયો હોય. ત્યાં મધરાત એ ભૂતને ભમવાનો વખત. એવી વેળાએ અંધારામાં રસ્તા પર જવું પડે કે દેવળના કબ્રસ્તાન પાસે થઈને નીકળવું પડે, તો ભૈરા માણસનું તો હૈયું ફાટે. પણ લંડનના આ ધનિક લત્તામાં જાણે અત્યારે ખરો મધ્યાહ્ન હતો. ગાડીઓના ધધડાટ, મોટરોનાં ભુંગળાંના અવાજ, છાપાંવાળા છોકરાઓની ચીસો, ને મધમાખો જેવા માણસોના ગણગણાટથી વાતાવરણ ગાજી રહ્યું હતું. રાતને પહેલે પહોરે રાજાને ત્યાં દરબાર ભરાયો હતો. ને નાટકશાળામાં એક ખાસ ખેલ હતો એટલે શહેરના આ લત્તાના કેટલાયે આલેશાન બંગલામાં અત્યારે મહેફિલ ચાલી રહી હતી. વળી દરબાર ને નાટકમાંથી પાછાં ફરેલાં કેટલાંયે મોજીલાં ને રસિયાં નરનારીઓ ભભકાદાર ભોજનગૃહોમાં ગયેલાં. ત્યાંથી હમણાં જ નીકળતાં હતાં. એમાંનાં ઘણાંને ઘરમાં બેસી શાન્તિથી જમવાનું કહ્યું હોય તો કંટાળો આવે ને મોં વાંકાં થાય. ક્યાંક

મહેમાનોને મીઠી જીભે વિદાય અપાતી હતી; તો બીજી ઘણી જગાએ ગાડીવાળા ને પોલીસોએ શોર મચાવેલો, ને એમાં કોઈ માગણોના રાંકડા અવાજ પણ ભળતા. આ દોડધામ ને ધાંધલમાં શાન્તિ કે સ્વસ્થતા શોધી જડે એવી નહોતી. શાન્તિ હતી ઊંચે આકાશમાં, જ્યાં ઈશ્વરની ચકચકતી તારકસેના અવિચળ ચોકી ચલાવી રહી હતી, ને પળેપળના લેખ લખી લેતી હતી. પણ મોજશોખમાં ગુલતાન થઈ ગયેલાં આ શહેરીઓને પ્રભુની એ લીલા નિહાળવાની ફુરસદ કે પરવા ક્યાં હતી?

એ જ લત્તાના એક ખાંચામાં મહેલ જેવા આલેશાન બંગલાની હાર હતી. તેના પાછલા ભાગમાં એક ખૂણે અત્યારે અજબ શાન્તિ હતી. ત્યાં માણસોનો પગરવ નહોતો. મોટા બંગલા અંધારામાં કેદખાના જેવા દેખાતા હતા. એવા એક બંગલાના પાછલા ઝરૂખામાં બે માણસો મોટી ખુરસીઓમાં ગાદીતકિયે અઢેલીને બેઠા હતા. પાછલા ઓરડામાંથી આવતા દીવાના તેજમાં, જાણે બે પૂતળાં બેસાડચાં હોય એવા દેખાતા હતા. એમાંનો એક વૃદ્ધ હતો; બીજો આધેડ ઉમ્મર વટાવી ચૂક્યો હતો. બંને વિચારમગ્ન હતા. તેમની વચ્ચે કંઈક વાતચીત થઈ હતી. પણ અત્યારે બંને ચૂપચાપ બેઠા હતા. થોડી વારે મોટાએ ઊભા થઈ કહ્યું:

'હું ઘરડો થયો એનો મને શોક નથી. મરણનું પણ દુઃખ નથી. મરવાનું તો સહુને છે. મને વિમાસણ એક જ વાતની થાય છે. હું જઈશ પછી મારી જગા કોણ લેશે? આખી જિંદગી મહેનત કરીને મેં જે ધન ભેગું કર્યું છે તેનો શો ઉપયોગ થશે?'

આ શબ્દો બોલનાર ડેવીડ હેમરલી વયોવૃદ્ધ હતો. તેની મૂછોના વાળ ધોળા હતા. માથે પળિયાં હતાં. શરીરનો બાંધો પાતળો પણ મજબૂત હતો. તે ટટાર ઊભો હતો. એનો સોબતી થોડી વાર એને જોઈ રહ્યો, ને બોલ્યો:

'તમે આવા વિચાર શા સારુ કરો છો? આ ઉમ્મરે તમારી

તબિયત સરસ ગણાય. હજુ દુનિયાની વિદાય લેવાની તમારે ઘણી વાર છે. તમે નકામા મનને સંતાપો છો. હું તો માનતો હતો કે તમે સાવ સુખી હો. તમને સુખની શી કમી હોય? રાજા ડેવીડ અમસ્તા કહેવાઓ છો? દુનિયામાં તમારા જેટલી દોલત બહુ ઓછાની પાસે હશે.'

ડેવીડ સહેજ હસ્યો, પણ એ સ્મિતમાં ગમગીની ભરેલી હતી.

'રાજાઓ ને ધનવાનોને વિશેષ સુખ નથી હોતું,' તેણે શાન્તિથી કહ્યું. 'મેં પોતે તો નાનપણથી આજ સુધી સુખ કદી જોયું નથી. તમે મારા સોલીસીટર છો ખરા, પણ આ ભેદ તમે સુદ્ધાં કળી શક્યા નથી. મારા મનનો પાર તમે પામી શક્યા નથી. હું ખરેખર કહું છું, નાનપણ પછી આજ સુધી સુખ કેવું હોય એ મેં જાણ્યું નથી.'

આટલું કહી તે ખુરસીમાં બેસી ગયો, ને આકાશના તારા જોવા લાગ્યો. તેનો સોબતી સર ફ્રાન્સીસ વેસી લંડનનો એક પ્રખ્યાત સોલીસીટર હતો. તેને લાગતું હતું કે આ કરોડપતિ નકામો બળાપો કરે છે.

'તમને મારી વાત કહી નાખું?' એકાએક ડેવીડ બોલી ઊઠ્યો.

'હા. કહોને, જરૂર!' વેસીએ કહ્યું.

'સાંભળો ત્યારે. હું કિશોર હતો ત્યારે કંઈક સુખી હતો, કેમકે મારા મનમાં શ્રદ્ધા હતી. ઈશ્વર ભલો છે, ને દરેક જીવને માટે તેણે સુખ નિર્મેલું છે, એવી આસ્થા મને હતી. અમેરિકાના દક્ષિણ ભાગમાં આવેલા વર્જીનિયા સંસ્થાનમાં મારો જન્મ થયેલો. ત્યાં હવા શુદ્ધ, સ્વચ્છ હતી. ચીડ ને ચિનારની સુવાસથી પવન મઘમઘી રહેતો. કપાસ ને અનાજનાં વિશાળ ખેતરો હતાં. જંગલોમાં ભાતભાતના રંગ ભરેલા હતા. કુદરતની આ શોભાએ મારા મનમાં એક પ્રકારનો વિચિત્ર અજંપો પેદા કર્યો, તે ત્યારથી કદી શમ્યો

નથી. જિંદગી પૂરી થવા આવી. માણસો સુખસન્તોષ માટે જે જે વસ્તુઓ મેળવે છે તે બધી મેં મેળવી. છતાં મારા મનને તૃપ્તિ નથી. સન્તોષ કેવો હોય તે મેં કદી જાણ્યું નથી.'

'ને જાણવાના પણ નથી,' વેસીએ દૃઢતાથી કહ્યું.

'તમે મને કહ્યા કરો છો કે વીલ કર, વીલ કર. પણ મારી દોલત પર હક કરતું આવે એવું દુનિયામાં કોઈ નથી. મેં મેળવેલું ધન જેને આપતાં મને ટાઢક વળે એવું કોઈ માણસ નથી. તમે જાણો છો કે હું પરણ્યો હતો. પણ એ સંસાર ખારો નીવડ્યો. સ્ત્રી કુચાલ પર ચડી ગઈ. અમે છૂટાછેડાનો ભવાડો કર્યા વિના જુદાં રહ્યાં. પછી એ અકાળે મરણ પામી. બે છોકરા હતા તેમને માટે હું બનતું બધું કરી છૂટ્યો. તેમને નામે વીલ પણ કરી રાખેલું. પણ બંને વંઠેલ નીવડ્યા, ને બંને મરી ગયા. આમ આજે સિત્તેર વરસે હું એકલો અટૂલો છું. મારી સંભાળ લે એવું કોઈ નથી. મારો વેપાર કોને સોંપી જાઉં? મારી દોલત કોને આપું? આમાં મારો વાંક નથી. વાંક વિધાતાનો છે. હવે કહો હું વીલ શી રીતે કરું?'

'નહીં કરો તો મિલકત બધી સરકારમાં જશે.'

'હાસ્તો. ખબર છે મને. પણ સરકાર એનો કંઈક સદુપયોગ તો કરશે. છોકરા છોકરીઓને વિષે એવી ખાતરી હંમેશાં રાખી શકાતી નથી. કષ્ટ વેઠીને કાયા ઘસવી ને ધનના ઢગલા ભેગા કરવા, એમાં કશો સાર નથી.'

'કેમ?' વેસીએ સહેજ મોં મલકાવીને કહ્યું. 'પૈસા મેળવવા ને એશઆરામથી રહેવું, એથી બીજું દુનિયામાં કરવાનું શું છે?'

'મેં એવાં ઘણાં માણસ જોયાં છે જે જરાયે ધનવાન નથી, ધનવાન કદી થવાનાં નથી, ને છતાં મારા કરતાં તેઓ વધારે એશઆરામથી રહે છે. શાન્તિથી, સુખથી ને સન્તોષથી રહેવું, ને કાલની ચિન્તા કર્યા વિના આજે આનન્દ ભોગવવો, એ જ ખરો એશઆરામ છે. પૈસા મેળવવાને દોડધામ કરવી, ને મનમાં અજંપો રાખવો, એ કંઈ એશઆરામ

નથી, ઈશ્વર છે; અને તેણે જીવન—તથા મૃત્યુ પણ—દરેક જીવના ભલા માટે પેદા કર્યાં છે; એવી આસ્થા મનમાં હોય, તો જ જીવનનો ખરો આનન્દ માણી શકાય. પણ હું એટલું તો કહી શકું છું કે એક ડૉલરના દસ કરવાનો લોભ મેં કદી રાખ્યો નથી. મેં મારા પૈસા સાચથી મેળવ્યા છે. ધન ભેગું કરતાં મેં કોઈ માણસના પેટ પર પગ મૂક્યો નથી. મારી વાતથી તમને કંટાળો આવે છે?'

'ના રે, જરાયે નહીં. ઊલટો બહુ રસ પડે છે,' વેસીએ કહ્યું.

'મારાં માબાપ વિલાયતથી જઈને અમેરિકા વસેલાં. હું વીસ વરસનો થયો તે પહેલાં તો બંનેએ આ દુનિયાની વિદાય લીધી. બૈરીછોકરાંની તો યાદગીરી પણ મારા મનમાંથી ભૂંસાઈ ગઈ છે. મને યાદ આવે છે માત્ર મારું બાળપણ; ને હું મારી નાનકડી બહેનને ગાતી સાંભળું છું. એ વખતે હું સાચા પ્રેમનો અનુભવ કરતો હતો. ત્યારપછી પ્રેમ મને કદી જોવા મળ્યો નથી.'

'પ્રેમ! અરે ભગવાન! મને તો લાગે છે કે દુનિયામાં ભલે કોઈને પ્રેમ ન મળતો હોય, પણ તમે તો તે મેળવી જ શક્યા હોત.'

'હું ધનવાન છું એટલા માટે? ધનવાનો માણસ છે એટલા માટે કોઈ એમને ચાહતું નથી. હોય તોયે જવલ્લે. એમની પાસેથી પૈસા મળી શકે છે એટલા માટે એમના પર પ્રેમ ઢોળનારાં ઘણાં નીકળે છે. પણ એ પ્રેમ તે દેખાડવાનો. ખરા અંતરનો નહીં.'

'હું ગરીબ રહ્યો હોત,' તેણે આગળ ચલાવ્યું, 'તો કદાચ કોઈ સ્ત્રી, કે કોઈ મિત્ર મારે પોતાને ખાતર મારા પર પ્રેમ રાખત. પણ ભાગ્યની કૃપા, તે પાંત્રીસમે વરસે હું લખપતિ થયો. પછી હું પ્રેમમાં "પડ્યો", ને એ લાગણીને આધારે પરણ્યો. પણ એમ કરવું એ ભૂલ છે. "પ્રેમમાં પડવું" એનો અર્થ પ્રેમ રાખવો એવું નથી. મારી પત્ની મારા પર શુદ્ધ પ્રેમ રાખે છે એવો મારા મનમાં ફાંકો હતો. પણ એ મારી ભ્રમણા નીવડી. એને તો મારા પૈસાની પડી હતી. ખરો પ્રેમ તો મેં માબાપનો ને બહેનનો જ

જોયો. તેથી જ મને તે ફરીફરીને યાદ આવે છે.'

વેસીના મનમાં કંઈક વિચાર ઘોળાતો હતો. તેણે કહ્યું: 'મેં તમને પહેલાં પણ એકવાર કહ્યું હતું. તમે કોઈ છોકરાને દત્તક કેમ ન લો?'

'ના રે ના,' ડેવીડે કહ્યું. 'પોતાનાં બાળકોને વેચવા તૈયાર થનારાં માબાપ મેં જોયાં છે; પણ એમનામાં સભ્યતા કે સ્વમાન છે એમ હું ન કહું. હું કોઈ છોકરાને દત્તક લઉં, તો તે મારા પૈસાને ખાતર મારી સાથે માનથી વર્તે ને મારું કહ્યું માને; પણ ખરા દિલથી તો મારા પર વહાલ ન જ રાખે ને! મારા પર શુદ્ધ નિઃસ્વાર્થ પ્રેમ રાખે, ને પ્રેમ કરવામાં પૈસાનો કે સુખસગવડનો વિચાર રતિપૂર ન કરે, એવું કોઈ માણસ મને નહીં જડે ત્યાં સુધી હું કોઈને મારી દોલતનું વારસ બનાવવાનો નથી.'

'જુઓ, મોડું થયું તો કહેવાય,' વેસીએ જરા થોભીને, અચકાતે અચકાતે કહ્યું. 'પણ તમે પરણો તો?'

ડેવીડ ખડખડાટ હસી પડ્યો.

'પરણું! હું! સિત્તેર વરસે! તમે મારા મિત્ર ન હોત, તો તમારો આ બોલ મને ઘા જેવો લાગત. મારે બીજીવાર પરણવું હોત, તો મારી પત્નીના મરણ પછી જ્યારે હું વનમાં હતો ત્યારે જ પરણી લેત. આજે અંતકાળ નજીક આવ્યો છે ત્યાં સુધી વાટ ન જુઅત. મારી દોલત જોઈને ઘણી સ્ત્રીઓ મને પરણવા તૈયાર થાય એ હું જાણું છું. પણ એ કેવળ વેચાણનો સોદો થાય એ જાણવા છતાં હું પરણું એમ તમે માનો છો? મેં જિંદગીમાં કોઈ સ્ત્રીને અન્યાય નથી કર્યો. તો આજે કરવા કેમ બેસું?'

બંને મિત્રો ઊઠીને ઊભા થયા. ઓરડામાં જતાં વેસી કહે: 'મેં જે તાકીદનો સવાલ ઉઠાવ્યો એનો તો આપણે કશો નિશ્ચય ન કર્યો.'

'હું પાછો આવીશ ત્યારે ફરી વિચાર કરીશું.'

'તમે પરદેશ જવાના છો?'

'વિચાર તો છે.' આ જવાબ ડેવીડે જરાક અચકાઈને દીધો.

'કાલે રાતે તમારે ત્યાં નાચ-પાર્ટી છે ને?' વેસીએ પૂછ્યું.

'હા. લુસીની વરસગાંઠ છે. કાલે એકવીસ વરસની થશે.'

'એ તો તમારી લાડકી છે,' વેસીએ ઓરડામાં પગ મૂકતાં કહ્યું. 'એને—'

'એને મારી દોલત કેમ નથી આપી જતો, એમ પૂછો છો ને?' ડેવીડ વચ્ચે બોલી ઊઠ્યો. તેના અવાજમાં કટાક્ષ હતું. 'એક તો એટલા માટે કે એ સ્ત્રી છે. ને કાલે ઊઠીને કદાચ એ કોઈ મૂરખ કે રખડેલને નહીં પરણે એની શી ખાતરી? બીજું એ કે એ દસ વરસની હતી ત્યારથી હું એને ઓળખું છું એ સાચું, પણ એનાં માબાપ કે કુટુંબીઓ મને જરાયે ગમતાં નથી. મને એ બાળા ગમી ગઈ ત્યારે એ દરિયાકાંઠે ખેલતી કૂદતી હતી. ત્યારથી મેં એને લાડકી બનાવી છે. પણ એને રમકડાં ને બીજી સારી સારી ચીજો આપવી એ ઉપરાંત એને વિષે મેં કશો વિચાર મનમાં રાખ્યો નથી.'

ડેવીડ હેમ્રલીનો આ ઓરડો કોઈ મોટા મહેલને શોભાવે એવો હતો. તેમાં ચોમેર નજર નાખતાં વેસીએ કહ્યું: 'એની માને આ ખબર પડશે ત્યારે એ નિરાશ થશે. એ તો માને છે કે તમે હજુ લગ્નના બજારમાંથી નીકળી ગયા નથી.'

'બાપડી લુસી! સારાં માબાપને પેટે જન્મી નથી. બાપે ઘોડાની શરતો ને જુગાર સિવાય કશો ધંધો જિંદગીમાં કર્યો નથી. છોકરી સારી ને રૂપાળી છે. પણ હવે એ મોટી થઈ, એટલે મારાથી એને માટે ઝાઝું નહીં થઈ શકે. કોક સારો વર એણે જાતે શોધી કાઢવો પડશે.'

આટલી વાતચીત પછી બે મિત્રો છૂટા પડ્યા. રાતના એકનો સુમાર થયો હતો. છતાં ડેવીડ તરત પથારીમાં પડ્યો નહીં. પુસ્તકાલયના ઓરડામાં બેસી તેણે કેટલાયે કાગળો લખ્યા. બહારથી હવા આવવા માટે ઓરડાની એક જ બારી ઉઘાડી રાખી હતી. તેમાંથી એક મોટો ચકચકતો તારો દેખાતો હતો. તે જોઈ ડેવીડના મોં પર આછું સ્મિત ફરકી ગયું. તે ગણગણ્યો:

'આ તો શુક્ર! જુવાન લોકોનો માનીતો તારો. પ્રેમનો તારો છે ખરોને!'

## ૨. દૈવી પ્રેમ

બીજે દિવસે સાંજે ડેવીડ હેમ્સ્લીના મહેલનો દેદાર સાવ ફરી ગયો હતો. ઓરડે ઓરડે દીવા ઝગઝગાટ બળતા હતા. બગીચામાં રાતોધોળો ચંદરવો બાંધ્યો હતો. કાલે રાતે જે ઝરૂખામાં બે મિત્રોની વાતો ચાલતી હતી ત્યાં આજે ગાલીચા પાથર્યા હતા, જાતજાતના છોડનાં કૂંડાં મૂકયાં હતાં, ને રમણીય કુંજનો દેખાવ ઊભો કરી તેમાં આરામખુરશીઓ ગોઠવી હતી. હંગેરીથી આવેલા ગાયકો ને વાદકોનું વૃન્દસંગીત ચાલી રહ્યું હતું; ને તેના તાલમાં સ્ત્રીપુરુષો નૃત્ય કરતાં હતાં. મહેમાનો સહુ નાચ, ગાયન, વાતો ને પીણાંમાં ગુલતાન હતાં. અને એ બધાંથી અળગો ડેવીડ એકલો ઊભો ઊભો આ તમાશો જોઈ રહ્યો હતો. તેના મનમાં થાક હતો; ગમગીની હતી. તે સાવ એકલવાયો હતો; જાણે પોતાના જ ઘરમાં પરાયો ન હોય. આ ધન, આ બંગલા, આ બાગબગીચા બધું નિઃસાર છે, એવા ભાનથી એનું ચિત્ત વ્યાકુળ થઈ રહ્યું હતું. આ બધું બહુ બહુ તો થોડાંક વરસમાં એના હાથમાંથી સરી જવાનું હતું; ને આ સંસારમાં એના પર નિઃસ્વાર્થ પ્રેમ રાખનારું કોઈ નહોતું જેને આવડો મોટો વારસો સોંપીને દુનિયાની વિદાય લઈ શકાય. થોડાં જ વરસ! ને પછી —ઘોર અંધારું. એના મન આગળથી દીવા હોલાઈ ગયા, સંગીત શાન્ત પડી ગયું, નાચ થંભી ગયો! જે પ્રેમની એણે બાળપણમાં ઝંખના કરેલી એવો—ઊંડો, દૈવી, મૃત્યુ પછી પણ જીવતો રહેનારો —પ્રેમ—કયાં હતો એ પ્રેમ? તેના મોંમાંથી નિસાસાનો ધીમો ઉદ્ગાર નીકળી ગયો—

ત્યાં તો લુસીની મા આવીને ઊભી રહી, ને કંઈક મીઠી વાતો કહી તેને રીઝવવાનો પ્રયત્ન કરવા લાગી. તે ડેવીડને ‘સોનાનો

વરખ' કહેતી. એની મતલબી વાતોમાં ડેવીડને રસ ન પડ્યો. એટલામાં એણે લુસીને જોઈ, ને એને ઊભી રાખી. ધીરે સાદે એને કહ્યું: 'લુસી, તને નાચતી જોઈને મને ખરેખરો હર્ષ થાય છે. હું પાકું પાન થયો, નહીં તો તારી સાથે નાચવાનો આનન્દ આ જુવાનોને ખુશીથી ન લેવા દેત.'

'હજુ નાચોને! ચાલો, હજુ તો જમતા પહેલાં એક નાચ બાકી છે. આવો છો?'

ડેવીડે માથું ધુણાવ્યું. 'ના રે, તને રાજી કરવાને પણ નહીં. ઘરડા બેવકૂફ જેવું બેવકૂફ કોઈ હોતું નથી. પણ મારી બેવકૂફી હજુ એટલી હદે નથી પહોંચી. આપણા જેવું કજોડું નાચે, તો આ રંગમાં ભંગ પડી જાય.'

'આ બધા પુરુષો કરતાં તમે મને વધારે ગમો છો,' એકાએક લુસી બોલી ઊઠી.

'મારાં બહુ વખાણ કરે છે તું,' ડેવીડે શાન્તિથી કહ્યું. 'પણ તારા પરનું મારું હેત એટલું જૂનું છે કે એ વખાણથી હું ભાન નહીં ગુમાવું.' અગિયાર વરસ પર દરિયાને કાંઠે નાનકડી લુસી કેવી રમતી હતી; તે હવે જાદુઈ ફૂલની પેઠે એકાએક કળીમાંથી ફૂલ કેવી બની ગઈ હતી; એની વાત ડેવીડે કરી. 'તે દહાડે મને લાગેલું કે તારા જેવી દેખાવડી છોકરી જગતમાં મેં જોઈ નથી. મને આજે પણ એમ જ લાગે છે.'

આમ વાતો કરતાં કરતાં બે જણ માળ પરના ઝરૂખામાં જઈને બેઠાં. એમને જતાં જોઈ પારકી ચોવટ કરનારાં બૈરાંઓએ ધુસપુસ કરી મૂકી. 'આમાં શી નવાઈ છે?' 'ઘરડા પુરુષો ને જુવાન છોકરીઓના સંસાર આપણે ક્યાં જોયા નથી?' 'એવાં કેટલાંયે જોડાં સુખી થયાં આપણે જાણ્યાં છે.' 'ધનના ઢગલા હોય પછી સુખમાં શી બાકી રહે?' આવાં આવાં વચનો ફેંકાવા લાગ્યાં.

દરમ્યાન ડેવીડ અને લુસી ઝરૂખામાં જઈને એક ખૂણામાં બેઠાં હતાં.

'મારી વરસગાંઠે તમે આટલી બધી ધામધૂમ કરી તેને માટે મેં તો તમારો આભાર પણ પૂરો માન્યો નથી,' લુસીએ શરૂઆત કરી.

'તું ન માને એમ હું ઇચ્છું છું,' ડેવીડે કહ્યું. 'એ વિષે કશું બોલીશ જ નહીં.'

'ના, પણ મારે કંઈક તો કહેવું જ જોઈએ!' લુસી બોલી. 'તમે એવા ઉદાર ને ભલા છો કે હું આભાર માનું એ તમને ન ગમે. પણ તમારા વિના મારા જેવી છોકરીને આટલો આનન્દ કોણ આપત? એટલે મારે મારી લાગણી કોઈક રીતે તો બતાવવી જ જોઈએ.'

જરા નીચી નમી સ્મિત કરીને તે પાછી બોલી: 'આજે સવારે તમે મોતીનો કેવો સુન્દર હાર ભેટ મોકલ્યો! તમે મને સાવ બગાડી મૂકો છો હોં! હું આ બધા હેતને લાયક નથી.'

તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. એ સાચી પણ ક્ષણિક લાગણીનું પરિણામ હશે ધારી ડેવીડે તે તરફ ધ્યાન આપ્યું નહીં.

'મારી એ નાની ભેટ તને ગમી એથી હું રાજી થયો,' તેણે કહ્યું. 'એ સાવ મામૂલી ચીજ છે. જુવાન છોકરીઓને માટે એ સૌથી સારું ઘરેણું છે એમ હું માનું છું; કેમકે જુવાની મોતીના જેવી જ હોવી જોઈએ—શુભ્ર, શુદ્ધ, ને નિર્દોષ.'

'જુવાની હંમેશાં એવી હોય છે એમ તમે માનો છો?'

'હંમેશાં નથી હોતી, પણ મોટે ભાગે તો હોય જ છે. બધાં જુવાન છોકરા છોકરીઓ સાદાં ને સદાચારી હોય એ મને ગમે ખરું.'

લુસી કંઈ બોલી નહીં. ડેવીડ વિચારપૂર્વક એને જોઈ રહ્યો. તેને લાગ્યું કે લુસી આજે જુવાનીમાં છે તેના કરતાં બાળપણમાં ઘણી

વધારે રૂપાળી હતી. તેના શરીરનું રૂપ તો આજે પણ અણીશુદ્ધ હતું. પણ બાળપણે તેનામાં રૂપ ઉપરાંત કંઈક બીજું પણ હતું. પ્રેમની મીઠાશ, હૃદયની કોમળતા, ને સ્વર્ગીય ગણાય એવી નિર્દોષતા તે કાળે તેનામાં હતી. હવે એ અંતરનું સૂક્ષ્મ સૌન્દર્ય અલોપ થઈ ગયેલું લાગ્યું.

એટલામાં લુસીએ ગુલાબના એક છોડ પર ખીલેલું ફૂલ ચૂંટી લીધું, ને તેની પાંખડીઓ તોડવા માંડી. ડેવીડ કંઈક ચીડથી તેની સામે જોઈ રહ્યો.

'આ ગુલાબના ફૂલે તારું કશું બગાડયું નથી,' તે એકાએક બોલી ઊઠયો, 'છતાં તું એને પીંખી નાખે છે. એ ફૂલને કંઈ દુઃખ નહીં થાય? એ ફૂલ કરતાં હું કંઈ વધારે સુખી નથી.'

લુસી ચોંકી. તેને મોઢે શરમના શેરડા પડયા. તરત તે હસી પડી.

'ઓહો! બિચારું ગુલાબ!' તે બોલી. 'દિલગીર છું, માફ કરજે! આજે મને એટલાં બધાં ગુલાબ મળ્યાં છે કે હું એને વિષે વિચાર જ કરતી નથી. મને લાગે છે એ ખોટું કહેવાય.'

'ખોટું નથી,' ડેવીડ શાન્તિથી બોલ્યો. 'તું જેટલાં ગુલાબની કદર કરી શકે તેના કરતાં વધારે તને જેમણે આપ્યાં તેમની જ ભૂલ છે.'

લુસી એની સામે તાકીને જોઈ રહી, પણ એના હૃદયનો ભાવ કળી ન શકી.

'છતાં,' ડેવીડે કહ્યું, 'તારા જીવનમાંથી એક પણ ગુલાબ ખરી પડે કે કોઈ છીનવી લે એ મને ગમે નહીં. વળી ગુલાબની એક ખાસ જાત આવે છે, તે આ ધરતીના બગીચામાં ઊગતી નથી. એ ગુલાબ તું શોધી કાઢે ને તારા હૃદય પર પહેર એમ હું ઇચ્છું છું, લુસી. હું મરી જાઉં તે પહેલાં તને એ ગુલાબ મળે ને તું સુખી થાય એવી આશા હું રાખું છું — પ્રેમના ગુલાબની વાત

કરું છું હું.'

લુસીએ માથું ઊંચું કર્યું. તેની આંખો શીતળ તેજથી ચળકતી હતી.

'પણ, મિ. હેમ્સલી,' તેણે કહ્યું, 'હું પ્રેમમાં માનતી નથી તે!'

ડેવીડના ચહેરા પર સખેદ આશ્ચર્યની — લગભગ ક્રોધની સુરખી છવાઈ ગઈ.

'તું પ્રેમમાં માનતી નથી!' તેણે સામો પડઘો પાડ્યો. 'તું શામાં માને છે ત્યારે?'

એના અવાજમાં રહેલો આવેશ જોઈ લુસીને નવાઈ લાગી, ને તેણે મોં મલકાવ્યું.

'હું તો સુખ ભોગવી લેવાય ત્યાં સુધી ભોગવી લેવામાં માનું છું,' તેણે ઠંડે પેટે જવાબ આપ્યો. 'પ્રેમ એ કંઈ સુખ નથી. મારી જે બહેનપણીઓ ને મિત્રો "પ્રેમ"માં પડેલાં છે તે સાવ દુ:ખી થઈ ગયેલાં દેખાય છે. ઘણાં તો અદેખાઈથી અધમૂઆં થઈ જાય છે, ને એમનો આજનો પ્રેમ કાલે ટકશે કે નહીં એની એમને ખાતરી નથી હોતી. મનનો એવો ઉકળાટ મારાથી તો ન સહેવાય. મારાં માબાપ પ્રેમને ખાતર પરણેલાં એમ હું રોજ સાંભળું છું. એમના જેવું કજિયાખોર જોડું દુનિયામાં નહીં હોય. હું તો પ્રેમ કરતાં મિત્રતામાં વધારે માનું છું.'

ડેવીડ એને નિહાળી રહ્યો હતો. તેના ચહેરા પર થાક અને તિરસ્કારની કાળી છાયા છવાઈ ગઈ.

'ઓહો!' તે ભાવહીન સ્વરે, ધીમેથી ગણગણ્યો. 'તું નાહક-ની લાગણીથી હૈયાને થકવવા નથી માગતી. ખરી વાત છે! આવી ઊગતી જુવાનીમાં તારામાં જે ડહાપણ છે તે અમારા સહુમાં હોત તો અમે ઘણું વધારે જીવી શકત. તું બહુ ડાહી છે, લુસી! તારા જેવી જુવાન છોકરીમાં આટલું ડહાપણ હોઈ શકે એમ મેં ધાર્યું નહોતું.'

લુસીએ તેની સામે બેચેનીથી જરાક નજર કરી લીધી. ડોસાનો ભાવ તે કળી શકી નહીં.

'મિત્રતા સારી વસ્તુ છે,' ડેવીડે ધીરે, વિચારપૂર્ણ સ્વરે આગળ ચલાવ્યું. 'તું કહે છે તેમ એ કદાચ પ્રેમ કરતાં વધારે સુરક્ષિત હશે, વધારે મધુર હશે. પણ મિત્રતાયે સાચી ત્યારે કહેવાય જ્યારે તે સાવ નિઃસ્વાર્થ હોય. નિઃસ્વાર્થ પ્રેમ અને મિત્રતા બંને વિરલાં છે.'

'બહુ, બહુ જ વિરલાં!' લુસીએ નિસાસો નાખ્યો.

'તું અત્યારે પરણવાનો વિચાર નહીં કરતી હોય તો ક્યારેક તો કરશે જ,' ડેવીડે કહ્યું. 'પતિની નરી મિત્રતા—મિત્રતા કરતાં કશું જ વધારે નહીં—તને સન્તોષ આપી શકશે?'

'જરૂર આપી શકશે!' લુસીએ કહ્યું. 'મારામાં લાગણીની ઘેલછા જરાયે નથી!'

ડેવીડના ચહેરા પર ગંભીર કટાક્ષની, ને આંખોમાં ચીડ અને અધીરાઈની, છાયા ફેલાઈ ગઈ. પણ લુસી તે જોઈ ન શકી. તે તો પોતાના રૂપનું જ ધ્યાન ધરવામાં મસ્ત હતી. તેને થતું હતું કે ડોસા તેની પાસે જે વચનો બોલાવવા માગે છે તે જ તે બોલી રહી છે.

'તને પ્રેમની ઝંખના નથી એમ ને?' ડેવીડે પૂછ્યું. પ્રેમને "સ્વર્ગમાંથી ઝરતો દૈવી આનન્દ" કહ્યો છે તેનો સ્વાદ તારે નથી જ ચાખવો! એ આનન્દે જગતના સર્વ કલાકારો ને કવિઓને પ્રેરણા આપી છે. એ પ્રેમે જગતનો ઇતિહાસ ઘડવામાં કદાચ મોટામાં મોટો ભાગ ભજવ્યો હશે.'

'એવા આનન્દ ઝાઝા ટકતા નથી!' કહી લુસી હસી પડી. 'કલાકારો ને કવિઓ તો દૂરથી જ પગે લાગવા જેવા હોય છે! મેં થોડાકને જોયા છે ને હું ધરાઈ ગઈ છું. મારે હવે બીજા નથી જોવા. સાવ મેલાઘેલા હોય છે; ને મનમાં પોતાની શક્તિ વિષે

ઘમંડ જુઓ તો પાર વિનાનો. સભ્ય સમાજમાં એમને બોલાવાય જ નહીં—હા, હા, ન જ બોલાવી શકાય! મારું પોતાનું ઘર હોય તો હું કોઈ કવિને તેમાં પગ જ ન મૂકવા દઉં. એમની કવિતામાં પણ કેવી મૂર્ખાઈ હોય છે!'

'હા, મૂર્ખાઈ ખરી!' ડેવીડે અડધી મીંચેલી આંખે લુસીને નિહાળતાં કહ્યું. 'કવિઓ પ્રેમમાં માને છે ખરાને!'

એના અવાજમાં રહેલું કટાક્ષ લુસી હવે સમજી શકી, પણ ચૂપ રહી.

'દુનિયામાં જીવનાર, કામ કરનાર, ને કષ્ટો સહન કરનાર ઘણા માણસોને મરતા પહેલાં સમજાય છે કે કોઈ મહાન ને સાચા પ્રેમ વિના તેમનું બધું કર્યું કારવ્યું નકામું નીવડે છે, ને કષ્ટો વેઠેલાં ધોવાઈ જાય છે. પણ બેશક એમાંયે અપવાદ હોય છે. કેટલાક જરાયે પ્રેમ વિના બહુ મોજ કરે છે. એવા લોકો સૌથી સુખી હશે કદાચ.'

'હા, ચોક્કસ. એમાં જરાયે શંકા નથી,' લુસી નિશ્ચયપૂર્વક બોલી.

તેણે નાખી દીધેલી ગુલાબની બેત્રણ પાંખડી ડેવીડે ઉપાડી લીધી, ને તે હથેળીમાં મૂકી તેના તરફ જોઈ રહ્યો.

'હા, એ લોકો ઘણી ઉપાધિમાંથી બચી જતા હશે,' તેણે શાન્તિથી જવાબ આપ્યો. 'ઘણા ઘાને રૂઝવે એવી હૃદયની વેદના તેમને નહીં ભોગવવી પડતી હોય. જીવનને પખાળીને કંચન જેવું સ્વચ્છ બનાવે એવાં આંસુ તેમને નહીં સારવાં પડતાં હોય. પણ એ લોકો ઘરડા થાય, ને જુએ કે દુનિયામાં સૌથી સુખી તો તે જ માણસો છે જેમણે પ્રેમરસ ચાખ્યો છે—જેમણે બીજા પ્રત્યે પ્રેમ રાખ્યો છે ને જેમના પ્રત્યે બીજાઓએ પ્રેમ વરસાવ્યો છે; પછી ભલેને એ પ્રેમીજનો આ સંસારમાં ન હોય—આ જોઈને એ લોકોને ઘડપણમાં પસ્તાવો થશે કે બીજા માણસના જીવનમાં તન્મય તદાકાર

થઈ જવાનો જે અદ્‌ભુત રસ છે તેનો મધુર આસ્વાદ તેમણે પોતે કદી લીધો નહીં. મિસિસ બ્રાઉનિંગે તેના પતિને પ્રેમ વિષે શું લખેલું તે જાણે છે તું?'

'ના, નથી જાણતી!' કહી તેણે સહેજ બગાસું ખાધું. ડેવીડ એબોટસે તેને જોઈ રહ્યો.

'તે પોતાના પતિને કહે છે: "તમારામાં એવું કશું નથી જે જોઈને મારો આખો આત્મા આકર્ષાતો ન હોય." એ ખરી પ્રેમની લાગણી છે. એક જીવે બીજાના આખા પ્રાણને ખેંચી લેવો જોઈએ; તેના હૃદયમાં રહેલા ઉત્તમ અંશોને ખેંચી બહાર લાવવા જોઈએ.'

'પણ બ્રાઉનિંગ દંપતી તો બહુ વિચિત્ર હતાં,' લુસી બોલી. 'એક ડોસા મને મળેલા, તે કહેતા હતા કે એ લોકો ફ્લોરેન્સમાં રહેતાં ત્યાં તેમણે એમને જોયેલાં. કહે છે કે એ બે જણ એવાં વિચિત્ર દેખાતાં કે લોકો એમના તરફ જોઈને હસતા. પ્રેમની વાતો બધી ઠીક છે; પણ આપણે વિચિત્ર દેખાઈએ ને લોકો આપણને હસે, તો એમાં શો ફાયદો?'

ડેવીડ બેઠો હતો ત્યાંથી એકદમ ઊભો થઈ ગયો.

'ખરી વાત!' તે બોલી ઊઠ્યો. 'તું ખરું કહે છે, લુસી! છોકરી, તું સાવ સાચું કહે છે! એમાં શો ફાયદો? તારા જેવી વહેવારુ સ્ત્રી મેં એકે જોઈ નથી. તું ખરેખર કોઈ વેપારીનું ઘર શોભાવશે!'

તેણે ઘડિયાળ જોયું તો જમવાનો વખત થયો હતો. 'ચાલ હવે આપણે નીચે જઈએ,' તેણે કહ્યું. 'જમ્યા પછી તું દસ મિનિટ પુસ્તકાલયમાં એકલી મારી સાથે વાત કરશે?'

લુસીએ આતુરતાથી ઊંચું જોયું. તેના ગાલ પર લાલી છવાઈ ગઈ.

'હા, જરૂર! બહુ ખુશીથી!'

## ૩. 'મને પરણે ખરી?'

જમણ રાતના એક સુધી ચાલ્યું. પછી પાછું ગાયન શરૂ થયું. નાચનાં રસિયાં સ્ત્રીપુરુષોએ ફરી નાચ શરૂ કર્યા. લુસીને એક નાચ નાચી લેવો હતો. ડેવીડ એકબે વેપારીઓ સાથે વાત કરતો ઊભો હતો. તે ખૂણામાં ઊભેલો છે એ જાણ્યા વિના જ લુસીની માએ ભીડમાં ચાલતી દીકરીનું ફ્રૉક ખેંચી તેને ઊભી રાખી.

'શું કર્યું તેં?' જાણે વઢતી હોય એવે સાદે તેણે લુસીને પૂછ્યું. અવાજ પણ ધીમો નહોતો. 'બરાબર સંભાળ તો રાખેલી ને? લાગ સાધી લીધો કે નહીં? એમણે તને શું કહ્યું?'

લુસીના સુન્દર ચહેરા પર કઠોરતા ફરી વળી. તેના હોઠ ચીડથી બિડાયા.

'મુદ્દાની કશી વાત ન કરી,' તેણે ભાવહીન સ્વરે કહ્યું. 'વખત જ નહોતો. પણ'—તેણે સાદ ધીમો કર્યો—'હમણાં મારી સાથે એકલા વાત કરવાના છે. આ નાચ પછી હું પુસ્તકાલયમાં એમની પાસે જવાની છું.'

તે ચાલી ગઈ. માએ ખીસામાંથી કાળો પંખો કાઢ્યો, ને જોરથી પવન નાખવા લાગી. તેને ખબર નહોતી કે માદીકરીની વાતનો શબ્દેશબ્દ ડેવીડે સાંભળ્યો હતો. એમની ચાલબાજી તે સમજી ગયો. તેના ક્રોધનો પારો તો ચડી ગયો, પણ તેણે કોઈને ખબર પડવા દીધી નહીં. દીવા, ફૂલ, ઝગઝગાટ બધા પર એને અણગમો છૂટ્યો. તેને થયું, આ બધો દંભ છે—મિત્રતાને નામે ચાલતો ખોટો ડોળ છે!—વિલાસનું ક્ષણજીવી ફૂલ છે, ને એની અંદર સ્વાર્થનો કીડો ભરાયેલો છે! તે તરત જ પુસ્તકાલયમાં ગયો. ત્યાં એત્રણ જ દીવાનો આછો પ્રકાશ હતો. પુસ્તકોની હારો પર હારો

ગોઠવેલી હતી. તેનું મન ચગડોળે ચડ્યું. તે ઊઠીને આંટા મારવા લાગ્યો. જિંદગીમાં કેટલું વૈતરું કર્યું—દુનિયામાં દોલત મેળવી, નામના મેળવી, પણ પ્રેમનું મોં જોયું નહીં; હૃદયનો વિસામો મળ્યો નહીં—જિંદગી આખરે આમ જ પૂરી થવાની? તો પછી જીવ્યાનો ઉપયોગ શો?

એ જ પળે લુસી અંદર આવી. તેને જોઈ ડેવીડને થયું, મેં એને અન્યાય તો નહીં કર્યો હોય? તે પસ્તાયો. તેણે લુસીને આવકાર આપી હેતથી કહ્યું:

'તું નાચી રહી, લુસી? તને એમ તો નથી થતું ને કે તારી જુવાન સાહેલીઓ ને બીજા મિત્રોને છોડી આ અંધારા ઓરડામાં થોડી વાર વાત કરવા બોલાવી મેં તારો આનંદ છીનવી લીધો છે?'

લુસીએ મોહક આંખો ઊંચી કરી.

'ખરું કહું? તમારી જોડે વાત કરવા કરતાં વધારે આનંદ મને બીજો કશો નથી!' તેણે મીઠે અવાજે કહ્યું.

ડેવીડના ચહેરા પરનો ભાવ બદલાયો, ને તેમાં કઠોરતા આવી. 'એ વાત સાચી નથી,' તેને થયું. 'એની એને ખબર છે, ને મને પણ ખબર છે.' પણ તેણે લુસીને વિવેકથી આરામખુરસીમાં બેસાડી, ને કહ્યું: 'મારે તને થોડા જ શબ્દો કહેવા છે—તારા બાપ તને કહેવા માગે તો કહે એવી રીતે—તારા ભવિષ્ય વિષે.'

'મારા ભવિષ્ય વિષે?' લુસીએ પડઘો પાડ્યો.

'હા. તેં એનો જરાયે વિચાર કર્યો છે ખરો?'

લુસીએ ડોકું ધુણાવી ના કહી. 'હું બહુ મૂરખ છું,' તેણે કબૂલ કર્યું. 'હું કદી વિચાર કરતી નથી!'

ડેવીડ બીજી આરામખુરસી લઈ તેની સામે બેઠો.

'તો હવે પાંચેક મિનિટ વિચાર કરવાનો પ્રયત્ન કરી જો,' તેણે ધીમેથી કહ્યું. 'કાલે કે પરમ દિવસે હું લાંબા વખત માટે

બહાર જવાનો છું.'

'જવાના છો!' લુસી આશ્ચર્યથી બોલી ઊઠી 'પણ—દૂર તો નથી જવાના ને?'

'એ તો જેવી મારી મરજી,' કહી તે લુસીને બારીકાઈથી જોઈ રહ્યો. 'ઇંગ્લંડ બહાર એકાદ વરસ તો રહીશ જ. પણ, લુસી, તું નાની હતી ત્યારે મને એટલી બધી વહાલી હતી કે હવે મોટી થઈ એટલે તારા જીવનમાં રસ લીધા વિના મારાથી રહેવાતું નથી. તેં તારા પોતાના સુખને માટે કંઈક સારો વિચાર કરી રાખ્યો છે એમ જો મને જતા પહેલાં ખબર પડે, તો હું બહુ રાજી થાઉં.'

'મેં તો કશો વિચાર નથી કર્યો,' થોડી પળ થોભીને લુસી બોલી. 'અને તમે જતા રહેશો પછી મને મોજ પણ નહીં કરવા મળે!'

ડેવીડ સહેજ હસ્યો. 'પણ, લુસી, મારો આવરદા પૂરો થવા આવ્યો છે. ઘડપણ વધતું જાય છે ને મને બેચેન બનાવે છે. મારે આ સમાજ ને આ વાતાવરણમાંથી ક્યાંક બહાર ચાલ્યા જવું છે. મારી આજની સ્થિતિથી હું સાવ કંટાળી ગયો છું.'

'કંટાળી ગયા છો?' લુસીની આંખમાં આશ્ચર્યનો પાર નહોતો. 'ખરેખર? તમે—તમારી આજની સ્થિતિથી કંટાળી ગયા છો? આટલા બધા પૈસા છે છતાં?'

'હા, આટલા બધા પૈસા છે છતાં!' ડેવીડે કહ્યું.

'લોકો ભલે માનતા હોય, પણ પૈસા કંઈ સુખ આપતા નથી. પણ મારે મારી વાત નથી કરવી. તારી જ વાત કરવા દે ને. તું જિંદગીમાં શું કરવા માગે છે? તું પરણીશ તો ખરી જ ને?'

'મને—મને લાગે તો છે,' લુસી ખંચકાતી ખંચકાતી બોલી.

'કોઈના પર તારી નજર ઠરી છે ખરી? કોઈ જુવાન તને ચાહે છે કે તું કોઈને ચાહે છે? એવો કોઈ હોય, તો મારી પાસે મોકલજે. એનામાં કંઈ દૈવત હશે તો હું એને ઠેકાણે પાડીશ.'

'એવું કોઈ નથી,' લુસીએ કહ્યું. 'હું કદી પ્રેમમાં પડી નથી

એવી ગાંડી વાતમાં મને વિશ્વાસ જ નથી. પણ હું નહીં પરણું તો મારે આજીવિકા માટે કંઈક કામ કરવું પડશે —'

તે બોલતી બંધ થઈ. ડેવીડ એને જે તીક્ષ્ણ નજરે જોઈ રહ્યો હતો તેનાથી તે ગભરાઈ ગઈ હતી.

'ઘણી સારી, ઘણી રૂપાળી, ઘણી નાજુક સ્ત્રીઓ તું કહે છે એમ આજીવિકા માટે કંઈક કામ કરે છે ખરી. પણ એ સંગ્રામ ભયાનક છે, ને એનો અન્ત માઠો આવે છે. સ્ત્રી દુનિયા સામે એકલે હાથે ઝૂઝે એના કરતાં એને પતિની કાળજી ને કોમળતાનું રક્ષણ મળે તો સારું.'

'હા, તમારી વાત સાવ સાચી છે,' લુસી રમતિયાળ અવાજે બોલી. 'પણ કોઈ વર સામો આવે નહીં તો પછી છૂટકો છે કંઈ?'

ડેવીડે ઊઠી આરામખુરશી ખસેડી નાખી, ને મૂગે મોઢે આંટા મારવા માંડ્યા. લુસી એને જોઈ રહી. તેના મનમાં ચીડ વધતી હતી, ને તેનું હૃદય બેચેનીને લીધે જોરથી ધડકતું હતું. 'આટલું બધું અચકાય છે શા સારુ?' એટલામાં ડેવીડ થોભ્યો, ને ઊભો રહી લુસીને એવી એકીટસે જોઈ રહ્યો કે લુસીના મનમાં કંઈક અસ્પષ્ટ ગભરાટ ઊપજ્યો.

લગ્નમાં પ્રેમ હોવો જોઈએ કે નહીં એ વિષે પાછી થોડીક ચર્ચા ચાલી. લુસી કહે: 'મારે તો વર એવો જોઈએ જે મારો મિત્ર બનીને રહે — સાચો હેતાળ મિત્ર! હંમેશાં મારી સંભાળ રાખી શકે, ને મારી જોડે સારી રીતે વર્તે — કોઈ મારા કરતાં ઉંમરે બહુ મોટો હોય; ડાહ્યો, મજબૂત મનનો, ચતુર —'

'અને પૈસાદાર,' ડેવીડે શાન્તિથી ઉમેર્યું. 'એ ન ભૂલી જઈશ! બહુ જ પૈસાદાર!'

લુસીએ તેની સામે જોઈ જરા નખરું કરી લીધું. સહેજ ગભરાટ તો થયો. પણ એના છીછરા મગજથી પરિસ્થિતિનું માપ કઢાય એટલું કાઢી લીધું, ડેવીડનું વચન સ્મિત સાથે અપનાવી લીધું, ને બોલી:

'હા, હા, બેશક! પુષ્કળ પૈસા વિના સુખચેનથી ન જ રહી શકાય.'

ડેવીડે મોઢું ઝટ ફેરવી લીધું, ને આંટા મારવા માંડ્યા. લુસી મનમાં બહુ ચિડાઈ. આ ડોસો ધીરજની ઘણી આકરી કસોટી કરે છે! ત્યાં તો એકાએક, જાણે મનમાં કંઈ મોટો નિર્ણય થઈ ગયો હોય એવી રીતે, તે પાછો લુસી સામે પડેલી આરામખુરસીમાં બેઠો; તકિયે નિરાંતે ટેકો દીધો; ને શાન્ત નજરે બારીકાઈથી, વેપારીને પેઠે, લુસી સામે તાકી રહ્યો.

'પુષ્કળ પૈસા વિના સુખચેનથી ન જ રહી શકાય એમ તું માને છે,' તેણે કહ્યું. 'મારી જિંદગીમાં વધારેમાં વધારે સુખ ત્યારે હતું જ્યારે મારી પાસે બેંકમાં એક પેની પણ નહોતો, ને રોજ ખાવા માટે મારે ઘણી મહેનત કરવી પડતી. કેવળ જિંદગી ટકાવવા માટે મારે જે પ્રયત્ન કરવો પડતો તેમાં ઉત્સાહ હતો, આનન્દ હતો, લહેજત હતી, ને મારામાં જે કંઈ સારા ગુણો હતા તે એને લીધે ખીલી નીકળ્યા. હું મને પોતાને ઓળખતો થયો. બીજાને ઓળખવા કરતાં પોતાને ઓળખવામાં વધારે ડહાપણ છે. ત્યારે મારા મનમાં આદર્શો હતા; અને — અત્યારે હું ઘરડો થયો છું તોપણ — એ આદર્શો કાયમ છે.'

તે થંભી ગયો. લુસી ચૂપ રહી. તેની આંખો ભોંય તરફ ઢળેલી હતી, ને તેના હાથ પંખા જોડે નકામી રમત કરી રહ્યા હતા.

'તને જાણીને આશ્ચર્ય થશે ખરું?' ડેવીડે આગળ ચલાવ્યું, 'કે મેં તને આદર્શરૂપ માની છે?'

લુસીએ ઊંચું જોઈ મોં મલકાવ્યું. 'ખરેખર? મને લાગે છે તમને મારે વિષે નિરાશા ઊપજશે.'

'જે નાની બાળા મારા ઢીંચણ પર બેસતી, મારી ઘડિયાળના અછોડા જોડે રમતી, ને એને "મારી રાણી" કહેતો ત્યારે મારી સામે હસતી, તે બાળાને મેં મનમાં આદર્શરૂપ માની છે. એના એ

હાસ્યમાં પૂરેપૂરી સચ્ચાઈ હતી. તે જાણતી હતી કે કોઈ ડોસો નાની બાળાને "મારી રાણી" કહે એ હસવા જેવી વાત છે. એ બાળાના જેવું રૂપ ને માધુર્ય મેં બીજે ક્યાંયે જોયું નથી. તેના મનમાં નિર્દોષ સ્વપ્નાં ને શુદ્ધ આનન્દ હતાં. એ મોટી થતી ગઈ, ને મારું એને મળવાનું ઓછું થતું ગયું. ધીરે ધીરે કરતાં આખરે હું એ બાળાને ખોઈ બેઠો, ને એક યુવતી મારી સામે આવીને ઊભી રહી. પણ મને એ બાળાના હૃદય પર વિશ્વાસ છે. હું માનું છું એ બાળામાં જે સચ્ચાઈ ને સરળતા હતી તે આ યુવતીના સ્વભાવમાં કાયમ છે.'

'તમે મારા પર બહુ હેત રાખો છો,' લુસી બોલી. 'મારામાં ચતુરાઈ જરાયે નથી.'

'હું તારામાં ચતુરાઈની આશા નથી રાખતો. એવી આશા મેં રાખી પણ નથી,' ડેવીડે કહ્યું. 'તું ચતુર સ્ત્રી નથી એને સારુ તું રાજી થા, લુસી!'

લુસીએ કંઈ જવાબ ન આપ્યો. તે આ બધી વાતનો પાર પામી શકી નહીં. તેણે જરાક બગાસું ખાઈ લીધું.

'ના, તું ચતુર નથી,' ડેવીડે શાન્તિથી આગળ ચલાવ્યું. 'નથી એથી હું રાજી થાઉં છું. તું ભલી છે, સરળ છે, ને સાચી છે. આ ગુણો ગમે તેવી ચતુરાઈ કરતાં ચડી જાય એવા છે.'

લુસીના ગાલ પર લાલી ફેલાઈ ગઈ. તેણે સહેજ મોં મલકાવ્યું, ને નીચી આંખે પંખા સામે જોઈ રહી. ડેવીડ એને નિહાળી રહ્યો. લુસીના મનમાં શા વિચાર ચાલી રહ્યા હતા તે કળી જતાં એને વાર લાગી નહીં.

'સ્ત્રીના સદ્‌ગુણ એ જ એનું ધન છે, એ જ એની કિંમત છે,' તેણે કહ્યું. 'રત્નની કિંમત એના કદ અને વજન પરથી નક્કી નથી, પણ તેનામાં અમુક જાતનું તેજ હોય છે તે પરથી નક્કી થાય છે. પણ સાધારણ વેપારી લોકોને—મારા જેવાને—બજારના

તમામ હીરાથી ચડી જાય એવો હીરો સદ્ભાગ્યે હાથ લાગી જાય તોપણ તેને કસી જોયા વિના તેમને સંતોષ થતો નથી. હું જેને કીમતી ચીજ માનું તેની ચોક્કસ કિંમત જાણવાની ઈચ્છા મને રહે છે. એટલે હું એને કસી જોઉં છું.'

'એમ ?' લુસી બોલી. બીજું શું કહેવું એની એને ગમ પડતી નહોતી. તેને આ બધી વાત વિચિત્ર લાગતી હતી. તેને થતું હતું ડોસાની સાન ઠેકાણે હશે ખરી ?

'હા. એમ. હું એને કસી જોઉં છું. લુસી, તારે વિષે મને બહુ ઊંચો મત છે. તને હું બહુ જ સુન્દર સ્ત્રીરત્ન માનું છું. એટલે જેમ કોઈ અમૂલ્ય રત્નની પરીક્ષા કરું તેમ તારી પરીક્ષા કરવાનું મને મન થાય છે. તને વાંધો છે ?'

'વાંધો ? જરાયે નહીં ! જાણે તમે કંઈ ઈચ્છો તેની સામે હું વાંધો લેવાની હોઉં ! પણ—હું બરાબર સમજતી નથી—'

'કદાચ નહીં સમજતી હોય,' ડેવીડ વચ્ચે જ બોલી ઊઠ્યો. 'જે વાતોનો મારા પોતાના જીવન જોડે સંબન્ધ હોય છે તેમાં મારું કહેવું બહુ સ્પષ્ટતાથી સમજાવવાની કળા મારામાં નથી એ હું જાણું છું. પણ મારા જ્ઞાનતન્તુ હજુ કામ કરે છે, ને મારામાં હૃદયનો કંઈક અવશેષ રહી ગયો છે,—તે મને અવારનવાર સતાવે છે.'

લુસીએ નીચી નમીને પોતાનો મોજાવાળો કોમળ હાથ ડેવીડના હાથ પર મૂક્યો, ને ગણગણી 'વહાલા ડેવીડ રાજા ! તમે કેટલા બધા ભલા છો !'

તેની નાની આંગળીઓ ડેવીડે પોતાના હાથમાં લીધી, તેને હળવેથી પકડી રાખી, ને કહ્યું: 'લુસી, મારે તને એક સવાલ પૂછવો છે. એ બહુ અઘરો સવાલ છે, કેમકે મને લાગે છે કે એનો તું જે જવાબ આપે તેનાથી કદાચ મને અતિશય દુઃખ થાય—ભારે નિરાશા થાય. એ સવાલને જ હું "પરીક્ષા" કહું છું. પૂછું એ સવાલ ?'

'જરૂર પૂછો!' લુસીએ કહ્યું.—તેનું હૈયું જોરથી ધડકવા લાગ્યું. તેને થયું ડોસો હવે ખરા મુદ્દા પર આવે છે, ને થોડાક શબ્દો આગળ બોલશે એટલે હું અચૂક એની કરોડોની દોલતની માલિક બનીશ!—'મારાથી એનો જવાબ દેવાશે તો દઈશ.'

'એ સવાલ તને પૂછું, કે જવા દઉં?' કહી તેણે લુસીના હાથ પરની પકડ સખત બનાવી, ને તેના મોં સામે તાકીને જોઈ રહ્યો. 'કેમકે તું ધારે છે એના કરતાં ઘણો વધારે મર્મ એમાં રહેલો છે. એ સવાલમાં સાહસ છે, અવિવેક છે, ઉદ્ધતાઈ છે, લુસી. મારી ઉંમરના માણસે કોઈ પણ સ્ત્રીને એ સવાલ પૂછવો ઉચિત નથી. એ સવાલથી કદાચ તને બહુ જ માઠું લાગશે!'

લુસીએ પોતાનો હાથ ડોસાના હાથમાંથી ખેંચી લીધો.

'મને માઠું લાગશે?' તેની આંખો નર્યા આશ્ચર્યથી પહોળી થઈ ગઈ. 'એવો તે સવાલ શો હોઈ શકે?'

'ઓહો! શો હોઈ શકે? કોઈ માણસ—કોઈ ડોસો—જુવાન સ્ત્રીને અવિવેક ને ઉદ્ધતાઈથી ભરેલી શી શી વાતો કહી શકે તેનો વિચાર કરી જો! ધાર—જોજે, માત્ર મનથી ધારવાની જ વાત છે હોં—પળવાર ધારી લે કે હું તને મારી જોડે પરણવાનું કહું તો?'

લુસીના મોઢા પર અતિશય હર્ષનું તેજસ્વી સ્મિત ફરકી રહ્યું. અંતરનો આનન્દ પ્રગટ કરતાં તે હસી પડી.

'તો હું તમને તરત જ હા પાડું!' તે બોલી ઊઠી.

ડેવીડ આકળો બનીને એકદમ ઊઠી ગયો, ખુરસી ખસેડી નાખી, ટટાર થઈને ઊભો રહ્યો, ને નીચી નજર નાખી લુસી સામે જોયું.

'તું હા પાડે!' એનો અવાજ ધીમો હતો, ને તેમાં વ્યાકુળતા હતી. 'તું!—તું મને ખરેખાત પરણે?'

લુસી પણ ઊઠીને ઊભી થઈ. યૌવનના લાવણ્યથી દીપતો પોતાનો દેહ તેણે ડેવીડ સામે ધર્યો. તેની મોહક મુખમુદ્રા આછા સ્મિતથી દીપી ઊઠી. ઊંડા શ્વાસોચ્છ્વાસથી તેની છાતી ઊંચીનીચી થવા લાગી. આંખો ઉત્કંઠાથી પહોળી થઈ ગઈ.

‘પરણું—હા, હા, જરૂર પરણું !’ તે બોલી ઊઠી. તેના હૈયામાં હરખ માતો નહોતો. ‘દુનિયામાં કોઈ પણ પુરુષને બદલે તમને પરણવાનું મને બહુ જ ગમે !’

પળવાર મૌનની શાન્તિ ફેલાઈ ગઈ. પછી—‘શા માટે ?’ ડેવીડે પૂછ્યું.

આ બે જ શબ્દના પ્રશ્નથી લુસી સાવ મૂંઝાઈ ગઈ. આ સવાલ અણધાર્યો હતો. તેનો શો જવાબ આપવો તેની કશી સૂઝ એને પડી નહીં. વળી ડેવીડ એના ચહેરા સામેથી આંખ જરાયે ખસેડતો નહોતો. તેના ગાલ લાલચોળ ને ગરમ થઈ ગયા. તેને શરમ આવી ? ના, શરમ નહીં, પણ માત્ર ચીડ. તેને થયું, ‘આવે પ્રસંગે એમણે કેવા કોમળ શબ્દો કહેવા જોઈએ ! પણ આ તો કાંસાના જડ પૂતળાની પેઠે ઊભા છે; આંખો ફરકે છે એટલે જ જીવતા દેખાય છે; ને પૂછે છે: “ શા માટે ?” એમનામાં લાગણીની કુમાશ જ નથી.’ તેણે આ મૂંઝવણમાંથી નીકળવાનો રસ્તો શોધી જોયો, પણ જડ્યો નહી. તેનું અંતર વલોવાઈ ગયું. તે રડું રડું થઈ ગઈ. પ્રયત્ન કરીને આંખમાં આંસુ લાવી શકાત તોયે કંઈક કામ લાગત. પણ મન બહેર મારી ગયું હતું. કાનમાં જાણે ભણકારા વાગવા લાગ્યા—‘હારી, તું હારી !’ હાથમાંથી સરી પડતી આ તકને પકડી રાખવા શું કરી શકાય ? તેની લાચારીનો ને તેના ગુસ્સાનો પાર ન રહ્યો.

‘શા માટે ?’ ડેવીડે ફરી પૂછ્યું. ‘તું મને શા માટે પરણે ? પ્રેમને ખાતર તો નહીં જ. તું તો પ્રેમમાં માનતી નથી. પણ માનતી હોય, તોયે મારી ઉંમરના પુરુષ પર તું પ્રેમ ન કરી શકે. એ વસ્તુ અશક્ય છે, અસ્વાભાવિક છે. હું તારો દાદો થાઉં એટલી ઉંમરનો છું. ફરી વિચાર કરી જો, લુસી. કદાચ તેં ઉતાવળે— છોકરવાદીમાં વગરવિચારે—કે હેતથી ને મને રીઝવવા સારુ— જવાબ દીધો હશે. પણ આવી ગંભીર વાતમાં મારો વિચાર વચ્ચે

લાવીશ નહીં. તારો પોતાનો વિચાર કર. તારો સ્વભાવ, તારું જીવન, તારું ભવિષ્ય, તારું સુખ એ બધાનો વિચાર કરી જો. તું હજુ જુવાન છે. આખી દુનિયા તારી સામે પડેલી છે. તોપણ હું જો તારી પાસે માગું કરું, તો તું મારી સાથે વિચારપૂર્વક ને રાજીખુશીથી પરણે ખરી?'

'હા, પરણું!—જરૂર પરણું!' લુસીએ બેધડકપણે કહ્યું. 'એથી વધારે સુખ મને બીજા કશામાં ન મળે.'

ડેવીડે જાણે કંઈ પ્રિય વસ્તુ નાખી દેતો હોય એવો હાથનો અભિનય કરી કહ્યું: 'મારી છેલ્લી ભ્રમણા પણ આમ ભાંગી ગઈ! હશે! જવા દો એને!'

લુસી બાઘા જેવી એની સામે જોઈ રહી. આનો શો અર્થ? એ વહાલનાં કંઈ વચનો કેમ કહેતા નથી? ડેવીડના મનમાં તો એ વિચારનો છાંટોયે ન દેખાયો. તેણે સાવ ભાવહીન આંખે લુસી તરફ જોયું, ને તેના ચહેરા પર સખ્તાઈનો ભાવ તરી આવ્યો.

'મારે આજની દુનિયા ને આજની કેળવણીથી વધારે વાકેફ થવું જોઈતું હતું,' તે લુસી કરતાં વધારે તો પોતાના મનને ઉદ્દેશીને કહેવા લાગ્યો. 'મેં દુનિયા ઘણી જોઈ છે. મારે સ્ત્રીની સચ્ચાઈ વિષે રતિપૂર આસ્થા રાખવી ઘટતી નહોતી.'

લુસી ચમકી ઊઠી. તેના ક્રોધનો અગ્નિ ભભૂકી ઊઠ્યો.

'મિ. હેમ્સ્લી!'

તેને રોકવા ડેવીડે હાથ ઊંચો કર્યો. 'મને માફ કર,' તેણે થાકેલે અવાજે કહ્યું. 'હું ઘરડો માણસ રહ્યો. મને આખું બોલવાની ટેવ પડેલી છે. તું મારા બોલવાથી ચિડાય, તોપણ મને માફી માગતાં આવડવાની નથી. મેં માન્યું હતું—'

તે અચકી ગયો. પછી પ્રયાસ કરીને કહેવા લાગ્યો—

'મેં માન્યું હતું, લુસી, કે તું લાંચ કે રુશવતને જરાયે વશ થાય એવી નહીં હોય.'

'લાંચ?—રુશવત?' તે તોતડી જીભે બોલી. આવેશ ને વ્યાકુળતાના થથરાટને લીધે તેના હાથમાંનો પંખો નીચે પડી ગયો. ડેવીડે નીચા નમી તે ઉપાડી લીધો, ને લુસીને પાછો આપ્યો.

'હા, લાંચ અને રુશવત,' તેણે ઠંડે પેટે કહેવું ચાલુ રાખ્યું. 'પૈસાની લાંચ—માનમરતબાની રુશવત. હું તારી પાસે માગું કરું—મેં કર્યું તો નથી—તો કેવળ આ વસ્તુઓને સારુ જ તું મને પરણે. કેમકે એ સિવાય મારી પાસે તને આપવા જેવું બીજું કંઈ જ નથી. પતિના જેવો સ્નેહ હું તને આપી શકું એમ નથી. એવો સ્નેહ મારા મનમાંથી મરી ગયો છે. પરણીને હું તારો "મિત્ર" ન બની શકું; કેમકે મને હંમેશાં એમ યાદ રહે કે આપણી લગ્નની "મિત્રતા" પૈસાની લેવડદેવડ પૂરતી છે. તું જુએ છે કે હું સાફ-સાફ વાત કહું છું. હું વિવેકી માણસ નથી—શિષ્ટાચાર પૂરતો પણ વિવેક મારામાં નથી. હું પાકું પાન થયો. હવે જૂઠું શા સારુ બોલું? જૂઠું બોલવાથી જુવાનીમાં પણ કદી ફાયદો થતો નથી. પણ ઘડપણમાં તો એ સમય અને શક્તિનો દુર્વ્યય છે. એક પગ તો ઘોરમાં ઊતરી ગયો છે બીજાને લપસતો રોકવો એ સારું છે.'

તે થોભ્યો. લુસી કંઈક કહેવા ગઈ, પણ ડોસાને જવાબ દેવા જેવા શબ્દો એને ન જડ્યા. ડેવીડની થાકેલી આંખોમાં ઊંડે ઊંડે દર્દ અને નિરાશા બંને હતાં. પળવાર મૂગા રહી તેણે કહ્યું: 'આ વાતચીત લંબાવવામાં હવે સાર નથી. મેં તારે વિષે વધારેપડતી આશા બાંધી એમાં બધો વાંક મારો પોતાનો જ છે. મેં તને ઊંચે આસને સ્થાપી હતી. ત્યાંથી તું પોતે થઈને નીચે ઊતરી છે. એમાં વાંક તારા સ્વભાવનો હશે. તેમ તારાં માબાપનો ને તારા ઉછેરનો પણ હશે. મેં તને પરણવાની બેહૂદી વાત કરી ત્યારે તેં જો સાચી સ્ત્રી તરીકે, વિવેકથી પણ ધસીને ના પાડી હોત, તો—'

'તો શું?'

'તો શું? તો હું તને મારી મિલકતની કુલ વારસ બનાવત.'

લુસી તો ડઘાઈ જ ગઈ. તેની નિરાશાનો પાર રહ્યો નહીં. અરેરે! સુખનું સ્વર્ગ હાથવેંતમાં જ હતું ત્યાંથી સરી પડયું! તે ચસકેલની પેઠે ખડખડાટ હસી પડી.

'ખરેખર? શા માટે?'

'કેમકે મારી ખાતરી થાત કે તું સાચાબોલી છે,' ડેવીડે ભાર દઈને કહ્યું. 'મારી ખાતરી થાત કે સોનાના બદલામાં તારું રૂપ વેચવાની તેં ના પાડી છે. સમજી, લુસી? મારા સ્વપ્નમાં જે બાળાની મૂર્તિ રમી રહી છે તે તું નથી. તું તો નવા જમાનાની પહોંચેલ સ્ત્રી છે. તારે ને માણસના આદર્શને શી લેવાદેવા?'

લુસી ચૂપ રહી. ક્રોધથી તે અડધી અવાચક થઇ ગઈ હતી. ડેવીડે એની પાસે જઈ એનો હાથ ઝાલ્યો.

'સાહેબજી, લુસી! આવજે ત્યારે!'

લુસીએ તેના પંજામાંથી પોતાની આંગળીઓ ખેંચી લીધી. તેના ક્રોધની કમાન હાથમાંથી છટકી ગઈ. 'હું તમને ધિક્કારું છું!' તેણે દાંત પીસીને કહ્યું. 'તમે હલકટ છો! નીચ છો! ફિટકાર છે તમને!'

ડેવીડ ચૂપચાપ ઊભો રહ્યો. તેના ચહેરા પરની શાન્તિ જરાયે ચળી નહીં.

'તમે મને છેતરી છે—ઠગી છે!' લુસી મોઢું છૂટું મૂકીને બોલવા લાગી. 'તમે મને એમ મનાવ્યું કે તમે મને પરણવા માગો છો.'

'માફ કર મને!' ડેવીડ બોલ્યો. 'પણ મેં તને મનાવ્યું? કે તેં તારી મેળે જ માની લીધું?'

'કોઇ પણ જુવાન છોકરી પાસે—કોની પાસે તેની મને પરવા નથી—તમે પરણવાનું માગું કરો તો તે હા પાડે!!' લુસી લાલચોળ થઈને કહેવા લાગી. 'આવો કરોડપતિ મોટો દૈત્ય કેમ ન હોય, તોયે તેને ના પાડવી એ બેવકૂફીની હદ કહેવાય. આટલી

દોલત કોઈ આપવા આવે તો તે તક જતી ન કરવામાં કશું ખોટું નથી કે કશું જૂઠાણું નથી.'

લુસીને સંયમ ગુમાવીને બોલતી જોઈ ડેવીડને દયા આવી.

'ના, કશું ખોટું નથી—જો એ તક લાજઆબરૂ ગુમાવ્યા વિના મળતી હોય તો. પણ કોઈ સ્ત્રી એકવીસ વરસની ઉંમરે સિત્તેર વરસના પુરુષને તેની દોલતને ખાતર પરણવા તૈયાર થાય, તો તેનામાં સ્વમાનનો છાંટો નથી એમ જ મને તો લાગે. એ સિત્તેર વરસનો પુરુષ જો એવી સ્ત્રીને વેચાતી લેવાની હા પાડે, તે સ્ત્રીને સ્વેચ્છાએ પોતાનો દેહ વેચવામાં મદદ કરે, તો હું એમ જ માનું કે એ પુરુષ માણસજાતને માથે કલંકરૂપ છે.'

'તમારા આવા વિચાર હતા, તો તમને મારી પાસે માગું કરવાનો કશો હક નહોતો,' લુસીએ ગુસ્સામાં કહ્યું.

'મેં માગું નથી કર્યું, લુસી. માગું કરવાનો મારો વિચાર પણ કદી નહોતો! મેં તો તને એટલું જ પૂછ્યું કે હું જો માગું કરું, તો તું શો જવાબ આપે?'

'એનો અર્થ પણ માગું જ થયો,'

'માફ કર, એનો અર્થ સાવ એવો નથી. મેં તને કહેલું કે હું તારી પરીક્ષા કરું છું. મારી પરીક્ષામાં તું નાપાસ થઈ, એ આ આખી વાતનો સાર છે. આ પ્રકરણ પૂરું થયું હવે.'

'પૂરું કરવાનો વખત પણ થયો છે! હું થાકીને લોથ થઈ ગઈ છું.'

'જરૂર થઈ ગઈ હોઈશ. રાત કેટલી ગઈ છે તે હું ભૂલી જતો હતો.' તેણે લુસીને જવા માટે વિવેકપૂર્વક બારણું ઉઘાડ્યું. 'મેં તને કંઈ દુઃખ ઉપજાવ્યું હોય, તને ગુસ્સો ચડે એવું કંઈ કર્યું હોય, તો મને માફ કરજે. સાહેબજી, લુસી! ભગવાન તારું ભલું કરે!'

'સાહેબજી!' લુસીએ તોછડાઈથી કહ્યું, ને ડેવીડની નજર ચુકાવી.

'તું હાથ નહીં મિલાવતી જાય?' ડેવીડે ધીરે સાદે કહ્યું. 'તું આપી શકે તેના કરતાં વધારેની આશા મેં તારી પાસેથી રાખી તેને સારુ હું દિલગીર છું, લુસી! પણ હું ઇચ્છું છું કે તું સુખી થાય. સંભવ છે કે આપણે ફરી કદી મળવા ન પામીએ—એટલે આપણે મિત્ર તરીકે છૂટાં પડીએ તો સારું!'

લુસીની આંખમાંથી દ્વેષ અને ઝેર વરસતાં હતાં. તેણે ડેવીડ સામે તાકીને જોયું.

'મારે નથી જોઈતી તમારી મિત્રતા!' તે બોલી. 'તમે ક્રૂર ને સ્વાર્થી છો, ને તમે મારા બૂરા હાલ કર્યા છે. હું તો કહું છું કે તમે ભૂંડે મોતે મરજો. તમારી સંભાળ લેનાર કોઈ માણસ પણ તમને ન મળજો. મારે તમારું નામ નથી સાંભળવું, તમારું મોં નથી જોવું. હું નાની બાળા હતી ત્યારે પણ તમને મારા પર ખરો પ્રેમ નહીં જ હોય.'

ડેવીડે કરડી આંખે તેની સામે જોયું.

'એ બાળા તો મરી ગઈ! એની વાત ન કરીશ!'

એના ચહેરા પર કંઈક જોઈને લુસી ડરી ગઈ. કોઈ માણસ ધરતી પરની છેલ્લી આશા ગુમાવી બેઠો હોય એના જેવી મૂંગી નિરાશા ને એવા સુનકારની છાયા એના મોં પર ફરી વળી હતી. જાણે મોત નજીકમાં ઢૂંકી ન રહ્યું હોય એવો એ દેખાવ હતો. લુસી ધ્રૂજી ઊઠી. તેને શરીરે શીત વ્યાપી ગયું. તેનું માથું નીચું ઢળી પડયું. પળવાર તેનું અંતર તેને ડંખવા લાગ્યું. તેને યાદ આવ્યું કે તે સોળ વરસની થઈ ત્યારથી તેણે આ ખખળી ગયેલા, દુઃખી ડોસાની પત્ની થવાને કેવા પેંતરા રચ્યા હતા, કેવાં કાવતરાં કર્યાં હતાં, કેટલી ચાલબાજી કરી હતી. પળવાર તો તેને થઈ આવ્યું કે ડોસા આગળ દિલ ખોલીને કહી દઉં, ને માની શિખવણીથી જે કંઈ કર્યું તેની માફી માગી લઉં. પણ પછી એકાએક, એક શબ્દ પણ બોલ્યા વિના, તે બહાર નીકળી ગઈ, ને દોડતી દોડતી ઊતરી પડી.

ઘેર પાછા જતાં રસ્તે મોટરમાં માને બધી વાત કરી તે ધ્રુસકે ધ્રુસકે રોઈ પડી. 'ખેલ ખલાસ થઈ ગયો! બાજી બગડી ગઈ! હું એમને ગુમાવી બેઠી! મારા નસીબ પર પાણી ફરી વળ્યું!'

દીકરીની વાત સાંભળીને માનાં તો ગાત્ર ઢીલાં થઈ ગયાં. તે ઠરીને બરફ જેવી થઈ ગઈ. 'હવે કશું થઈ શકે એમ નથી?' તે રડતે સાદે બોલી.

'કશું જ નહીં.' લુસી ગાંડીતૂર બની ગઈ હતી. 'હવે હું એકલી પડવાની. મને એ હવે કદી નહીં બોલાવે. મારે માટે પાર્ટી નહીં કરે, ફરવા કે નાટક જોવા નહીં લઈ જાય, ઘરેણાં નહીં આપે—મને કદી મળવા નહીં આવે. મને કદી મોજ કરવાની નહીં મળે. સહુ મને જોઈને હસશે!'

'આવું કોણે ધાર્યું હોય?' માએ નિસાસો નાખ્યો. 'છે કરોડપતિ, પણ કેવી ઘેલછા! મેં તો માનેલું કે બહુ અક્કલવાળો હશે. આટલા બધા પૈસાનું એ શું કરશે?'

લુસી નિસાસા નાખતી હતી, ને રડતી હતી. એની મા ફરીફરીને બબડતી હતી:

'આટલા બધા પૈસાનું એ શું કરશે!'

## ૪. ‘ ખોવાઈ ગયો માનજો ’

બેત્રણ દિવસ પછી સર ફ્રાન્સીસ વેસી એની ઑફીસમાં બેઠો હતો. એક કારકુન સામે બેઠો બેઠો કંઇક કાગળમાં લખેલી, કોઈ કેસની કંટાળો આપે એવી વીગતો એકધારે અવાજે ગગડાવી રહ્યો હતો. સર ફ્રાન્સીસને બગાસાં આવતાં હતાં, ને મનમાં અધીરાઈ થતી હતી કે ક્યારે જમવાનો વખત થાય અને આ પરડ સાંભળવી મટે ને ઘેર જવાય. એટલામાં ડેવીડ હેમ્સ્લીનો નોકર બેન્સન ઓચિંતો આવી ચડ્યો, તેણે સર ફ્રાન્સીસને માનભેર સલામ કરી, ને ડેવીડ શેઠનો કાગળ આપ્યો. તેના પર લખેલું હતું ‘ખાનગી’.

‘આવ, બેન્સન,’ કાગળ લેતાં વેસીએ મોં મલકાવીને કહ્યું. ‘તારા શેઠ મજામાં છે ને?’

‘હા જી, હમણાં જ હું એમને સ્ટેશને વળાવીને આવ્યો ત્યાં સુધી તો મજામાં હતા.’

‘ ઓહો! ત્યારે શેઠ ગયા કે શું?’

‘હા જી, ગયા.’

‘ એકલા ગયા?’

‘ હા જી, એકલા જ.’

‘ ક્યાં જાય છે એ કહી ગયા છે?’

‘ ટિકિટ તો સાઉધેંપ્ટનની લીધી છે.’

‘ ઓહો!’

‘ ને જોડે એક પેટી જ રાખી છે. ’

‘ ઓહો!’ વેસી વિચારમાં પડી ગયો.

‘ શેઠ આવે ત્યાં સુધી તું બંગલે જ રહેવાનો છે ને?’

‘ મને મહિનાની રજા આપી છે. પાછો આવીને હું બંગલે જ

રહીશ. બધા નોકરોને એવો જ હુકમ છે.'

'એમ? સમજ્યો!' પછી જરા થોભીને કહેઃ 'તને ખબર તો હશે કે શેઠની ગેરહાજરીમાં તારે પગાર ને ઘરખરચ માટે પૈસા મારી પાસેથી લઈ જવાના છે. તારા શેઠ એમનો બધો વહીવટ મને સોંપી ગયા છે, જાણે છે ને?'

'હા જી, શેઠે કાલે રાતે અમને બધાને બોલાવીને વાત કરી હતી.'

'ખરેખર? વેપારી રહ્યા, એટલે કશું અધૂરું તો ન જ મૂકે. મને લાગે છે શેઠ મહિનોમાસ બહાર રહેશે. હું વચ્ચે વચ્ચે બંગલે આંટો મારીને જોઈ જઈશ તારે કંઈ જોઈએ કરે તો ગમે ત્યારે આવી જજે.'

'મહેરબાની આપની.'

'મને એક જ વાતનો ખેદ થાય છે,' — કહેતાં વેસીની ચતુર પણ દયાળુ આંખોમાં કંઈક દુઃખની છાયા તરી આવી—'કે તને શેઠ સાથે લઈ ગયા નથી.'

'હા જી, મને પણ ચિન્તા થાય છે. શેઠને સિત્તેર વરસ થયાં. કોક સાથે હોત તો સારું થાત. હું સાથે જવા તૈયાર હતો, પણ એમણે એ વાત સાંભળી જ નહીં. હજુ તો છ મહિના પહેલાં જ ડાક્ટરે એમને કહેલું કે હૃદય બરાબર નથી ચાલતું, માટે કાળજી રાખજો.'

'એમ કે! ડાક્ટરે કંઈ ખાસ ઉપચાર બતાવેલો?'

'હા જી. હવાફેર ને સંપૂર્ણ આરામ.'

'તો તો નક્કી એટલા માટે જ એકલા ગયા છે. સરનામું આપ્યું નથી, ને કાગળો એમને મોકલવા નહીં એમ કહેતા ગયા છે, તે એટલા જ માટે. પણ કંઈ મુશ્કેલી આવશે તો શેઠ આપણને ખબર આપશે.'

'હા જી, જરૂર. મને કહ્યું છે કે તારી જરૂર પડશે તો તાર

કરીને બોલાવીશ.'

'વારુ ત્યારે. તને કંઈ ખબર મારા કરતાં વહેલી મળે, કે કંઈ ખાસ કામ હોય, તો ચાલ્યો આવજે મારી પાસે. ઘરનું સરનામું પણ જાણે છે ને?'

'હા જી.'

બેન્સને વિદાય લીધી ને પછી સર ફ્રાન્સીસ વેસીએ ડેવીડનો કાગળ ઉઘાડયો. તેમાં આ પ્રમાણે લખેલું હતું:

'પ્રિય વેસી,—લુસી સૉરેલના જન્મદિવસની પાર્ટીવાળી રાતે મને એક માઠા સમાચાર મળ્યા છે. મેં એક સટ્ટો કરેલો તેમાં મારી ધારણા ખોટી પડી છે, ને એ આખા "જુગાર"માં મેં ખોટ ખાધી છે. પણ એથી મારી આર્થિક સ્થિતિ પર કશી અસર પડવાની નથી. આપણે છેલ્લા મળ્યા ત્યારે મેં તમને કામકાજને અંગે બધી સૂચનાઓ આપી રાખી છે, એટલે હું નિશ્ચિંત મને બહારગામ જાઉં છું. કેટલોક વખત બહાર રહેવાનું થશે. ક્યાં જઈશ એ હજુ નક્કી નથી. એટલે હાલ તુરત તો મને ખોવાઈ ગયો માનજો. હું એકાએક અથવા માંદગી ભોગવીને મરી જઈશ, તો મારા ખીસામાં એક કાગળ રાખેલો છે તે તમને મોકલવામાં આવશે, ને એ માઠા (?) બનાવની ખબર તમને તરત જ મળશે. તમે વેપારમાં તેમજ મિત્ર તરીકે પ્રેમપૂર્વક મારી જે સેવા કરી છે તેને માટે હું તમારો ઘણો જ ઋણી છું. હું મારું વીલ કરીશ ત્યારે એ ઋણનો પૂરેપૂરો ને આભારપૂર્વક સ્વીકાર કરીશ. એ કામ માટે હું કદાચ બીજા કોઈ વકીલની મદદ લઉં. પણ જેમ ગયાં વીસ વરસથી તમે મારું બધું કામકાજ જોતા આવ્યા છો, તેમ અત્યારે પણ બધો વહીવટ તમારા હાથમાં સોંપીને જાઉં છું. મારો વેપાર તો હંમેશની પેઠે ચાલ્યાં કરશે. એ સંચો એવો સારો ગોઠવાઈ ગયો છે કે કેટલોક વખત મારી હાજરી વિના પણ ચાલશે. મને પોતાને વિશ્રાન્તિ ને છૂટથી હરવાફરવાની જરૂર ઘણી લાગે છે. ચાલો ત્યારે સાહેબજી! અને જૂના વિચારના લોકો કહેતા તેમ—"ભગવાન તમને દુવા આપે." એ શબ્દોમાં કંઈ અર્થ હોય, તો એ પૂરેપૂરો અર્થ મારા આ વચનમાં છે એમ માનજો.—લિ. સ્નેહાધીન ડેવીડ હેમ્સ્લી'

વેસીને આનો પૂરેપૂરો અર્થ સમજાયો નહીં. તેને આ આખા પ્રકરણમાં એક જ વાત બહુ ગમી હતી—લુસી સોરેલ ને તેની માનું કારસ્તાન ઊંધું વળ્યું તે. 'ડેવીડ ઘરડા છે ખરા, પણ કોઈ સ્ત્રી એમને બનાવી જાય એમ નથી! મેં એમને સહેજ અણુસારો જ કર્યો, ને એ ભેદ કળી ગયા. હશે, સાઉધૅમ્પ્ટન ગયા છે ને! ખોવાઈ જવા માગે છે! એ કરોડપતિ ઓળખાયા વિના રહેવાના છે? આજે "ખોવાઈ" ગયા હશે, તો કાલે જડશે. મહિનાએકમાં તો પાછા આવી પહોંચશે. એ વાતની કશી ફિકર કરવા જેવી નથી.'

આવો નિશ્ચય તો તેણે કર્યો; છતાં દિવસમાં અનેકવાર ફરીફરીને 'રાજા ડેવીડ'ની મૂર્તિ તેના મન આગળ ખડી થતી; માથે પળિયાં, આંખોમાં વિષાદ, ને એકલી અટુલી; સ્વપ્નામાં કોઈ ઓળો ફરકી જાય તેમ લંડનથી દૂર દૂર નિર્જન વનવગડે ફરતી દેખાતી; ને ફરીફરી તેના કાગળમાંના શબ્દો વેસીના કાન પર અથડાતા:

'મને ખોવાઈ ગયો માનજો.'

## ૫. કુદરતને ખોળે

ઇંગ્લંડના સમરસેટ પરગણાનો મુલક બહુ જ રળિયામણો છે. કુદરતે ત્યાં પોતાની સમૃદ્ધિ છૂટે હાથે વેરી છે. રસ્તા સાંકડા ને વાંકાચૂંકા છે. બંને બાજુએ માટીની ઊંચી પાળો છે. તેના પર વસંતઋતુમાં ચડતી જાતજાતની વેલો પર ખીલેલાં ફૂલોના અગણિત હાર ધરતીએ પહેર્યા છે. એક ગામડેથી બીજે ગામડે જવાનું હોય તોયે આ ગલીઓમાં ચાલતાં કોઈ સ્વપ્નદ્રષ્ટા કે કવિને તો એમ જ લાગે જાણે હું અપ્સરાઓના નંદનવનમાં વિહાર કરી રહ્યો છું. ક્યાંક ક્યાંક ઊંચાં, વિશાળ વૃક્ષો આવેલાં છે, ને તેનાં મૂળ ધરતીને સો સો વરસથી ચોંટી રહ્યાં છે. એ વૃક્ષોની, લીલાંછમ પાનથી ભરેલી, પહોળી ડાળીઓએ વિશાળ મંડપ ઉપર જાણે ચંદરવા રચી દીધા છે. નજીકના ખેતરોમાંથી અગણિત ચંડોળ આકાશના ચોખ્ખા હવામાં ઊડતાં ઊડતાં હર્ષમાં આવીને મધુર ગાન કરે છે ને આકાશને ગજવે છે. દરિયો ક્યાંક મંદ મંદ ધ્વનિ કરતો ધરતીને પંપાળે છે; ને ક્યાંક નિરંતર ગર્જના કરતો ને પછાડો મારતો કાંઠાના ખડકોમાં મોટા કોતરો પાડે છે. આંખને ઠારે એવી લીલોતરી છેક સમુદ્રના કાંઠા સુધી ફેલાઈ છે. રસ્તાની ગલીઓ દરિયાને મળવા પહોંચે છે; ને ફૂલના હાર, લીલાં પાંદડાંનાં ઝૂમખાં, અને વનવગડાની મીઠી સુગંધ સાથે લેતી જાય છે. આ ગલીઓ ઊંચી ટેકરીઓ પર શરૂ થઈ નીચે કાંઠા આગળ પૂરી થાય છે. ટેકરી પર ચાલનાર મુસાફર નીચે દરિયાની ઝાપટો સાંભળે છે. આ ગલીઓ ઘણીવાર બહુ સૂની હોય છે. સાંકડી એવી કે બે ગાડાં પણ સામસામાં સહેજે પસાર ન થઈ શકે. વસંતમાં ને ઉનાળે ત્યાં ચોર, ભિખારી, રખડુ એવા લોકો જ ફરતા હોય છે. આવો એક માણસ, જુલાઈ મહિનામાં એક દિવસ,

નમતે પહોરે, ધૂળવાળે રસ્તે ધીરે ધીરે ચાલતો આવ્યો; ને થાકથી નિસાસો મૂકી એક ઝાડના મૂળ આગળ વિસામો ખાવા બેઠો. માણસ વૃદ્ધ હતો. તેનાં ડાચાં બેસી ગયેલાં હતાં. દસેક દહાડાની દાઢી વધી હતી. એનો વેશ જોઈને એમ લાગે કે ક્યાંક ખેતરમાં કામ કરનારો મજૂર હશે, ઘડપણને લીધે તેને રુખસદ મળી હશે, ને તેથી કંઈક કામ શોધવા પગપાળો નીકળી પડ્યો હશે. તેણે માથે બેડોળ ને જૂનોખખ ટોપો પહેર્યો હતો. ઢીલો થઈને ઝાડ નીચે બેઠા પછી તેણે ટોપો ઉતાર્યો, ને માથાનાં પળિયાં પર હાથ ફેરવ્યો.

એને જોઈ પાસેના એક ગુલાબના છોડ પરથી એક નાનું પંખી ઊતરી આવ્યું, ને તેને પ્રશ્ન પૂછતું હોય એમ એકીટસે તેની સામે જોઈ રહ્યું. એ પંખીને જોઈ ડોસો બોલ્યો: 'મેં બધું કામ સારી રીતે પાર ઉતાર્યું છે! ક્યાંય નિશાની રહેવા દીધી નથી. બ્રિસ્ટલના સ્ટેશન પર મારી પેટી પડી છે તે કશી બાતમી આપવાની નથી. ભાડું વસૂલ કરવા સ્ટેશનવાળા પેટી વેચી નાખશે તોયે તેમાં નામ વિનાનાં થોડાં કપડાં સિવાય બીજું કંઈ મળવાનું નથી. સાઉધેંપ્ટનથી આગળ મારો પત્તો લાગવાનો નથી. ત્યાંથી આગળ પછી અંધારું આવે છે; તેમાં ડેવીડ કરોડપતિ અલોપ થઈ ગયો છે, ને તેની જગાએ ડેવીડ રખડુ અહીં બેઠો છે!'

નાના પંખીએ પાંખ ફફડાવી, ને તેની સામે જોઈ રહ્યું. જાણે કહેતું હતું: 'હું બરાબર સમજું છું! તમે અમારા જેવા જ ભમનારા બન્યા છો. તમે આવતી કાલનો વિચાર નથી કરતા, પણ આવતી કાલને એનું ફોડી લેવા દો છો. હું પંખી, ને તમે માણસ, તોયે આપણી વચ્ચે સ્નેહની ગાંઠ છે—આપણે ભાંડુ છીએ!

ડેવીડના ચહેરા પર એકદમ સ્મિત છવાઈ ગયું. આ સ્થિતિ નવી હતી, પણ તેને આમાં મજા પડતી હતી. તે બહુ જ થાકી ગયો હતો. છેલ્લા ત્રણચાર દિવસ બહુ જ ચાલ્યો હતો. શરીર આખું કળતું હતું. પણ તેના મનમાં આનન્દ હતો. તેને વાતાવરણ, સોબત

બધું જ નવું જોઈતુ હતું. એ તો ગરીબાઇનો સ્વાદ લેવાથી મળે એવું બીજી કઈ રીતે મળે? જે કરોડપતિનું નામ પડતાં દુનિયાનાં નાણાંબજારો ધ્રૂજી ઊઠતાં તે આજે એકલવાયો ને રાંક બનીને અહીં બેઠો હતો.

લંડન છોડયા પછી તે અહીં કેવી રીતે આવ્યો તે જોઈએ. લંડનથી તેણે સાઉધૅમ્પ્ટનની ટિકિટ લીધેલી, એટલે ત્યાં ગયો. બનાવટી નામ આપીને રાત એક હોટેલમાં કાઢી. બીજે દિવસે ત્યાંથી નીકળી બે દહાડે બ્રિસ્ટલ પહોંચ્યો. રસ્તે પહેલા વર્ગના 'રિઝર્વ' ડબામાં તેણે પેટી ઉઘાડી બધાં કપડાં પરથી નામની નિશાનીઓ કાઢી નાખી. બ્રિસ્ટલ સ્ટેશને પેટી 'ક્લોકરૂમ'માં મૂકી, છડેછડો નીકળી પડચો, ને હોટેલમાં ફરી બનાવટી નામે રહ્યો. ગામના એક ગરીબ લત્તામાંથી મજૂર પહેરે એવાં જૂનાં કપડાં ખરીદ્યાં. વેપારીને કહ્યું કે 'એક મજૂર ઇસ્પિતાલમાંથી હમણાં જ નીકળ્યો છે તેને આપવાનાં છે.' એટલે વેપારીને અંદેશો ન આવ્યો. તે કપડાંનું પોટકું લઇ બીજે દહાડે નીકળી પડચો. રાત પડચે રસ્તે જુદાં જુદાં નિર્જન સ્થાનોમાં એક પછી એક કરીને કપડાં બદલ્યાં; ને જૂનાં કીમતી કપડાં ક્યાંક બખોલમાં તો ક્યાંક ખૂણેખાંચરે કોઇના હાથમાં ન આવે તેવી રીતે ફેંકી દીધાં. દાખલા તરીકે એક જગાએ ડગલાનાં ખીસાંમાં પથરા ભર્યા, ને તે એક અવડ કૂવામાં નાખી દીધો. આ નિર્દોષ કામ કરતાં પણ તેના મનમાં થથરાટ છૂટચો, જાણે કંઈ ગુનો કરતો ન હોય. ગૃહસ્થાઈની એકેએક નિશાની તજી દીધા પછી, જે જૂની બંડી ખરીદેલી તેનું અસ્તર ફાડયું. સાથે પાંચસો પાઉંડની નોટો ભીડ પડચે કામ લાગે તે માટે રાખેલી તે અંદર ગોઠવી, ને અસ્તર સોય-દોરાથી સીવી લીધું. વાટખરચી માટે થોડુંક પરચૂરણ ખીસામાં રહ્યું. અકસ્માત કે માંદગી સિવાય નોટોને અડવાનો તેનો વિચાર નહોતો. ખીસામાંનું પરચૂરણ ખલાસ થયે ભિક્ષા માગવાનો નિશ્ચય કર્યો હતો. માણસો મોટે ભાગે હેતાળ ને દયાવાન હોય છે, ને જીવનના

સંગ્રામમાં એકબીજાને મદદ કરવા તત્પર હોય છે, એ વાત કેટલી સાચી છે તેનું પારખું એને લેવું હતું. પહેલા બેત્રણ દહાડા તો ચાલતાં બહુ થાક લાગ્યો, પણ પછી શરીર ટેવાયું. તાજા દૂધ ને ગામઠી પાંઉરોટીથી કામ નભી જતું. વળી ફળો સોંઘાં હતાં, ને પનીર પણ સસ્તી મળી જતી. એટલે કશાની ખોટ ન લાગી. રાતે હવા હૂંફાળી હોવાથી ક્યાંક ખૂણે ઝાડ નીચે અથવા કોઈ ખેતરમાં ઘાસની ગંજી પાસે ખુલ્લામાં સૂઈ રહેતો. ઊંઘમાં સાવ ચોખ્ખી હવા મળવાથી તેના શરીરમાં સ્ફૂર્તિ આવતી. તેનું મન ધીરે ધીરે શાન્ત પડતું ગયું. ઈશ્વરની આ અદૃષ્ટ ને અકળ લીલાનો હૃદયને સ્પર્શ થતાં દુઃખ, નિરાશા, ભ્રમણા બધું સરી પડયું. તેને લાગ્યું, જૂની જિંદગી સદાને માટે ભુલાઈ ગઈ, ને હવે નવી જિંદગી શરૂ થાય છે. તેણે વિચાર કર્યો: ' માણસને કેટલા થોડા પૈસામાં આરોગ્ય, સન્તોષ, ને નિર્દોષ આનન્દ મળી રહે છે! પણ આપણે તો વાસનાઓ પર કશો અંકુશ જ મૂકતા નથી. મૂકીએ તો આવરદા પણ લંબાય, ને સુખ પણ ઘણું વધારે મળે!'

તે ઝાડને અઢેલી, પગ લાંબા કરીને બેઠો. માથે ઝાડની વિશાળ ઘટા હતી. ઝાડ પર પંખીઓ કલવર કરી રહ્યાં હતાં. પગ નીચે સુંવાળી મખમલ જેવી ઘાસનો ગાલીચો હતો. પાસે નાનકડું ઝરણું મંજુલ રવે ગાન કરતું વહેતુ હતું. આસપાસ શાન્તિ ને શોભા જોઈ તેનું હૈયું ઠર્યું. અહીં બેએક કલાક બેસી વાંચવું, ઊંઘ આવે તો ઊંઘી લેવું, ને પછી ચાલવા માંડવું, એવો એનો વિચાર હતો. તેણે બ્રિસ્ટલમાં કીટ્સનાં કાવ્યોની એક સસ્તી ચોપડી ખરીદી લીધી હતી, તેમાંથી એક કાવ્ય કાઢીને વાંચ્યું, ને મન વિચારને હીંડોળે ચડયું. એમ કરતાં કરતાં ઊંઘ આવી, ને થોડી વારમાં તો તે ઘસઘસાટ ઊંઘી ગયો.

## ૬. વનનો સાથી

સૂરજ આથમી ગયો; આકાશમાં પશ્ચિમથી પૂર્વ તરફ કિરમજી રંગનો પ્રકાશ ફેલાયો, ને જાતજાતના ભભકાદાર રંગો ચોમેર પથરાઈ ગયા. હવા સાવ શાન્ત હતી, ને એમાં ભંગ પડાવનાર ગાડાનાં પૈડાંનો અવાજ સરખો દૂરથી આવતો નહોતો. એટલામાં કોકનાં ધીમાં પગલાં ધૂળમાં પડતાં હોય એવો અવાજ આવ્યો; અને ગલીમાં જે જગાએ ઊંચાણ હતું ત્યાંથી એક માણસ ચડી આવ્યો. તે ઠીંગણો ને જાડો, જથરપથર ને મેલો હતો. તેણે પીઠ પર મોટો ટોપલો ઉપાડ્યો હતો; તેમાં ઝાડનાં મૂળિયાં, ડૂંખો વગેરે ભરેલું હતું; ને ટોપલે બાંધેલું દોરડું છાતી આગળ આણી બે હાથે ઝાલી રાખ્યું હતું. નાની કાળી ચુંગી ફૂંકતો, તે ટગુમગુ કરતો ચાલ્યો જતો હતો. ડેવીડ સૂતેલો ત્યાં આવી તે થોભ્યો, ને ડેવીડને ઘણા વખત સુધી તાકીને જોઈ રહ્યો. પછી પાસે જઈ એને પગથી માથા સુધી બારીકાઈથી નિહાળ્યો. પાસે પડેલી ચોપડી ઉઘાડી તેનાં પાનાં ફેરવ્યાં, અને 'કવિતા!' કરીને ચોપડી તિરસ્કારથી ફેંકી દીધી.

એ જ પળે ડેવીડ હાલ્યો, તેની આંખ ઊઘડી ગઈ, ને તેણે નવા આવનાર સામે મીટ માંડી.

'ઊઠો, ડોસા, ઊઠો! તમને પગપાળા ચાલવાની ટેવ નથી લાગતી! ક્યાંથી આવો છો?'

'બ્રિસ્ટલથી ચાલતો આવું છું, ભાઈ,' ડેવીડે કહ્યું. 'તમે ખરું કહો છો. મને ચાલવાની ટેવ નથી.'

નવો આવનાર ડેવીડ સામે તાકીને જોઈ રહ્યો. તેના ચહેરા પર નરમાશ આવી. 'તમે ગૃહસ્થ લાગો છો! તમને દુઃખ શું છે? નોકરી છૂટી ગઈ છે?'

ડેવીડે ડોકું હલાવી હા ભણી.

'ખખળી ગયા લાગો છો,' નવા મુસાફરે કહ્યું. 'દુનિયામાં ઝાઝા દહાડા રહેવાના હો એમ નથી લાગતું. પણ આપણે સહુ વહેલા મોડા ઘરડા ને પાંગળા થઈ જવાના જ છીએ. ભગવાન કોઈ ને ઘડપણ આવતું રોકતો નથી. મને સાઠ વરસ થયાં, તોયે જાતે મહેનત કરીને રોટલો મેળવું છું. એટલો નસીબદાર હું.'

તેણે કરંડિયો ઉતારીને નીચે મૂકયો હતો, તેના તરફ નજર કરી ડેવીડે પૂછ્યું: 'એમાં શું છે?'

'એમાં શું છે? એમ પૂછો કે એમાં શું નથી? ડાકટરો કાગળ પર જે દવાઓ લખી આપે છે ને સોનાની ગીનીઓ ખંખેરી લે છે તે દવાઓ જેમાંથી બને છે તે બધું આમાં છે. એ સિવાય બીજી દવા એમને આપવી હોય તો ખનિજ ધાતુનાં રસાયણ આપવાં પડે. ને રસાયણ એ તો માણસના શરીરને માટે નર્યું ઝેર છે. વનસ્પતિની દવાઓ આપવી હોય તે બધી આ કરંડિયામાં છે. મને આ મુલકમાં સહુ ઓળખે. સવાર હોય કે રાત, વસંત હોય, ઉનાળો હોય કે પાનખર હોય—અરે, કકડતો શિયાળો કાં ન હોય,—તોયે આખું વરસ હું આ ઓસડિયાં ભેગાં કરવાનો! મારું નામ છે મૅટ પીક. તમારું નામ?'

'ડેવીડ.'

'નામ કે અટક?'

'બંને.'

'ક્યાં જાઓ છો?'

'તેની ખબર નથી. હું આ મુલકમાં અજાણ્યો છું. કાલે તો ખુલ્લામાં સૂઈ રહેલો. આજે ક્યાંક છાપરી નીચે સૂવાનું મળે તો સારું એમ થાય છે.'

'પાસે રાજાનાં ચિત્તર છે?'

ડેવીડ મૂંઝાયેલો જોઈ રહ્યો. 'રાજાનાં ચિત્તર?'

'આ !' કહી મેટ પીકે પાટલૂનના ખીસામાંથી કાળો પડી ગયેલો છ પેનીનો સિક્કો કાઢ્યો. 'આના પર રાજાનું ચિત્તર નથી ?'

'છે !' કહી ડેવીડે ખીસામાંથી થોડાક શિલિંગ પેન્સના સિક્કા કાઢીને બતાવ્યા. 'આટલામાં ક્યાંક રાત રહેવાનું મળશે ?'

'હા, જરૂર ! મિસ ટ્રેન્ટર કરીને એક ડોશીની વીશી છે ત્યાં હું તમને લઈ જઈશ. ત્યાં રાત રહેવા સૂવાનું મળી રહેશે. હવે ઊઠો. હજુ એક કલાક ચાલવાનું છે. હું તમારો હાથ ઝાલીશ.'

બંને જણ ચાલ્યા. આરામથી ને તાજી હવાથી ડેવીડના શરીરમાં કંઈક સ્ફૂર્તિ આવી હતી. અંધારાના ઓળા ફેલાતા હતા તેમાં થઈને આકાશમાં એક રૂપેરી ચમકાટવાળો તારો દેખાયો.

'જોયો આ પ્રેમનો તારો ?' મેટે કહ્યું.

'હા, હમણાં શુક્ર સાંજે ઊગે છે,' ડેવીડે કહ્યું.

'શુક્ર ! એ કોક મૂરખે આપેલું નામ છે. ક્યાંથી શીખી લાવ્યા તમે ? એ શુક્ર નથી. એ તો પ્રેમનો તારો છે.'

ડેવીડ કંઈ બોલ્યો નહીં. મેટના શબ્દે તેના મનમાં જે વિચારો જાગૃત કર્યા તેમાં તે ગરકાવ થઈ ગયો.

થોડી વારે પીકે ફરી કહ્યું: 'ડોસા, આ શીશીમાંથી એક ઘૂંટડો ભરશો ?' તેણે કાળી, મેલી બાટલી ડેવીડ સામે ધરી.

'એમાં શું છે તે પહેલાં કહો,' ડેવીડે સહેજ હસીને કહ્યું.

'દારૂ નથી. ફક્ત વનસ્પતિનો આસવ છે. તાજગી આપશે.'

ડેવીડે શીશી લઈ આસવ ચાખ્યો. તે સ્વાદિષ્ટ હતો. એટલે શીશી મોઢે માંડી મોટો ઘૂંટડો ભર્યો.

'બેત્રણ મિનિટ એની અસર થવા દો. પછી પંખી માળા તરફ જાય એવા જોરથી ચાલવા લાગશો.' પીકે આસવનાં વખાણ કર્યાં. 'શક્તિની દવા ! કેટલીક વનસ્પતિમાં શક્તિ આપવાનો જે ગુણ હોય છે તે ડાકટરોની દવાઓમાં નથી હોતો. ડાકટરો લંડનનાં મોટાં મોટાં મકાનોમાં, કરોળિયા માખીની રાહ જોતા હોય એમ, બેસી રહે છે,

ને એવકૂફોની જીભો જોઈને સોનાની ગીનીઓ ખંખેરી લે છે!'

ડેવીડે ફરી આસવનો ઘૂંટડો ભરી શીશી પાછી આપી. જરા આગળ ચાલ્યા એટલે પીકે ઊભો રહી કરંડિયો રસ્તાની પાળે ટેકવ્યો ને કહ્યું: 'સાંભળો! સમુદ્રનો અવાજ સંભળાય છે!'

અંધારું હવે પૂરેપૂરું ફેલાઈ રહેવા આવ્યું હતું. વચ્ચે વચ્ચે ઊંચાં ઝાડ નજરે પડતાં એટલું જ. આકાશમાં હજારો તારા ચમકતા હતા. એ નીરવ શાન્તિ ભેદીને એક લાંબો, મધુર, દર્દભર્યો સાદ આવતો હતો. એ શબ્દો વિનાનું અંતરવ્યથા ને પ્રાર્થનાનું, ગાન હતું. જાણે કોઈ પ્રીતમ, પ્રિયાના વિયોગથી ઝૂરતો ન હોય, ને પોતાના સ્વપ્નમાં વિચરતી એ અદષ્ટ સુંદરીને પોતાનો આશા નિરાશાથી મિશ્રિત આર્તનાદ સંભળાવતો ન હોય. સાગર ધરતીને સાદ પાડતો હતો,—કરુણ ને હૃદયભેદી સંગીતના સૂરો વડે તેને ધા નાખતો હતો,—ધરતીના કાંકરાવાળા કિનારાને ફીણરૂપી વાંકાચૂંકા હાથ વડે પંપાળતો હતો; ને તેના ખડકરૂપી વક્ષઃસ્થળ પર વાછંટ વડે ચુંબનોની વૃષ્ટિ કરી રહ્યો હતો. 'હું તારી પાસે આવી શકું તો કેવું! અરે, તું મારી પાસે આવી શકે તો કેવું!' એ ધ્રુવપદ સમુદ્રનાં મોજાં ગાતાં હતાં. સંસારમાં પડેલો મર્યાદિત જીવ અનન્ત અમર્યાદ પરમાત્માને ભેટવા નિરંતર તલસી રહ્યો હતો. આ તલસાટ, આ ઝંખના, આ આર્તનાદ એ જ જીવનનું મહાસંગીત હતું, છે, ને સદાકાળ રહેશે. પાણીની ચડઊતરના એ ધીરા, તાલવાળા અવાજના પડઘા આસપાસની ટેકરીઓમાં પડતા હતા. એ સાંભળી એકાએક ડેવીડને ભાન થયું કે પોતે મોતની કેટલે નજીક આવીને ઊભો છે. બીકથી નહીં, પણ આટલી બધી જિંદગી વેડફી નાખ્યા માટે પોતાની જાત પર ચીડ ચડવાથી, તે કાંપી ઊઠ્યો. તેણે આટલાં વરસ વૈતરું કરીને શું કર્યું હતું? ધનના ઢગલા વાળ્યા હતા. પણ પછી?— હવે તેને લાગતું હતું કે એ ધન કશા કામનું નથી. તેને પોતાની સામે સુનકાર પડેલો લાગ્યો. સમુદ્રનો અવાજ આજે તેના કાનમાં શાન્તિ રેડવાને બદલે ઠપકો સંભળાવી રહ્યો હતો.

પીક પાછો પોતાનાં ઓસડિયાંનાં વખાણ કરવા લાગ્યોઃ 'એને પ્રતાપે મારા બાપ સો વરસ જીવ્યા; ને પછી પણ પથ્થર પર લપસતાં હાડકું ભાંગવાથી મરી ગયા. મારા દાદા એકસોદસ વરસ જીવેલા. સાઠ વરસ તો મને થયાં છે. એક જડીબુટ્ટી આવે છે તે ખાય તો માણસ સો વરસ જીવે. એ બુટ્ટી હું શોધ શોધ કરું છું. હજુ જડી નથી. પણ જડશે ખરી.'

'તો તો તમારો બેડો પાર,' ડેવીડે કહ્યું. 'તમે લખપતિ થશો. એ બુટ્ટીના તમે મોંમાગ્યા પૈસા લઈ શકશો. પછી આમ રસ્તે રખડવાનું નહીં રહે. તમે રાજાની પેઠે એશઆરામથી રહેશો.'

'ના રે !' પીકે તિરસ્કારથી કહ્યું. 'રાજાને સુખ હોય છે એમ હું નથી માનતો. તેમનામાં સચ્ચાઈ પણ નથી હોતી. જે કામ કરતાં ગરીબ માણસ કેદમાં પુરાય તે કામ રાજાઓ કરે છે ને છટકી જાય છે. એ લોકો દુઃખી ને દુબળા હોય છે. સોનું હોઇયાં કરીને અજીરણ થયું હોય, એટલે બીજું કશું ખાવાનું એમને પચતું નથી. લંડનમાં એક દવાવાળો છે, તે મારી પાસે એક મૂળિયું મગાવે છે. એના એક કરોડપતિ ઘરાકને એના વિના ચાલતું નથી. મને એક શિલિંગ મળે છે, ને દવાવાળાને ગીની. એની ફિકર નહીં. મૂળિયામાંથી દવા બનાવવાની મહેનત કરે છે ને બાપડો !'

જરા આગળ ચાલ્યા એટલે પીક પાછો કહેવા લાગ્યો : 'આ લખપતિઓની શી વાત ? મોટરમાં બેસીને આખો મુલક ફરે, પણ મુલક કદી જુએ નહીં. પંખીને ગાતાં કદી સાંભળે નહીં, કે ફૂલોની શોભા જુએ નહીં. તેમને તો મળે છે ધૂળના ગોટા, ને ઉપર પેટ્રોલની દુર્ગંધ. ગયે ઉનાળે હું ડેવન પરગણામાં ફરતો હતો, ત્યાં એક મોટર ભોં ભોં કરતી આવી, ને તળિયે કંઈ ફ—ટ કરીને અવાજ થયો એટલે અટકી પડી. મોટર હાંકનારો ઊતર્યો, ને તેની જોડે કાળાં ચશમાંવાળો બીજો માણસ ઊતર્યો. મને પૂછે: "આ ડેવન પરગણું છે ?" મેં કહ્યું : "હા." એટલામાં કોયલ બોલી. પેલો

મને પૂછે: "એ શું?" મેં કહ્યું: "કોયલ." એણે ટોપ ઉતારી માથું ખજવાળ્યું. માથે તાલ પડવા આવી હતી. ભાઈસાહેબ કહે: "વાહ રે વાહ! મેં નાનપણથી આજ સુધી કદી કોયલને બોલતી સાંભળી નથી." પછી હસીને કહે: "આ કોયલ છે એમ કે?" મેં કહ્યું: "તમે ગામડાંમાં બહુ ફર્યા લાગતા નથી." તો કહે: "હંમેશાં મોટર લઈને ફરું છું. પણ મને કદી કોયલ સાંભળવા મળી નહોતી." પછી મોટર સુધરી એટલે અંદર બેઠો, ને મારા હાથમાં એક શિલિંગ મૂક્યો. કહે છે: "એ ખરેખરી કોયલ છે એમ તેં મને કહ્યું એ સારું કર્યું." એને કદાચ થયું હશે કે મેં કરંડિયામાં બનાવટી કોયલ સંતાડી તેને બોલાવી હશે! પછી મોટર ભોં ભોં કરતી ચાલી ગઈ.' આટલું કહી પીક ખડખડાટ હસી પડ્યો. ડેવીડથી પણ હસ્યા વિના રહેવાયું નહીં. આવું મન મૂકીને તે ઘણા વખતથી હસ્યો નહોતો. પીક પાછો કહેવા લાગ્યો:

'આવા લોકોને રોગ પણ કેવા તરેહવાર થાય છે! પેંડલ-સાઈટીસનું નામ સાંભળ્યું છે? વરણાગિયા બધા માણસોને થાય છે. ડાક્ટરો તો છરીઓની ધાર કાઢીને કાપવા તૈયાર જ બેઠા હોય છે. પેંડલસાઈટીસ! વાંદરાની પૂંછડી આપણા પેટમાં રહી ગયેલી. એ નકામી હોય તો ભગવાન પેટમાં મૂકે જ સારુ? પણ ડાકટરો તો ભગવાન કરતાં પણ ડાહ્યા ખરા ને! મારા દાદાના વખતમાં તો લાંઘણ કરાવે, ને ઉપર મૂળિયાંનો કવાથ પાય કે એક દહાડામાં દરદ બંધ. આ ભાયડાઓ કરતાં તો બાયડીઓ સારી કે કેટકેટલું દુઃખ વેઠે પણ ચીસ ન પાડે. ખરેખર સ્ત્રીઓની દુઃખ સહેવાની તાકાત અજબ ભારે છે હોં!'

'પણ એ કેટલીકવાર સ્વાર્થી હોય છે,' ડેવીડ બોલ્યો.

'સ્વાર્થી? તમે ક્યાં જન્મેલા, ડોસા? તમે ક્યાંની બાયડીઓને ઓળખો છો—શહેરની કે ગામડાંની?'

ડેવીડ ચૂપ રહ્યો.

'હા, હા! એ સવાલ તમને ન પુછાય, એમ ને? ગામડાંની બાયડીઓ તો આખો દહાડો કામ કરે, ને રાત આખી કહો તો છોકરાને હીંચોળે. સ્વાર્થ? એમને વખતજ નથી હોતો. વહાણે કૂકડો બોલ્યે ઊઠે, ઘરના કચરા કાઢે, છોકરાંને નવડાવે, મરઘાં કે ડુક્કરને ખવડાવે, રાંધે. આખો દિવસ કામ, કામ ને કામ. પાછી ચિન્તા કે રખેને ધણી દારૂ ઢીંચીને તો ઘેર નહીં આવે! એવી જિંદગીમાં સ્વાર્થને માટે વખત ક્યાં રહે? આવી બૈરીઓ આપણા આઝાદ દેશમાં સેંકડો હશે. તમે ભલેને ઘરડા છો; તમનેયે નાનપણમાં મા તો હશે ને! સોગન ખાઈને કહો કે એનામાં કંઈ ભલાઈ હતી કે નહીં?'

ડેવીડ ચાલતો અટકી ગયો. 'ખરી વાત છે, ભાઈ!' તેણે કહ્યું. 'મારી વાત ખોટી છે. તમે સ્ત્રીઓને મારા કરતાં વધારે ઓળખો છો. તમે મને એક પાઠ શીખવ્યો. પણ — મને બૂરો અનુભવ થયો છે.'

'એવો અનુભવ કંઈ બધાને નથી થતો. સૂપમાં એક માખ પડે એટલા માટે કંઈ એમ કહેવાય કે સૂપનું આખું વાસણ માખો-થી ભરેલું છે? દુનિયામાં ખરાબ બૈરીઓ કરતાં સારી બૈરીઓ વધારે છે. આ વીશીવાળી મિસ ટ્રેટરની જ વાત લો ને! ભાયડા જેવો બધો કારભાર ચલાવે છે. એટલે જીભ જરા કરડી ખરી, પણ દિલની ભલી છે. પેલો એની વીશીનો દીવો દેખાય!'

આગિયા જેવો એક દીવો તગતગતો છેક છેટે દેખાયો. 'આ વીશીવાળીની વાત કહું?' પીકે આગળ ચલાવ્યું. 'હમણાં વીશી છે ત્યાં એક જૂનું, પડું પડું થઈ રહેલું ઘર હતું. તે આ બાઈએ વેચાતું લીધું. લોકો એને ભૂતખાનું કહેતા. પહેલાં જે માણસ રહેતો હતો તે પથારીમાં મરી ગયેલો, ને હાથમાં ગંજીફાનાં પાનાં રહી ગયેલાં. કાળીનો એક્કો — એ તો સાક્ષાત્ મોત — સૌથી ઉપર હતો. લોકો કહેવા લાગ્યા, ભૂત જોડે પાનાં રમતો હતો તેથી મરી ગયો. પણ

મિસ ટ્રૅટર ભૂતબૂતની વાતોને માને એવી નહીં. ભૂત પ્રેત વંતરાં આવે તો ઝાડૂ લઈને ફરી વળે એવી જવાંમર્દ છે. કેટલાયે માણસોને વીશીમાં બેસી એલફેલ બોલવા માટે એણે બોચી પકડીને બહાર કાઢ્યા છે! કોકનું ઘર એણે રૂડી રીતે ચલાવ્યું હોત. પરણી હોત તો મગદૂર નહોતી એના ધણીની કે આડે રસ્તે જાય!'

'મને વીશીમાં નહીં રહેવા દે તો?' ડેવીડે પૂછ્યું.

'જરૂર રહેવા દેશે. મારા ભાઈબંધને ના પાડે જ નહીં.'

'ભાઈબંધ!' કહેતાં ડેવીડનું મોં ભરાઈ ગયું.

'હા, ભાઈબંધ! રસ્તે ચાલતાં આપણા પર ભરોસો રાખે તે ભાઈબંધ નહીં? હું તો એમ માનું છું!'

'તમે મારા પર બહુ દયા કરી છે,' ડેવીડે કહ્યું. 'હું તમને હવે પૂછું—એનું કારણ?'

'કારણ? કારણ કશું નહીં. રસ્તે કોઈ માણસને મદદની જરૂર હોય તો મદદ કરવી જ જોઈએ. એ કુદરત છે. ભૂંડા માણસો જ બીજાને મદદ ન કરે. તમે બુઢ્ઢા છો, થાકેલા છો, ને દુઃખી લાગો છો, એ જ કારણ મારે માટે બસ છે. લો, પણ આ વીશી આવી!'

# ૭. ગામઠી વીશી

વીશીનું મકાન લાંબું ને નીચું હતું. બારણું ઉઘાડું હતું, ને અંદરથી પુરુષોના અવાજ આવતા હતા, તે પરથી લાગ્યું કે અંદર ઘરાકો બેઠા છે. પીક ડેવીડને લઇ ગલ્લા આગળ બેસીને ગૂંથતી બાઈ પાસે ગયો. તેને સલામ કરવા ટોપી ઉતારી, ને પૂછ્યું: 'ગરીબ મુસાફર માટે જગા છે કે?'

'કેવા મુસાફર છે તે જોઇને કહેવાય,' બાઇએ જવાબ વાળ્યો. 'હું અજાણ્યાને રાખતી નથી.'

'મને તો તમે ઓળખો છો. આ મારા ભાઇબંધ ડેવીડ છે. આવા ભલા, ગરીબ ને ઘરડા માણસને તમે રાત ખુલ્લામાં સૂવા દેશો?'

બાઇએ ડેવીડને થોડાક સવાલ પૂછી તેની હકીકત જાણી લીધી; ને પીક એનો હાથ ઝાલી એને અંદર લઇ ગયો. વચલા મોટા ઓરડામાં એક જૂનું ટેબલ પડ્યું હતું તેની આસપાસ કેટલાક માણસો બેઠા હતા. એક ખૂણે બે ખુરસી પર આ બે નવા આવનારા બેઠા. ઓરડાની વચ્ચોવચ છત પરથી તેલનો દીવો લટકતો હતો.

'તારા બાપાને તારી જોડે લાવ્યો છે, બેટ?' એકાએક સાઠેક વરસના એક માણસે પૂછ્યું.

'હજુ મેં કબરમાંથી મડદાંને જગવવા નથી માંડ્યાં, બિલ બુશ,' પીકે જવાબ દીધો. 'આ તો મારા ભાઈબંધ — મિસ્ટર ડેવીડ — છે ઘડપણને લીધે નોકરી છૂટી ગઈ એટલે આ તરફ આવ્યા છે.'

મંડળીવાળા હસ્યા, પણ પીકના સાથી વિષે તેમનાં મન પર એકદમ સારી અસર પડી.

'તમારે માટે મને અફસોસ થાય છે!' બિલ બુશે ડેવીડને કહ્યું. 'હું પણ જરા તમારા જેવો જ છું.'

તેણે આંખ મચકારી, એટલે મંડળી પાછી હસી. ખેતરમાં પેસી મરઘાં સસલાં વગેરે ચોરનાર સૌથી નીડર ને સાહસિક માણસ તરીકે આ તરફનાં ગામડાંમાં તે નામચીન હતો. પણ ચોરી કરતાં પકડાયેલો નહીં, એટલે મિસ ટ્રૅંટરની વીશીમાં 'પ્રતિષ્ઠિત' ઘરાક ગણાતો. પોલીસ એને એકવાર પકડે, કે પછી વીશીવાળી એને અહીં પેસવા દે એમ નહોતું.

પીકે કહ્યું : 'બિલ, મારા આ ભાઈબંધ ભણેલા છે—મારી પેઠે.'

'ભણેલા!' બિલ બોલ્યો. 'ભણેલાને રસ્તે રખડવું પડે તો એ ભણતર સારું, નહીં? મને લાગે છે માણસો જેટલા વધારે ભણેલા તેટલી તેમની કમાવાની આવડત ઓછી.'

'સાચું! સાવ સાચું!' ડબલ નામના માણસે કહ્યું, ને હાથ એવા જોરથી ટેબલ પર ઠોક્યો કે પ્યાલા બધા હાલી ઊઠ્યા. 'મારી છોકરી પિયાનો વગાડતાં શીખી છે, તે બીજું કશું કામ કરી શકતી હોય તો કહો તેવા સમ ખાઉં. સારાં સારાં કપડાં પહેરવાં, ને કંઈ કહીએ તો નાકનું ટીચકું ચડાવવું. એ ભણતર!'

બિલે ડેવીડને પૂછીને તેની હકીકત જાણી લીધી. તે સિત્તેર વરસનો છે જાણી સહુ તેની સાથે માનથી વર્તવા લાગ્યા. ઘડપણ વિષે માત્ર આદર જ નહીં, પ્રેમ સુદ્ધાં આવા લોકોમાં તો હોય જ છે.

એ જ પળે એક ઠીંગણી છોકરી બે વાટકા ભરીને ગરમાગરમ સૂપ લઈ આવી. જોડે બે મોટા કકડા રોટીના મૂક્યા.

'આ સૂપ મિસ ટ્રૅંટરે ખાસ બનાવ્યો છે હોં!' પીકે કહ્યું. 'તમારે માટે — મારે માટે નહીં! તમે એને ગમી જાઓ તો નવાઈ નહીં. રાતે કદાચ સારામાં સારી પથારી પણ તમને મળે.'

પેલી છોકરી પ્રુ ગઈ એટલે તેની શેઠાણીએ પૂછ્યું: 'કેમ, ડોસાએ સૂપ લેવા માંડ્યો?'

'હા, બહુ ભૂખ્યા હોય એમ લાગે છે. માત્ર પીકના કરતાં ધીરે ધીરે પીએ છે એટલું જ.'

'હું, એ ડોસા ગૃહસ્થ છે!' બાઇએ કહ્યું. 'બૂરી દશા આવી એટલે કદાચ એમને રસ્તા પર ભીખ પણ માગવી પડે. પણ તેથી કંઈ એ ગૃહસ્થ મટી જવાના નથી.'

ઓરડામાં બેઠેલા કેટલાક માણસ ગયા, તો બીજા કેટલાક નવા આવ્યા. બિલ બુશ તો રાતે વીશીમાં જ સૂઈ રહેતો. ડબલની ઝૂંપડી પાસે જ હતી; પણ વઢકણી વહુ ને રિસાળ છોકરીના ટકટકારામાંથી છૂટવા સાંજનો ઘણો વખત તે અહીં આવીને બેસી રહેતો. ખૂણામાં બેઠેલો ખેડૂત તે જોલ્ટ્રામ હતો. તેની મોટી વાડી આ ગાળામાં હતી. રાત જરા ગઈ, ને ડેવીડ ઊઠીને સૂઈ જવાનો વિચાર કરતો હતો; ત્યાં ઊંચો, કાળા વાળ ને કાળી આંખોવાળો, ને પહાડી બાંધાનો એક માણસ વીશીમાં દાખલ થયો. તેણે બૂમ પાડી: 'કેમ છે, દોસ્તો?'

'ઓહો, આ તો ટોમ!' સહુએ એને આવકાર આપ્યો. ટોમ સહુને ઓળખતો હતો. તેમની સાથે આડીઅવળી વાતો કરી. ડેવીડ નવો હતો, તેની ઓળખ મૅટ પીકે આપી. એની સામે હસીને ટોમ કહે: 'તમારી ધીરજ ભારે છે, હોં ડોસા! ગરીબ થવામાં તો દુઃખ છે જ, પણ ઘરડા થવું એમાં વધારે દુઃખ છે. હું તો તમારા જેટલો ઘરડો થવાનો છું એમ મને લાગે, તો દરિયામાં ડૂબી મરું! શરીરની શક્તિ ને હૈયાના હેત વિના જીવતર નકામું છે.'

મૅટ કહે: 'ટોમ, તમારો કીડી (બાબો કે કાકો) કેમ છે? સાજોતાજો છે ને?'

'બહુ જ. થોડા દહાડા પછી ચાર વરસનો થશે.'

'અરે, તો તો ભાયડો થવાનો મોટો!' જોલ્ટ્રામે સહેજ હસીને કહ્યું. 'પછી તો પાટલૂન પહેરાવીને નિશાળે મોકલવો પડશે.'

'કદી નહીં!' ટોમ આવેશથી બોલી ઊઠ્યો. 'મારી જાણમાં તો કીડીને કોઈ પકડી નહીં શકે. એને મારે માટે જ રાખવો છે— બીજાઓને એમાં ભાગ મળવાનો નથી. તે તો મોટો થઈને પણ જંગલી જ રહેશે—વનનાં ફૂલ જેવો જંગલી; એની મા હતી તેવો જંગલી; એની માની કબર પર ઊગેલાં ગુલાબનાં ફૂલ જેવો જંગલી!'

એકદમ થોભી જઈને તેણે અધીરાઈ બતાવી: 'અલ્યા, હું તમને ના કહ્યાં કરું છું, ને તમે ફરીફરી મારી પાસે કીડીની વાત કેમ કરાવો છો? કહું છું કે છોકરો મજામાં છે, ને છાવણીમાં બૈરાંઓ પાસે સલામત છે.'

સૂવાનો વખત થયો એટલે બધા એક પછી એક ઊઠવા લાગ્યા. મિસ ટ્રૅટરે આવીને ડેવીડને કહ્યું: 'તમારી ઓરડી તૈયાર છે.'

ડેવીડ ઊઠ્યો. તેણે પીકને કહ્યું: 'સાહેબજી! તમે મારા પર બહુ હેત બતાવ્યું છે. હું એ કદી નહીં ભૂલું!'

'સાહેબજી, ડોસા!' પીકે ઉમળકાથી કહ્યું. 'સવારે હું તમને મળી નહીં શકું, તો વનસ્પતિના આસવની એક શીશી તમારે માટે મૂકતો જઈશ. પણ તમે ચાલતા જવાનો વિચાર છોડી દો.'

'પ્રયત્ન તો કરી જોઈશ,' ડેવીડે કહ્યું. 'સાહેબજી.'

પછી તેણે ટૉમ તરફ વળીને કહ્યું: 'સાહેબજી!'

'સાહેબજી!' કહેતાં ટૉમ એકીટસે ડોસા સામે જોઈ રહ્યો.

ડેવીડ પણ એની સામે વિચારપૂર્વક જોઈ રહ્યો. આ માણસ રસિક લાગતો હતો, ને તેનામાં કંઈક મોહની ભરેલી હતી. 'તમને ફરી મળવાનું મને મન છે ખરું,' ડેવીડ એકાએક બોલી ઊઠ્યો.

'ખરેખર?' કહી ટૉમ હસ્યો. 'તો જરૂર મળશો. પણ કેવી રીતે, ક્યારે, ને ક્યાં તે કોણ કહી શકે? પણ મળશો ખરા. હું આ ગાળામાં બધે ફરું છું. પણ મારે ને મારા માણસોને હાથે તમારો વાળ વાંકો નહીં થાય. તમને કંઈ મદદ થશે તો અમે કરીશું.'

'તમારી કોઈ કોમ છે?'

'પ્રજાસત્તાક રાજ્ય છે!' ટૉમે ગર્વથી કહ્યું. 'આ દેશમાં હજારો સ્ત્રીપુરુષો એવાં છે જેમના પર કોઈ રાજાનો કે કાયદાનો અમલ નથી ચાલતો. અમારા એ લોકો પવન જેવા મનસ્વી ને પંખી જેવા આઝાદ છે. તેઓ કોઈ માણસ પાસે કશું માગતા નથી; જે જોઈએ તે ઉઠાવી લે છે ને પાસે રાખે છે.'

'લખપતિઓની પેઠે !' બિલ ખુશે ટાપશી પૂરી.

'સાચી વાત, બિલ !—લખપતિઓની પેઠે. એમના જેટલું કોઈ લેતું નથી, ને એમના જેટલી બાંધી મૂઠી પણ કોઈ રાખતું નથી.'

'કેટલીકવાર લેતાં તેમજ રાખતાં તેમને ઘણું દુઃખ વેઠવું પડતું હશે,' ડેવીડ બોલ્યો.

'એમાં શંકા નથી ! લખપતિઓ દુઃખી ન હોય તો ભગવાનનો ન્યાય ન કહેવાય. એમની પાસે પૈસા હોવા જોઈએ તે કરતાં વધારે હોય છે—એટલે એમને સુખ ઓછું મળે એ વાજબી છે. તેથી જ રખડુ જિપ્સી રાજા કરતાં વધારે લહેર કરે છે.'

ડેવીડ ઓરડીમાં જઈ ને સૂઈ ગયો. મિસ ટ્રૅંટર ઓરડીમાં દીવો મૂકવા આવી હતી, તેને ડેવીડે કહ્યું: 'આભાર તમારો, બહેન. તમે બહુ ભલાઈ બતાવી છે મારા તરફ. હું તમારો પાડ માનું છું.'

'વાહ !' મિસ ટ્રૅંટરે કહ્યું. 'તમે પૈસા આપ્યા, ને મેં પથારી આપી. ચાલો, સાહેબજી. સૂતી વખતે મીણબત્તી હોલવવાનું ભૂલશો નહીં હોં !'

## ૮. ગરીબનું દાન

મિસ ટ્રૅટર નીચે ઊતરી ત્યાં તેણે ટૉમને ઊભો રહી ભાષણ આપતો જોયો. એની ગામઠી ટોપી જાણે ભિક્ષાપાત્ર હોય એવી રીતે બિલ બુશ ખુરસીઓ પર બેઠેલા માણસ આગળ એક પછી એક ધરતો હતો. વીશીવાળીને જોઈ ટૉમ હસી પડ્યો, ને બોલ્યોઃ 'એક પેની બે પેની પણ આમાં નાખશે તેનો અમે આભાર માનીશું. અમે એક સેવાનું કામ કરીએ છીએ. હવે તમારો વારો છે. છ પેન્સ આપો અમને!'

'શાને સારુ?' મિસ ટ્રૅટર અદબ વાળીને કડકાઈથી બોલી. 'શાં તોફાન માંડ્યાં છે તમે? જાઓ, હવે ઘેર જવાનો વખત થયો.'

'થયો જ છે તો. ને આ બધા પોરિયા હમણાં સૂઈ જશે. ચિડાશો નહીં, મા,' ટૉમે કહ્યું. 'હવે તમારા પૈસા આવે એટલે અમારું ઉઘરાણું પૂરું થાય. પેલા બુઢ્ઢા દાદા મેડા પર છે ને, તેમને માટે અમે થોડાક પૈસા ઉઘરાવ્યા છે. બાપડા ડોસા કોર્નવૉલ સુધી જઈ શકવાના નથી. ધોળા પૂણી જેવા તો થઈ ગયા છે. અમે બધાએ મળીને બે શિલિંગ ભેગા કર્યા છે. તમે છ પેન્સ આપો એટલે અડધો ક્રાઉન થાય. શુકનિયાળ રકમ છે એ!'

બાઈ સામે ટોપી ધરી ટૉમ બોલ્યોઃ 'લો, બહેન, મદદ કરો આ દયાના કામમાં!'

બાઈએ ખીસામાં હાથ નાખી છ પેન્સનો સિક્કો કાઢ્યો, ને ટોપીમાં નાખ્યો. પછી પૂછ્યુંઃ 'આ પૈસા ડોસાને કેવી રીતે આપશો?'

'એની ફિકર ન કરશો!' કહી ટૉમે બધા સિક્કા ભેગા કર્યા, ને એક છાપાના કકડામાં મૂકી પડીકું વાળ્યું. 'ડોસા ઊંઘતા હશે

તે વખતે એમની પથારીમાં મૂકી દઈશ. જાગશે ત્યારે એમને થશે કે આ કોઈ દેવદૂત મૂકી ગયો કે શું?'

જે માણસો વીશીમાં રાત રહેવાના હતા તે સિવાયના એક પછી એક ઘેર જવા લાગ્યા. વાડીવાળો જોહ્ટ્રામ જરાક ઊભો રહ્યો ને વીશીવાળીના કાનમાં કહેવા લાગ્યો: 'એક વાત કહું, બહેન? ટૉમની ટોપીમાં મેં એક શિલિંગ તો નાખ્યો છે. પણ પેલો ડોસો ભિખારી નથી. એટલે કદાચ આ દાનથી એને માઠું પણ લાગે. પણ એને ખાવાપીવાનું જોઈતું હોય, તો હું એને વાડીમાં કંઈક હળવું કામ આપીશ. એ માને તો એને કાલે બપોર પહેલાં મારી પાસે મોકલી આપજો.'

ઘેર જનારા ગયા પછી વીશીવાળીએ બારણું બંધ કર્યું, ને જે ત્રણ જણ રાત રહેવાના હતા તેમને કહેવા લાગી: 'તમે બધા બહુ ગરીબ હોવાનો ડોળ કરો છો; ને છતાં પેલા અજાણ્યા ડોસાને માટે તમે ઉઘરાણું કર્યું, એમ ને? — બદમાસો કંઈના!'

'મેં તો અડધો જ પેન્સ આપ્યો છે,' બિલ ખુશ બોલ્યો. 'અમે કેવા ગરીબ છીએ તે તમે ક્યાં નથી જાણતાં? પણ ટૉમને આ વિચાર આવ્યો તે અમને સારો લાગ્યો.'

'તને આ વિચાર આવ્યો, ટૉમ?' વીશીવાળીએ કહ્યું. 'હું તો ધારતી હતી કે તું હંમેશાં પૈસા લેતો હશે, આપતો કદી નહીં હોય!'

ટૉમ સહેજ હસ્યો, પણ કંઈ બોલ્યો નહીં. મૅટ પીક કહેવા લાગ્યો: 'આપણે અડધો ક્રાઉન આપીશું એથી બાપડો થોડોક રસ્તો ગાડામાં બેસીને જઈ શકશે.'

'વારુ, પણ હવે તમે એને વિષે ફિકર ન કરશો. સવારે ઊઠીને ચાલ્યા જજો. હું એની સંભાળ લઈશ. તમે પૈસા ભેગા કર્યા છે તે મને આપી દો. હું એને આપીશ.' વીશીવાળીએ કહ્યું.

પણ ટૉમે માન્યું નહીં. એને તો દેવદૂતનો ભાગ ભજવવો હતો.

રાતના સાડાઅગિયારનો સુમાર થયો હતો. ડેવીડે એક ઊંઘ પૂરી કરી હતી. ત્યાં કોકનાં ધીરાં પગલાં બારણા તરફ આવતાં

સાંભળી તે જાગી ઊઠ્યો. તેનું હૈયું જોરથી ધડકવા લાગ્યું. તેના મનમાં શંકા પેઠી: 'આ જંગલમાં અજાણી જગાએ રાત રહેવામાં મેં ભૂલ તો નથી કરી? આ માણસો ચોર તો નહીં હોય?' પેલાં પગલાં પાસે આવ્યાં, ને કોકનો હાથ બારણાની સાંકળ ઉઘાડવા લાગ્યો. ડેવીડ કાન માંડીને સાંભળી રહ્યો. તેને યાદ આવ્યું કે નોટોવાળી બંડી તો ચાદર તળે સંતાડી છે, ને ચોર કપડાં ખોળશે તોયે ડગલાના ગજવામાંથી થોડાક પરચૂરણ સિવાય બીજું કશું નહીં મળે. તેની ચિન્તા દૂર થઈ. એટલામાં બારણું ઊઘડ્યું, ને બહારની બારીમાંથી ચન્દ્રનો આછો પ્રકાશ ઓરડામાં પડ્યો. તેણે ઉમરા પર ટોમને ઊભેલો જોયો. પાછળ મેટ પીકના પહોળા ખભા દેખાયા, ને તેની પાછળ બિલ બુશનું માથું દેખાયું. તેણે ચૂં કે ચાં ન કરતાં આંખો અડધી મીંચી રાખી, ઊંડા શ્વાસ લેવા માંડ્યા, ને ભરઊંઘમાં હોય એવો ડોળ કર્યો. પણ ટોમ જમણા હાથમાં કંઈક લઈને ધીરે પગલે ને સાવચેતીથી ખાટલા પાસે આવ્યો, ને પાછળ મેટ અને બિલ હળવે રહીને ઓરડામાં અડધે સુધી આવ્યા, એ જોઈ ડેવીડને ધ્રુજારી આવી ગઈ. ટોમનો જમણો હાથ બહુ જ ધીરેથી ઓશીકા તરફ લંબાયો. ડેવીડ મહાપરાણે ચૂપચાપ પડી રહ્યો. તેને બહુ જ બીક લાગી. 'આ માણસો મને મારી નાખશે? શું કરવા મારે? એ જાણે છે કે હું ગરીબ મુસાફર છું. લંડનથી કોઈ મારી પાછળ પાછળ આવ્યું હોય, ને હું પૈસાદાર છું એ આ લોકોને કહી દીધું હોય તો વાત જુદી.' આ વિચારો તેના મગજમાં વીજળીની પેઠે વ્યાપી ગયા. તે રડવા જેવો થઈ ગયો. એટલામાં તો ટોમનો હાથ ઓશીકા પર કંઈક મૂકી ધીરે રહીને સરકી ગયો.

'જાગશે ત્યારે બહુ રાજી થશે, નહીં?' ટોમે તેના સાથીઓના કાનમાં કહ્યું.

'હા, જરૂર!' પીક બહુ જ ધીરેથી બોલ્યો. ડોસો કેવો ઘસઘસાટ ઊંઘે છે!'

'બાળકની પેઠેરસ્તો !'

ત્રણે જણુ ધીરે પગલે, જરાયે અવાજ કર્યા વિના, પાછા ફર્યા; જરાયે અવાજ થવા દીધા વિના બારણું બંધ કર્યું; ને તેમનાં ધીરાં પગલાંનો પડઘો દૂરથી સંભળાઈને થોડી વારમાં શાન્ત થઈ ગયો. ઘણી વાર સંપૂર્ણ શાન્તિ રહ્યા પછી નીચેના ઓરડામાંની ઘડિયાળમાં મધરાતના ટકોરા થયા. ડેવીડનું હૈયું શાન્ત પડયું, ને તેનો શ્વાસ ઠેકાણે આવ્યો. તેણે ઊઠી દીવાસળી સળગાવી. ઓશીકા પર કંઈક મૂકેલું હતું. તે જોયું તો મેલા કાગળના ટુકડા સિવાય કંઈ નહોતું. ડેવીડે આશ્ચર્યથી પડીકું ઉપાડયું. તે વજનદાર લાગ્યું. ઉઘાડીને જુએ તો અંદર પેન્સ અને અડધા પેન્સના સિક્કા હતા, ને એક સિક્કો છ પેન્સનો હતો. તેની સાથે પેન્સીલથી લખેલી એક ચિઠ્ઠી હતી: 'તમને રસ્તે મદદ કરવા માટે. વીશીમાં મળેલા ભાઈબંધો તરફથી ભેટ. તમારું ભલું થાઓ!'

પળવાર તો તે સડક થઈ ગયો, ને સિક્કા હાથમાં ફેરવવા લાગ્યો. આ ગામડી, અનાડી, ને ચોર જેવા લાગતા માણસો, જેમની સાથે એણે એક જ સાંજ ગાળી હતી, તેમણે એના ઘડપણ પર દયા લાવીને આ પૈસા તેને દાનમાં આપ્યા હતા—એ વાત જ તે ઘડીભર તો સાચી માની ન શક્યો. પછી તરત જ આ છૂપી રીતે આપેલા દાનની પાછળ રહેલી શુદ્ધ દયા એકાએક તેના ધ્યાનમાં આવી; ને તેની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

'હે પ્રભુ ! ક્ષમા કર મને !' તે બોલ્યો. 'મેં તવંગરના ગજથી આ ગરીબ લોકોનું માપ કાઢયું એને માટે મને ક્ષમા કર !'

અત્યંત આદરપૂર્વક તેણે પૈસા કાગળમાં મૂકી પડીકું વાળ્યું, તે કાળજીપૂર્વક કોરે મૂકયું, ને નિશ્ચય કર્યો કે આ પૈસા કાયમને માટે સાચવી રાખવા. 'કેમકે એની કિંમત મેં જોયેલી કોઈ પણ નોટના કરતાં વધારે છે,' તે બોલ્યો. 'ને મારા લાખો પાઉંડના કરતાં આ પૈસાને માટે મને વધારે ગર્વ થાય છે!'

સવારે ઊઠીને તે નીચે ગયો. વીશીમાં રાતવાસો રહેનારા બીજા માણસો વહેલા ચાલ્યા ગયા હતા. ડેવીડે મોડા ઊઠવા માટે ખેદ દર્શાવ્યો.

'તેનું કંઈ નહીં!' વીશીવાળીએ કહ્યું. 'તમને સારો આરામ મળવાની જરૂર હતી. રાતે ઊંઘ તો સારી આવેલી ને? ઊંઘમાં ખલેલ તો નહોતી પડી?'

'ખલેલ પડેલી; પણ તેની પાછળ તો દયા હતી,' ડેવીડે કહ્યું. 'હું ઊંઘી ગયો હતો ત્યાં કોક આવીને મારા ઓશીકા પર એક પડીકું મૂકી ગયું—'

'હા, મને ખબર છે એ વાતની,' ડેવીડ પૂરું કરે તે પહેલાં જ મિસ ટ્રૅટર બોલી ઊઠી. 'પડીકું ટોમ મૂકી ગયેલો. હમણાં જ ગયો એ. માણસ અણઘડ છે, પણ એના દિલમાં દયા છે. એ બધા બાળક જેવા માણસોએ રાતે ઉઘરાણું કર્યું, જેથી તમે થોડેક સુધી તો ગાડામાં બેસીને જઈ શકો. આજે ચાલીને સ્ટેશન સુધી જાઓ, ને માઈનહેડ સુધી રેલગાડીમાં જજો. હશે, પણ પહેલાં નાસ્તો તો કરી લો.'

તે જઈને મોટા ઓરડામાં બેઠો. પ્રુ રોટી, માખણ, તાજું દૂધ, ને ખાંડ લઈ આવી. તે ખાતાં તેને ઘરનો નાસ્તાનો વખત યાદ આવ્યો. ત્યાં કેવો ઠાઠ હતો! ત્યાં નાસ્તા વખતે ત્રણ માણસ તો તેની તહેનાતમાં રહેતા! તેને અનેક વિચારો આવ્યા: 'અમે પૈસાદારો કેટલો બધો બગાડ કરીએ છીએ! કેટલું નકામું ખરચ કરીએ છીએ! ગરીબ લોકો પૈસાદારો કરતાં વધારે સુખી છે, ને એકબીજા પર વધારે હેત રાખે છે. સારા ઘરમાં નોકરો તો હોવા જોઈએ. પણ ઘણા નોકર હોય, એટલે માંહોમાંહે કજિયા કરે ને ઘરધણીને ચિન્તા કરાવે. વળી મોટાં મોટાં ઘરો પણ શા સારુ જોઈએ? નાના ઘરમાં નિરાંત વધારે રહે. નોકર પણ જેમ ઓછા તેમ ઉપાધિ ઓછી. અહીં પાછો મુખ્ય સવાલ આવીને ઊભો રહે છે—જિંદગીમાં જે મીઠામાં મીઠી ને ઊંચામાં ઊંચી ચીજો છે તે

પૈસાથી મળતી નથી. છતાં માણુસો જિંદગીમાં સારામાં સારાં જુવાની-નાં વરસ પૈસા મેળવવા પાછળ શા સારુ વેડફી નાખતા હશે?'

નાસ્તો કરી તે વીશીવાળીની વિદાય લેવા ગયો. મિસ ટ્રૅટર જરા વાર એને જોઈ રહી, ને પછી પૂછ્યું : 'તમે અહીંયાં કામ કરવા રહેશો? અહીં રહીને મારો બગીચો સંભાળશો તો રોજનો એક શિલિંગ આપીશ.'

ડેવીડ જવાબ દેતાં અચકાયો.

'નહીં રહો, એમ ને?' વીશીવાળી બોલી ઊઠી. 'હું તમારા મોઢા પર ના લખેલી જોઉં છું. હશે, તમારી મરજી.'

'તમને એમ લાગતું હશે કે મારે કામ કરવું નથી,' ડેવીડે કહ્યું. 'એવું નથી. પણ મારે ઝાઝા દહાડા જીવવાનું નથી. એટલે મારે આગળ જવું જોઈએ.'

વીશીવાળીએ ખેડુત જોન્ટ્રામનો સંદેશો કહ્યો. તેની પણ ડેવીડે ના પાડી. તેણે કહ્યું: 'હું તમારો બહુ ઓશિંગણ છું, બહેન!'

'જાઓ જાઓ હવે,' વીશીવાળીએ કહ્યું. 'મારા ઓશિંગણ શા માટે? તમે રાત રહ્યા ને ખાધું, તેના તમે મને પૈસા આપ્યા. હું તમને કામે રહેવાનું કહું છું, પણ તેની તમે ના પાડો છો. આટલો જ આપણો સંબન્ધ છે! લો, મૅટ પીક વનસ્પતિના આસવની આ શીશી તમારે માટે આપતો ગયો છે.'

'મૅટ તમને થોડા વખતમાં ફરી મળશે ખરા, બહેન?'

'કોણ જાણે કદાચ મળે. કંઈ કહેવાય નહીં. પણ થોડા વખતમાં અહીં આવશે ખરો. ઘણીવાર આવે છે.'

'તો એમને કહેજો કે હું એમનો ઉપકાર કદી નહીં ભૂલું.'

'કદી નહીં એ તો બહુ લાંબો વખત થયો. ઘણા લોકો તો પૂંઠ ફરી કે તરત મિત્રોને ભૂલી જાય છે.'

'ખરી વાત,' ડેવીડે ધીમેથી કહ્યું. 'પણ હું ખરેખર નહીં ભૂલું. સાહેબજી!'

'સાહેબજી,' મિસ ટ્રૅટરે કહ્યું.

# ૯. નવો સોબતી

હવે જે મેદાનમાં થઈને જવાનું હતું ત્યાં ચાલવાની મોજ હતી. તડકો સરસ પડતો હતો. જાતજાતનાં ફૂલોની મહેક હવામાં પસરી રહી હતી. દરિયો દેખાતો નહોતો પણ પાસે હતો, ને તે દિશામાંથી ઠંડો પવન આવતો હતો. થોડું ચાલ્યા પછી તે એક જગાએ ઘાસ પર બેઠો, ને ખુલ્લા ભૂરા આકાશમાં ઊડતાં પંખીઓ, ને ફૂલો પર બેસીને ઊડી જતી મધમાખીઓ જોવાનો આનન્દ માણવા લાગ્યો. ઊઠીને થોડે આગળ ગયો એટલે રસ્તાની બંને બાજુએ આવેલાં વિશાળ વૃક્ષોની છાયા મળી. આવો છાંયડાવાળો રસ્તો પાએક માઈલ સુધી હતો. રસ્તાની એક તરફ ઢોળાવ હતો, ને ત્યાંથી પાણીનાં ઝરણાં દોડતાં દોડતાં દરિયાને મળતાં હતાં. એક જગાએ જરાક થોભીને તેણે ઝાડીની આરપાર નજર નાંખી તો કંઈક ભૂરું ભૂરું દેખાયું. તે સૂર્યના પ્રકાશમાં ચળકાટ મારતો દરિયો હતો. તે આમ ઊભો હતો ત્યાં તેને ધીમા રડવાનો અવાજ સંભળાયો; જાણે કોઈ જાનવર દર્દને લીધે રડતું ન હોય. તે કાન દઈને સાંભળી રહ્યો. અવાજ ફરી આવ્યો. ડેવીડે પાળ પરથી થોડાંક ડગલાં નીચે ઊતરીને જોયું કે આ કરુણ અવાજ ક્યાંથી આવે છે. તરત જ તેણે બે ચમકતી આંખો પાંદડામાં થઈને તેની સામે નજર કરતી જોઈ; અને નાનું રૂપેરી માથું જોયું. તે નાના રમકડા જેવા કૂતરાનું માથું હતું. તેણે ધીરે રહીને કૂતરાને ઉપાડી લીધો. એનો એક રેશમ જેવો સુંવાળો પંજો કોઈ ફાંસામાં સપડાયો હશે, એટલે ત્યાં બહુ વાગ્યું હતું ને લોહી વહેતું હતું. તેને ગળે સોનાનો પટો હતો, ને તેના પર લખેલું હતું: 'હું ચાર્લી છું. મારી સંભાળ લો!' માલિકનું નામઠામ નહોતું; અને 'મારી

સંભાળ લો' એ વિનંતીનો અમલ થયો નહોતો; નહીં તો આવો સુન્દર કૂતરો રસ્તા પર ઘવાયેલો પડી રહેવા ન પામ્યો હોત. ડેવીડ કૂતરાનો ઘા જોતો હતો ત્યાં તો ચાર્લીએ રડવું બંધ કરી ધીરે ધીરે તેનો હાથ ચાટવા માંડ્યો. પાસે એક નાનું ઝરણું હતું ત્યાં ચાર્લીનો ઘા ધોઈ ડેવીડે તેના પર પોતાના ડગલાની બાંયમાંથી ચીરો ફાડી પાટો બાંધી દીધો.

'એટલે કોઈ તારી સંભાળ લે એમ તું ઈચ્છે છે, નહીં ચાર્લી?' ડેવીડે તેનું નાનકડું માથું પંપાળતાં કહ્યું. 'જગતની કઠોરતાથી આપણને દુઃખ થાય છે ત્યારે આપણને ઘણાંને થાય છે કે કોઈ આપણી સંભાળ લેનાર હોય તો કેવું સારું!' ચાર્લી ફરી હેતથી તેનો હાથ ચાટવા લાગ્યો. 'વારુ, હું તને જંગલમાં ભૂખે મરવા નહીં મૂકી દઉં, કે પોલીસને હવાલે પણ નહીં કરું. તું મારી સાથે જ ચાલ! તારા ખોવાઈ ગયાની જાહેરાત વાંચીશ તો કદાચ તારા માલિક પાસે તને પાછો લઈ જઈશ. પણ ત્યાં સુધી આપણે સાથે જ રહીશું.'

ચાર્લીને આ વાત ગમી હોય એમ લાગ્યું; કેમકે ડેવીડ તેને પોતાના હાથ નીચે દબાવી દીધો એટલે તે નિરાંતે ગોઠવાઈ ગયો, જાણે આવી રીતે બેસવાની તેને ટેવ ન હોય! તેનું વજન બહુ થોડું હતું; ને આ નવા માલિકને તેની હૂંફથી આનન્દ થતો હતો. હવે તે એકલો નહોતો — આ નાનું પ્રાણી તેનું સોબતી હતું. એની જોડે વાત કરી શકાય, એને પંપાળાય, ને એનું રક્ષણ પણ કરવું પડે. તે પાળ ચડી રસ્તા પર પહોંચ્યો, ને આગળ ચાલવા લાગ્યો. સૂરજ બરાબર માથે આવ્યો હતો. તે ધીરો ધીરો ચાલ્યો. દરેક જાતના વૈભવ અને એશઆરામને ટેવાયેલો માણસ* આવી હાડમારી કેટલી વેઠી શકે? પણ એ વિચાર તેણે મનમાં આવવા દીધો નહીં. તે તો બીજા જ વિચારોમાં મગ્ન હતો.

એટલામાં પાછળથી ઘોડાના ડાબલાનો અવાજ સંભળાયો. થોભીને જુએ તો એક નાની ડમણી આવતી હતી. તેને એક ટટ્ટુ

જોડેલું હતું. ભરાવદાર, રૂપાળી, ને બદામી રંગની ટોપી પહેરીને બેઠેલી બાઈ તે હાંકતી હતી.

'બેસી જવું છે ડમણીમાં?' બાઈએ પૂછ્યું. 'ચાલતાં તડકો બહુ લાગશે.'

ડેવીડે આંખો ઊંચી કરી મોં મલકાવ્યું. 'તમે બહુ ભલાં છો—' તે કહેવા લાગ્યો.

'બેસી જાઓ ત્યારે!' બાઈ બોલી, 'હું મલાઈ ને પનીર લઈને વાચેટ જાઉં છું. પણ બોજો હળવો છે, ને તમે બેસશો તેથી જીમને ખેંચતાં થાક નહીં લાગે. આ જીમ છે.'

જીમની ઓળખાણ આપવા તેણે ટટ્ટુના કાન પર ચાબૂક સહેજ ફટકાર્યો. ડેવીડ ડમણીમાં ચડી ગયો.

ચાર્લીએ જરાક મોઢું કાઢ્યું, એટલે બાઈ કહે: 'વાહ, કેવો મજાનો કૂતરો છે! ખરેખર રૂપાળો છે!'

ડેવીડે એ કેમ મળ્યો એની વાત કરી એટલે બાઈ કહે: 'બિચારો! એવા ઘણા ફાંસા અહીં ગોઠવેલા છે. ઘણી જમીન ખાનગી માલીકીની છે ખરીને!' એટલું કહી લગામ ખેંચી, એટલે ટટ્ટુએ ચાલવા માંડ્યું. 'હું તો હંમેશાં કહું છું કે જે પૈસાદાર લોકો ગ્રેટબ્રિટનની જમીનનો એકેએક ટુકડો હોઇયાં કરી જવા બેઠા છે તે જો હવામાં ફાંસા મૂકી શકે, તો એમના પોતાના સિવાય બીજું જે કંઈ એ હવા લે તે એમાં પકડાય. ને એ ફાંકડા બધો વખત ભગવાનનાં ગીત ગાય. કેમકે દેવળમાં નિયમિત જાય ખરા ને!'

'દુનિયામાં સારા દેખાવું એમાં ડહાપણ તો છે જ,' ડેવીડે કહ્યું.

બાઈ હસી, 'ખરી વાત છે! પાદરી જોડે સારાસારી હોય તો બહુ છેતરપિંડી ચલાવી શકાય. પણ પાદરીઓ ઘણીવાર સહુને છેતરે છે. હું દેવળમાં જતી નથી, પણ આ ગાળામાં સારામાં સારી મલાઈ ને પનીર બનાવું છું. કદી જૂઠું બોલતી નથી. કોઈને છેતરી-ને એક પેની પણ લેતી નથી. એટલે મારા આત્મા વિષે હું ચિન્તા નથી કરતી. મારા પડોશીઓ જોડે સચ્ચાઈથી વર્તું છું. પછી શીફિકર?'

ડેવીડને છેક કોર્નવોલ જવાનું છે જાણી બાઈ કહેવા લાગી: 'અરે! હજુ તો ઘણે દૂર જવાનું છે. હજુ તો આખું ડેવન પરગણું આડું પડ્યું છે.'

'ખરું, પણ વચ્ચે જરા જરા વિસામો ખાઈશ. વખત છે ને તમારા જેવાં કોઈ દયાળુ માણસો રસ્તે મળી જાય તો ગાડામાં કે ડમણીમાં બેસવાનું પણ મળે.'

બાઈએ કરડી નજરે ડેવીડ સામે જોયું. 'એને હું વેવલાપણું કહું છું. એવી વાતો તમારી પાસે રાખજો, ડોસા. મેગ રોસની આગળ એ નહીં ચાલે, કહી દઉં છું.'

'તમે મેગ રોસ છો?' બાઈની રીતભાત જોઈ ડેવીડને રમૂજ પડી.

'હા, હું પોતે જ. મને આ ગાળામાં સહુ ઓળખે છે. મારા જેવી તીખી જીભ કોઈ બૈરીની નહીં હોય. એટલે ચેતતા રહેજો!'

'હું તમારાથી ડરતો નથી!' ડેવીડે મોં મલકાવી કહ્યું.

'મને ઓળખતા હો તો જરૂર ડરો! પણ તમે બુઢ્ઢા છો. તમને કોણ ઈજા કરી શકવાનું હતું. ને તમે પણ કોને ઈજા કરી શકવાના હતા?'

'ખરી વાત છે,' ડેવીડે હળવેથી કહ્યું.

આ પછી બાઈ ચૂપ રહી, ને છેક વાચેટ આવ્યું ત્યાં સુધી બોલી નહીં. એને ગામમાં એક જગાએ મલાઈ ને પનીરના ડબા આપવાના હતા, એટલે ડેવીડને અડધા કલાકમાં આવી રહેવાનું કહી ડમણી હાંકી ગઈ. ડેવીડે દવાવાળાની દુકાને જઈ કૂતરાને મલમપટો બંધાવ્યો. એક દુકાનેથી કૂતરા માટે બિસકીટ લીધાં. કૂતરો ભૂખ્યો હતો, એટલે તેણે બિસ્કીટ બહુ સ્વાદથી ખાધાં. ડેવીડ વખતસર આવી મેગ રોસની ડમણીમાં પાછો બેસી ગયો. તેણે ભાડાના પૈસા આપવા માંડ્યા તે બાઈએ ન લીધા.

હવે રસ્તો દરિયાને કાંઠે કાંઠે જતો હતો, એટલે વખત કેમ ગયો તેની ખબર પડી નહીં. એક શેરીને નાકે આવીને ડમણી ઊભી

રહી. એને અહીં થોભવાનું હતું. તે કહેવા લાગી : 'અમે તેવા સારા મિત્રોને પણ ક્યારેક તો છૂટા પડવું જ રહ્યું. મારે અહીં એક વાડીમાં જવાનું છે. ત્યાં હું બપોરે આરામ લઈશ, ને વલોણામાં મદદ કરીશ. ઘરમાં છોકરીઓ તો ઘણી છે. પણ એમને તો વલોણું કરવા કરતાં વાળ ઓળવાનો વધારે શોખ છે. વાળ સરસ ઓળ્યે કંઈ પૈસા ન મળે. હા, કદાચ કોઈ વરણાગિયો વર ઝડપાઈ જાય ખરો. પણ એવો વર શા કામનો ?'

ડેવીડે ડમણીમાંથી ઊતરતાં કહ્યું : 'ખરે બપોરે તમે મને આટલું બેસાડી લીધો. તમારો પાડ માનું છું. તમારી બહુ જ ભલાઈ કહેવાય !'

'મારો પાડ ન માનશો !' મેગે મોં મલકાવતાં કહ્યું. 'મને ઘરડાં માણસો માટે લાગણી છે. ઘડપણ એ કંઈ ગુનો નથી. હવે સીધા સીધા ચાલ્યા જજો હોં ! બલુ ઍકર કરીને એક ગામડું આવશે. સરસ ગામ છે, ને ત્યાં તમને રાત રહેવાને વીશી મળી જશે. આટલામાં રખડુ જિપ્સી લોકોનો એક પડાવ છે. એ લોકો અનાડી છે. એમાં ટોમ કરીને એક માણસ છે તે તો ભયંકર છે.'

ડેવીડ હસ્યો. 'હું ટોમને ઓળખું છું. મારો ભાઈબંધ છે.'

મેગ આંખો ફાડીને જોઈ રહી. 'હેં ? ભલા માણસ, મેં એમ જાણ્યું હોત તો ડમણીમાં તરત ન બેસાડી લેત. મને ટોમનો ડર છે એવું નથી. પણ માણસ વિચિત્ર ખરો. મેં તો એના કીડી માટે કેટલીયેવાર ગલાસ ભરીને દૂધ આપ્યું છે. એટલે એના મનમાં મારે વિષે તો સારી લાગણી હશે જ.'

'મેં એના કીડીને જોયો નથી,' ડેવીડે કહ્યું. 'છોકરો કેવોક છે?'

'બહુ જ સરસ !' મેગ ઉમળકાથી બોલી ઊઠી. 'હું છોકરાં પાછળ ઘેલી નથી. ઘણાં તો સવારથી સાંજ સુધી ત્રાસ જ આપે છે. પણ ઈશ્વરની ઇચ્છાએ હું જો પરણી હોત, તો ટોમના કીડી કરતાં સારા છોકરાની ઇચ્છા ન રાખત. બાપડાની મા મરી ગઈ છે !'

'બાળકના જન્મ વખતે ?'

'ના રે ના !' મેગ બોલી. 'સુવાવડમાંથી તો સાજીતાજી

ભીઠી હતી. પણ વરસ દોઢ વરસ પછી એનું શરીર ગળવા લાગ્યું. રવિવારે રસ્તા પર બેસતી, ને દેવળમાંથી જે ફૂલફટાક બૈરીઓ નીકળે તેમને કહેતી: “તમારો હાથ જોઈ આપું બહેન?” એના જેવી રૂપાળી બરી મેં જિંદગીમાં જોઈ નથી. એણે દેવળમાં જઈ પાદરીની હાજરીમાં ટોમ સાથે લગ્ન નહોતાં કર્યાં; પણ તેને ટોમ પર પ્રેમ હતો, ને પતિવ્રતા હતી. બાળકને તો તે પૂજતી.’ અહીં મેગ જરા થોભી ગઈ. ‘એ મરી ગઈ ત્યારે ટોમે આ મુલકમાં હાહાકાર ફેલાવેલો. તે પાગલની પેઠે જંગલમાં દોડતો, મરી ગયેલી સ્ત્રીને પાછી બોલાવવા હાકો મારતો, ને જે કોઈ પાસે આવે તેનો જીવ લેવાની ધમકી આપતો. પછી ધીરે ધીરે એનો જીવ બાળકમાં પરોવાયો, એટલે હવે ઠરેલ થયો છે.’

આ કથા સાંભળી ડેવીડના હૃદય પર એવી ઊંડી અસર થતી હતી કે તે કંઈ બોલી શક્યો નહીં ને ચૂપ રહ્યો. મેગે એની વિદાય લઈને ડમણી હાંકી મૂકી.

ડેવીડ આગળ ચાલ્યો. નમતો પહોર થયો હતો, એટલે ચાલવું કંઈક સહેલું પડ્યું. ચાલતાં ચાલતાં તેના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા.

‘પૈસાદાર માણસ પાસે ગાડી હોય,’ તે મનમાં કહેવા લાગ્યો, ‘તો એ ગરીબ ઓળખીતાઓને ગાડીમાં જવલ્લે બેસાડી લે છે. ગરીબ કે દુઃખીને હેતનું વચન પણ જવલ્લે કહે છે. મારી જ વાત લો ને! મારી ઓફીસમાં એક કારકુન હતો. તેને માંદગીને લીધે નોકરી છોડવી પડેલી. એને માટે એકવાર મારી બગી મોકલવાનો વિચાર મને આવ્યો. પણ મારા સેક્રેટરીએ એટલી દયા બતાવવાની મને ના પાડી, ને કહ્યું: “એ માણસ માનશે કે એ તો મારો હક છે! આવા લોકો હંમેશાં નગુણા હોય છે!!” મેં સેક્રેટરીની સલાહ માની. કેવો મૂરખ હું! પેલો માણસ નગુણો છે કે નહીં એનો વિચાર મારે શા સારુ કરવો જોઈએ? બને તે કરી

છૂટવી, ને તેનું જે પરિણામ આવે તે આવવા દેવું, એ મારો ધર્મ હતો. આ ગરીબ બાઇ મેગ રૉસની પાસે બગી નથી. એની પાસે ડમણી છે. તો એ ડમણીમાં મને બુઢ્ઢાને દયા લાવીને બેસાડી લીધો. એણે મને પાઠ શીખવ્યો. મારી જિંદગીનો મધ્યાહ્ન હતો ને અખૂટ ફુવારામાંથી પાણી ફૂટે તેમ મારી આગળ પૈસાની રેલમછેલ ચાલી રહી હતી, તે વખતે મારે ત્યાં એક જુવાન પણ કંજૂસ સેક્રેટરી હતો. તેણે મને ઘણે પ્રસંગે દયાનું કામ કરતાં રોક્યો. એટલું જ નહીં પણ કેવળ શુદ્ધ સ્નેહને લીધે જે સાચા મિત્રો મારી પાસે આવતા, ને જેમને મારી એક કોડીની પણ લાલસા નહોતી, તેવાઓનો સંબન્ધ એણે મારી પાસે છોડાવેલો. હવે હું સમજું છું એ શા માટે એમ કરતો હતો તે. એને મારા પર પોતાનો કાબુ સજ્જડ બેસાડવો હતો. પણ એ વખતે મને શંકા આવી નહોતી, ને હું સહુ માણસોને ભલા માનતો. હા! હું સાચા દિલથી માનતો કે લોકો પ્રમાણિક હોય છે. એમની સચ્ચાઈ પર મેં વિશ્વાસ રાખ્યો; ને છેવટે મને દેખાયું કે એ લોકો ખોટો ડોળ કરે છે. આજે હું મોતને કાંઠે આવીને ઊભો છું, છતાં મિત્ર વિનાનો છું. મને અચૂક ખબર છે કે મારી પાસેથી રોકડ નાણું કઢાવવાની સ્વાર્થી ઇચ્છા ન રાખનારું કોઈ માણસ દુનિયામાં ભાગ્યે જ હશે. ખરો પ્રેમ તો વીશીમાં મળેલા પેલા ગામડિયાઓએ, વીશીવાળી મિસ ટ્રેન્ટરે, ને આ મેગ રૉસે બતાવ્યો!'

આગળ જતાં એક જગાએ બે રસ્તા ભેગા થયા. ત્યાં બાજુના રસ્તા પર પાટિયું લગાડેલું હતું: 'ફ્લીટ એબી જવાનો રસ્તો.' એ રસ્તો ટેકરીઓ પર જતો હતો. ડેવીડ વનની ઘટાદાર છાયા જોતો ઊભો હતો, ત્યાં તો એકાએક મોટરનું ભુંગળું વાગ્યું, ને ટેકરી પરથી એક મોટર સડસડાટ કરતી ઊતરી આવી ને વળાંક લઇને સીધી ચાલી ગઈ. તેને લીધે ધૂળના ગોટા એટલા ઊડ્યા કે કંઈ દેખાય એવું રહ્યું જ નહીં. ડેવીડ ફક્ત એટલું જ જોઇ શક્યો કે મોટરમાં

બે જણુ બેઠા હતા—એક મોટર ચલાવતો હતો, ને બીજો તેની જોડે બેઠો હતો. એક પળમાં તો મોટર અલોપ થઈ ગઈ.

ડેવીડને ચીડ તો બહુ ચડી. તેને થયુંઃ ‘રસ્તો સૂનો છે એટલું સારું છે. હા, ચાલી’,’ કૂતરાને ઉદ્દેશીને તે બોલ્યો, ‘તારો પંજો ઘવાયો છે ને તું ઝાઝું દોડી શકતો નથી એ સારું છે. પેલી મોટરની હડફેટે ચડી ગયો હોત તો તારો તો જીવ નીકળી જાત!’

આગળ જતાં રસ્તા પર આવેલી એક ઝૂંપડીમાં ડેવીડે રોટી, માખણ ને ચાનો નાસ્તો કરી લીધો. બ્લૂ એંકર ગામમાં પહોંચ્યો ત્યારે સૂરજ આથમ્યાને એક કલાક થઈ ગયો હતો.

## ૧૦. મોટરનો ભોગ

આ જગા સુન્દર ને શાન્ત હતી. દરિયાને કાંઠે રેતીની લગોલગ પાથડીપને ગામનાં ઘર આવેલાં હતાં. સંધ્યાના આછા પ્રકાશમાં દરિયામાંથી ફીણના નાનકડા સફેદ હાર ધીરા ધીરા આવી રેતી પર ફેલાતા હતા. તે પળવાર બરફ જેવા ચકચકતા દેખાતા, ને પાછા આસ્તે રહીને અંધારામાં અલોપ થઈ જતા. ગામમાં પેસતાં પહેલાં જ જે હોટેલ આવી ત્યાં ડેવીડ થોભ્યો. તેના વાડા તરફ એની નજર ગઈ તો એક વાહન ઊભેલું જોયું. આ જ પેલી રસ્તે મળેલી મોટર હતી. હોટેલમાં ગલ્લા આગળ બેઠેલી એક આધેડ બાઈ ને તેની બે દેખાવડી છોકરીઓ ઘરાકોને જે જોઈએ તે આપતી હતી. ડેવીડે નાસ્તો મંગાવ્યો. દીવાથી દૂર એક ખૂ, જ્યાં એણે બીજાને જોઈ શકે પણ બીજા એને ન જોઈ શકે, ત્યાં તે બેઠો. હજુ અહીં રાત રહેવાનો નિશ્ચય તેણે નહોતો કર્યો. રખેને કોઈ ઓળખી જાય તો, એ બીક તેના મનમાં હતી. આ મોટરવાળા પૈસાદાર હોવા જોઈએ. તે જ કદાચ ઓળખીતા નીકળે તો, એમ પણ હતું. હોટેલમાં બેઠેલા ગામડિયા લોકોની વાતો તે કાન દઈને સાંભળવા લાગ્યો. પેલી મોટર ખોટકીને રોકાઈ ગયેલી તેની જ વાતો થતી હતી. મોટરો ને મોટરવાળા પર જાતજાતની ટીકા ચાલી રહી હતી.

એક જણ કહે: 'બળી આ મોટરો! બધી ભાંગી જાય તો કેવું સારું!'

બીજો કહે: 'ભલા માણસથી આવું ન બોલાય! આપણો ધરમ ના કહે છે આવું બોલવાની. મોટરના પણ કેટલા બધા પૈસા પડે છે!'

પહેલો કહે: 'એવા લોકો તો મોટરોના પૈસા ખરચી ખરચીને ખલાસ થઈ જાય તો સારું. કોઈ બાપડા, બાપડી કે છોકરાનો આ

પૈસાવાળા ખૂનીઓ જીવ લીધા વિના નહીં રહે.'

'પૈસાવાળા ખૂની એ બહુ આકરો શબ્દ કહેવાય!' એક કદાવર જુવાન બોલ્યો.

'ના. એવા જ છે એ લોકો. થોડા દહાડા પર ટૉંટનમાં એક બાઈ રસ્તે જતી હતી. એટલામાં રેલના ડબા જેવડી મોટી એક મોટર આવી, તેણે બાઈને ચગદી નાખી. જાણે લુગડાના ગાભા ન હોય એમ ફેંકી જ દીધી! તોયે બાપડી થોડુંક ચાલી, ને કલાક ન થયો ત્યાં તો મરી ગઈ. પંચકેસ થયો તેમાં કહ્યું: "હૃદયને આંચકો લાગવાથી મરી ગઈ." મોટરવાળો દારૂના કારખાનાનો માલિક હતો ખરો ને! એવો ન્યાય ચાલે છે આજે.'

આપણે ગરીબ લોક બહુ પરગજુ છીએ!' એક ભરવાડ બોલ્યો. 'આપણે ચગદાઈ જઈએ તો કશું બોલતા નથી, ને ભરોસો રાખીએ છીએ કે કાયદો ગરીબ તવંગરનો સરખો ન્યાય કરશે! લખપતિ સહેજમાં છૂટી જાય છે, ને ભિખારી જેલમાં જાય છે, એ આપણે રોજ નજર આગળ જોતા નથી? વિલાયતમાં પહેલાં ન્યાય હતો. પણ એ દહાડા ગયા.'

'બીજો છે એવો ન્યાય વિલાયતમાં પણ છે,' વીશીવાળી વચ્ચે મોં મલકાવી બોલી ઊઠી. 'મોટરો છે તો મારે ત્યાં સારા ઘરાક આવે છે. આ મોટર ખોટકી ન હોત તો એ રાજા જેવા માણસ મારે ત્યાં રાતવાસો રહેવા આવત ક્યાંથી? હું કદી પૈસાનો વાંક કાઢતી નથી!' જરા થોભીને પાછી બોલી: 'એમાંના એક તો સાવ જુવાન છે. એમનું નામ છે લૉર્ડ રેજિનાલ્ડ રોધમ. બીજા એમના ભાઈબંધ છે — મિ. જેમ્સ બ્રૂકફીલ્ડ.'

આ બંને જણ ડેવીડ હેમ્સલીને જાણીતા હતા. રોધમ સમજણો થયો ત્યારથી અત્યંત દુરાચારી હતો. તેણે ભલા બાપનું નામ બોળ્યું હતું. બ્રૂકફીલ્ડ કેટલાંક છાપાંનો માલિક હતો. બંને હંમેશાં સાથેના સાથે ફરતા. રોધમને માટે કેટલાક હજાર પાઉન્ડની રકમો ઉછીની લેવ

ખૂકરીલ્ડ થોડા જ દહાડા પર ડેવીડ પાસે ગયો ત્યારે ડેવીડે તેની ધૂળ કાઢી નાખી હતી. આવા બે બદમાસોને અહીં જોઈ ડેવીડે નિશ્ચય કર્યો કે રાત બીજી કોઈ વીશીમાં રહેવું. ત્યાં તો મોટરો વિષેની વાતો આગળ ચાલી.

'રસ્તા લોકો માટે બનાવેલા છે. લોકોને રસ્તા પર સલામતી માગવાનો હક છે,' એક જણ બોલ્યો.

'મોટરવાળા પણ એમ જ કહે છે. મોટરવાળા પણ માણસ છે. એમને કહેવાનો હક છે કે રસ્તા એમને માટે પણ બનાવ્યા છે. અમે જમે તેટલી ઝડપે હાંકીએ તોયે અમને કંઈ ઈજા ન થવી જોઈએ, ને અમારી મોટર આડે કોઈ માણસે આવવું ન જોઈએ, એમ એમનું કહેવું છે,' બીજો એક જણ બોલ્યો.

'તો શું અમારે ઢોરઢાંખર ને ઘેટાંબકરાં રસ્તા પર થઈને ન લઈ જવાં એમ કહેવા માગો છો?' પેલા ભરવાડે કહ્યું. 'તો એ જાનવરોને કયે રસ્તે લઈ જવાં?'

'મોટરો માટે જુદા રસ્તા હોવા જોઈએ,' ધોળા વાળવાળો એક ડોસો બોલ્યો. 'રેલવેના જુદા રસ્તા કેમ છે?'

'મોટરોના જુદા રસ્તા કરે એટલે દેશનો તો રંજાડ,' કદાવર જુવાને કહ્યું. 'પછી દેશમાં શાન્તિ કે સુખનું નામ નહીં રહેવાનું. ટેકરીઓ તોડી પાડી, ઝાડ પાડી નાખ્યાં, વાડો બનાવી લીધી, એટલે જાણે ફુટબૉલનું મોટું મેદાન જ જોઈ લો!—ને એ બધું ખોબા જેટલા સ્વાર્થી પૈસાદાર લોકોને માટે!'

એ જ વખતે બારણું ઊઘડ્યું, ને પેલા નવા મહેમાનો બહાર આવ્યા. એટલે માણસો બધા ચૂપ થઈ ગયા. ગામડિયા લોકો એમના રુઆબમાં ઘડીભર અંજાઈ ગયા. પણ ડેવીડના મનમાં તો તિરસ્કાર છૂટયો. પેલા બે જણુ ગલ્લા આગળ ઊભા રહી આ જગાનાં વખાણ કરવા લાગ્યા. રોથમે વીશીવાળીને પૂછ્યું: 'તમારી આ બે છોકરીઓનાં નામ શાં છે? એક ડાંખળી પરનાં બે ગુલાબ જેવી છે.' તેની

એડી નજર તો એ તરફ ક્યારની ભમતી હતી.

છોકરીઓની મા પળવાર અચકાઈ. એને ઉમરાવની બોલવાની રીત ગમી લાગી નહીં. તેણે કંઈક અક્કડાઈથી કહ્યું:

'મોટીનું નામ એલીઝાબેથ, ને નાનીનું નામ ગ્રેઈસ.'

'એલીઝાબેથ અને ગ્રેઇસ! આફ્લાતૂન!' કહી રૅાધમ ગલ્લા પર જરા નીચો નમ્યો. 'હવે — એમાં ગ્રેઈસ કઈ?'

એ જ પળે વીશીના ખુલ્લા દરવાજામાં એક ઊંચો, કાળો પડછાયો પડ્યો, ને એક માણસ અંદર દાખલ થયો. તેના હાથમાં જાડા ગૂણપાટથી વીંટાળેલું એક લંબગોળ પોટકું હતું. તે ખાલી બાંકડા પર મૂકી તેણે માથા પરની ટોપી ઊંચી ખસેડી, ફાટી આંખે આસપાસ જોવા માંડ્યું. સહુ તેની સામે જોઈ રહ્યું—કોઇએ એને ઓળખ્યો, બીજાં ગભરાઈ ગયાં. ડેવીડને ખૂણામાં કોઈ જુએ નહીં તેમ બેસવું પડ્યું હતું છતાં, તેના મોંમાંથી ચીસ નીકળી ગઈ, ને તે લગભગ ઊભો થઈ ગયો. કેમકે આ નવો આગંતુક તે ટૉમ હતો.

હા, આ જ ટૉમ! એનાં કપડાં ફાટી ગયાં હતાં, ને તેના પર ધૂળ જામી હતી. ટૉમની આકૃતિ એકાએક બદલાઈને ફીકીફચ અને ભયાનક થઈ ગઈ હતી — જાણે પહેલાંનો ટૉમ જ ન હોય. તેનું મોઢું કરમાઈ ગયું હતું; તેના પર ગમગીની છવાઈ વળી હતી; ને સવારે જે ચહેરો લાલબૂમ હતો તે સાવ માંદલો ને ધોળો પૂણી જેવો થઈ ગયો હતો. તેની અક્કલ જાણે બહેર મારી ગઈ હોય એવો, ભયભીતપણાનો ભાવ તેની આંખોમાં હતો. તે જોનારને એમ જ લાગે જાણે આ માણસે પુષ્કળ દારૂ ઢીંચેલો છે ને તોફાને ચડ્યો છે.

'કેમ, દોસ્તો!' તેણે ઘઘરે અવાજે કહ્યું. 'કેવી સરસ રાત છે, ને કેવી ચોખ્ખી ચાંદની છે!'

કોઈએ એને જવાબ આપ્યો નહીં. તે લથડિયું ખાઈને ગલ્લા પાસે આવ્યો. વીશીવાળીએ કડકાઈથી એની સામે નજર કરી, ને કહ્યું: 'કેમ, ટૉમ, શી વાત છે?'

ટૉમ ટટાર થયો; ને જાણે કોઈનો ઘા ચુકાવતો હોય તેમ ખભા પાછળ લઈ પરાણે મોં મલકાવ્યું.

'કંઈ નથી! જરા લૂ લાગી છે!' એટલું કહેતામાં તેના શરીરમાં કંપારી છૂટી, ને દાંત કકડવા લાગ્યા. પછી ગલ્લા પર નીચો નમીને કહેઃ 'મેં દારૂ નથી પીધો, મા!—ભગવાનને ખાતર એવું ન ધારી લેશો—હું માંદો છું. તમે જોતાં નથી હું માંદો છું તે?—હું ઘડીવારમાં સાજો થઈ જઈશ—મને ટીપું દારૂ આપો!'

વીશીવાળી એક્રીટસે એને જોઈ રહી. તે ટૉમને વરસોથી ઓળખતી હતી; એટલું જ નહીં પણ ટૉમ ઉધમાત કરનારો હોવા છતાં આ બાઈના મનમાં તેને વિષે હેત અને આદર હતાં. એનો ચહેરો નિહાળીને જોતાંવેંત તેણે જોયું કે એ સાચું બોલતો હતો. તેણે દારૂ ચડાવ્યો નહોતો. તે માંદો હતો,—બહુ માંદો હતો. તેના ચહેરા પરની તીવ્ર વેદના એ પુરવાર કરી આપતી હતી.

'અંદર આવીને બેસો તો સારું નહીં?' બાઈએ કહ્યું.

'ના, મા! અંદર નહીં આવું. અહીં જ ઊભો રહીશ.'

બાઈએ તેને દારૂ આપ્યો. ટૉમ ધીરે ધીરે ઘૂંટડા ભરવા લાગ્યો. માથા પરની ટોપી જરા ઊંચે ખસેડી તેણે કાળીભંમર, ને કજળતા અગ્નિથી ભરેલી આંખો લૉર્ડ રોધમ ને તેના સોબતી તરફ ફેરવી. બંને જણા વીશીવાળીની નાની દીકરી ગ્રેઈસ જોડે વાતે વળગ્યા હતા. તેની બહેન એલીઝાબેથ સીવણ નીચે મૂકી ટૉમ તરફ ચિન્તાતુર નજરે જોઈ રહી. પેલા બે જણા તરફ તેને અંતરથી અણગમો ઊપજેલો, એટલે તે તરફ નજર નાખતી નહોતી, છતાં એ લોકોની બધી વાતો કાન દઈને સાંભળતી હતી. તેનું ધ્યાન તો આ દેખાવડા જિપ્સી ટૉમ તરફ હતું. એના ચહેરા પરની ફીકાશ અને ભયાનકતા જોઈ તે ભડકી ઊઠી હતી.

'તું મારી મોટરમાં સહેલ કરવા આવે ને, ગ્રેઇસ, તો પાર વિનાની મજા આવે!' રોધમ ગ્રેઈસને કહેવા લાગ્યો. 'મોટર તો

અડધા દિવસમાં તૈયાર થઈ જશે. અમે જઈએ તે પહેલાં તમે બે બહેનો ફરવા આવો તો હું બહુ જ રાજી થાઉં. આ સુન્દર જગામાં અમે વધારે રહી શકીએ એમ છીએ.' કહી રૅાધમ મૂછ આમળવા લાગ્યો.

'ખાસ કરીને અહીં આવી સરસ સોબત છે એટલા માટે,' બ્રૂકફીલ્ડે ટાપશી પૂરી. 'કાલે હું આ ઘરનો ફોટો લેવાનો છું. ગ્રેઈસ અને એલીઝાબેથ પણ એ ફોટા માટે ઊભી રહેશે, નહીં ?'

'હા—હા !' રૅાધમ કહેવા લાગ્યો. 'જરૂર ! આ ગૃહસ્થ મિ. બ્રૂકફીલ્ડની બધાં સચિત્ર છાપાંમાં લાગવગ છે. એટલે એ તારું ચિત્ર તેમાં છપાવી નીચે લખાવશે "સમરસેટની સુંદરી" ખરું ને બ્રૂકફીલ્ડ?'

બ્રૂકફીલ્ડ હસ્યો. તેના હસવામાં પોતાની લાગવગ વિષેના ગર્વનું ભાન હતું. 'હા, જરૂર,' તેણે કહ્યું. 'તમે કહો તે કામ થાય જ.'

રૅાધમે મૂછ ફરી આમળી, ને કહેવા લાગ્યોઃ 'છાપાંવાળા આપણા ભાઈબંધ હોય એ કેવી મોજ ! હું મારી ઓળખીતી બધી સ્ત્રીઓની છબિઓ છાપાંમાં છપાવું છું—એક દહાડામાં પ્રખ્યાત થઇ જાય છે એ લોકો ! મને ગમે છે તે સ્ત્રીઓની છબિઓ હું રૂપાળી બનાવડાવું છું; મને નથી ગમતી તેમની છબિ બિહામણી બનાવડાવું છું. એ સહેજે બની શકે એવું છે. નેગેટીવમાં જેવા ફેરફાર કરવા હોય તેવા થઈ શકે છે!'

ગ્રેઇસે આંખો ઊંચી કરી—એ બહુ સુન્દર ને ચમકતી આંખો હતી—અને અણગમા ને તિરસ્કારની નજરે રૅાધમ સામે જોયું. 'બહુ રમૂજ પડતી લાગે છે તમને એમાં !' તેણે કટાક્ષમાં કહ્યું.

'હાસ્તો—મારા જીવના સમ !' કહીને રૅાધમ ઘડિયાળની સાંકળી જોડે રમવા લાગ્યો. 'જે સ્ત્રીઓનાં મોઢાં મારે કદરૂપાં બતાવવાં હોય છે તેમને બાદ કરીએ, તો બાકીની બધી એથી બહુ રાજી થાય છે. મેં ઘણી સ્ત્રીઓના વાળ વાંકડિયા ચીતરાવ્યા છે—તને કહું છું ! તું મારી "સમરસેટની સુંદરી" થશે, ખરું ને, ગ્રેઈસ ?'

'ના રે !' ગ્રેઇસે કહ્યું. 'મારા વાળ તો વાંકડિયા છે જ. હું

કદી ચીપિયા વાપરતી નથી !'

બ્રૂકફીલ્ડ ખડખડાટ હસી પડયો. એ હાસ્યનો આછો પડઘો હોટલમાં બેઠેલા માણસોએ પાડયો. રૉથમ શરમનો માર્યો હોઠ કરડવા લાગ્યો.

'એ સપાટો મારે માટે છે,' તે બોલ્યો. 'તું બિલ્લી છે, ગ્રેઈસ, એટલે નહોરિયાં પણ ભરી શકે છે, એમ ને ! બૈરીઓનું મોટું દુઃખ જ આ હોય છે—એવી તીખી જીભ હોય છે એમની—'

'ગ્રેઈસ !' તેની મા વચ્ચે બોલી ઊઠી. 'રસોડામાં કામ છે તારું.'

ગ્રેઈસ માનો બોલ માની ચાલી ગઈ. એ જ પળે ટૉમ અક્કડ ઊભો હતો ત્યાંથી સહેજ સળવળ્યો. તેણે દારૂનો અડધો જ જામ પીધો હતો; પણ એટલાથી તેના મોઢા પરની લાલી પાછી આવી, અને તેની આંખોમાં અગ્નિનો ચમકારો વધ્યો.

'આ તરફના રસ્તા મોટરો માટે સારા લાગે છે,' તેણે કહ્યું.

રૉથમે જવાબ આપ્યો: 'પહેલા નંબરના ! અમે ફ્લીવ એબીથી સડસડાટ મોટર ચલાવી લાવ્યા.'

'પવનવેગે જ કહોને,' બ્રૂકફીલ્ડ બોલ્યો. 'આખો રસ્તો અડધી સેકંડ પણ થોભ્યા નથી. અમે લંડનથી લેન્ડ્સ એંડ સુધીની શરત મારી હતી. પણ ફ્લીવ આવતા પહેલાં ખોટે રસ્તે વળી ગયા—'

'ઓહો ! ખોટે રસ્તે વળી ગયા, એમ કે ?' કહી ટૉમ, જાણે વધારે સારું સંભળાય તે માટે, જરા આગળ નમ્યો. તેના ચહેરા પર પાછી મડદા જેવી ફીકાશ ફરી વળી, ને શ્વાસ જોરથી ચાલવા લાગ્યો.

'હા. અમે લગભગ ફ્લીવ એબીની લગોલગ પહોંચી ગયા, પણ આ વખતે એ જૂનું ખંડેર જોવા થોભ્યા નહીં, ખરેખર કહું છું ! પહેલી જ શેરી વટાવીને સડસડાટ પાછા મોટા રસ્તા પર આવી ગયા,—રસ્તો બહુ સીધા ઉતારવાળો હતો—ને ટેકરીની તળેટીમાં

વળવાનું આવ્યું ત્યાં મોટર સુસવાટ કરતી ફેરવી લીધી! ઊંધી વળતી રહી ગઈ એમ જ કહોને!'

'ઓહો!' બહુ જ રસથી સાંભળતો હોય એવે અવાજે ટોમ બોલ્યો. 'તમારો શોફર તો બહુ હોશિયાર હોવો જોઈએ.'

'શોફર જ નથી!' બ્રૂકફીલ્ડ ભાર દઈને બોલ્યો. 'ઉમરાવ સાહેબ જાતે મોટર ચલાવે છે.'

થોડી વાર વિચિત્ર શાન્તિ ફેલાઈ ગઈ. બધા ઘરાકોની જીભો જાણે સિવાઈ ગઈ. ટોમને જોઈને ડરકુ માણસો હંમેશાં ડરતા. સાધારણ રીતે તે અજાણ્યા લોકો જોડે વાત ન કરે. આજે તે પોતે આ બે મોટરવાળા જોડે વાતે ચડેલો, એની જ ઘણાને નવાઈ લાગતી હતી. ડેવીડ અંધારામાં એકલો બેઠો હતો. તે પણ જિપ્સી ટોમનાં મોં ને શરીર તરફથી પોતાની આંખ ખસેડી શક્યો નહીં. તેને એક પ્રકારની મોહની લાગી હતી; એટલે તે આ ઘાટીલા કદાવર શરીરને એકીટસે નિહાળી રહ્યો.

'ઉમરાવ સાહેબ જાતે મોટર ચલાવે છે,' ટોમે પડઘો પાડ્યો. એક પ્રકારના વિચિત્ર સ્મિતથી તેના હોઠ છૂટા પડ્યા; એટલે તેની બરાવદાર કાળી મૂછ ને દાઢી વચ્ચે સફેદ દાંતનો, લગભગ કારમો લાગે એવો, ચકચકાટ નજરે પડ્યો. પછી ટોમે પોતાની ઘેરી આંખો ધીરે રહીને રોધમના ટિચકૂડા શરીર તરફ વાળી, ને પૂછ્યું: 'તમે ઉમરાવ સાહેબ છો?'

રોધમે બેપરવાઈથી, જાણે મહેરબાની કરતો હોય એમ, માથું હલાવી હા ભણી; ને બીડી સળગાવી ધુમાડો કાઢવા લાગ્યો.

'તમારી મોટર તમે જાતે હાંકો છો!' ટોમે કહ્યું. 'તમારા હાથમાં ને આંખોમાં બહુ જોર હોવું જોઈએ!'

'હા—' કહેતાં રોધમ આડું જોઈ રહ્યો—'એવું છે ખરું! પણ કંઈ બડાઈ મારવા જેવું નહીં!'

'કલાકે કેટલા માઈલ?' ટોમના પ્રશ્નોની પાછળ કંઈક

અમંગળ ઉત્કંઠા હોય એમ દેખાતું હતું.

'હશે ચાળીસ પચાસ—ક્યારેક વધારે પણ થાય. હું તો હંમેશાં વધારેમાં વધારે ઝડપથી મોટર મારી મૂકું છું. એમ કરવાથી મોટર વહેલી ભાંગી જાય ખરી. પણ એમાં શું ? બીજી ખરીદી લેવાય.'

'સાચી વાત !' ટૉમ બોલ્યો. 'બહુ સાચી વાત ! મોટર બીજી ખરીદી લેવાય !' તે થોભ્યો, ને વિચારોને સ્થિર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પછી, ગલ્લા પર દારૂનો અડધો જામ મૂકી રાખેલો તે નજરે પડતાં તે ઉપાડ્યો, ને એક જ ઘૂંટડે ખાલી કર્યો. 'તમને રસ્તા પર કોઈવાર અકસ્માત થયેલા કે ?'

'અકસ્માત ?' રોધમે ચશમાનો એક છૂટો કાચ આંખે લગાડ્યો. 'અકસ્માત ? શું કહેવા માગો છો તમે ?'

'કેમ. હું જે કહું છું તે સિવાય બીજું શું કહેવા માગતો હોઉં ?' કહી ટૉમે એકાએક અટ્ટહાસ્ય કર્યું. તે સાંભળી વીશીવાળી બાઈ ચોંકી ઊઠી, ને હોટેલમાં બેઠેલા માણસો એકબીજા સામે ગભરાટની નજરે જોવા લાગ્યા. આખી દુનિયામાં અકસ્માત બધે એકસરખા હોય છે ! તમે કોઈ દહાડો મોટરમાંથી બહાર પડ્યા નથી, અંદર ઊછળીને પડ્યા નથી, શરીરને વાગ્યું નથી, હાડકું ભાંગ્યું નથી, કે બીજી કશી ઈજા કદી થઈ નથી ? કહોને !'

રોધમે મોં મલકાવ્યું, ને ચશમાનો કાચ છોડી દીધો તે વારકોટના ઉપલા બટન સાથે અથડાયો તેનો ક–ટ્ અવાજ થયો.

'ના રે, કદી નહીં !' કહી તેણે બીડી મોંમાંથી કાઢી, તેની સામે નજર નાખી, ને તે ફરી પાછી લહેરથી મોંમાં ખોસી—'મને મારો જીવ બહુ વહાલો છે તો ! એટલે જીવ જાય એવું જોખમ ખેડું જ નહીં. બીજા લોકોની જિંદગી ઝાઝી વિસાતમાં નથી, પણ મારી જિંદગી તો બહુ કીમતી છે ! કેમ, બ્રૂકફીલ્ડ ?'

આ મજાક સાંભળી બ્રૂકફીલ્ડ તો એટલું બધું હસ્યો કે એનું મોઢું જાંબૂડિયું થઈ ગયું. એટલામાં ટૉમ રોધમ તરફ એકમે

ડગલાં આગળ વધ્યો.

'તમે નસીબદાર ઉમરાવ છો હોં!' કહી તે હસી પડ્યો. તેના હાસ્યમાં કર્કશતા હતી. 'બહુ નસીબદાર! પણ તમે શું એમ કહેવા માગો છો કે પૂરજોશમાં મોટર મારી મૂકો છો તોયે તમે રસ્તે એક પણ ચીજને ધક્કો મારીને ઉડાવી મૂકી નથી?—કોઈ ડોસા કે ડોસીને પાડી નાખ્યાં નથી—કોઈ કૂતરાને કે કોઈ બાળકને ચગદી નાખ્યું નથી?'

'ઓહો, એ પૂછવા માગતા હો તો!' રોથમ ધીરે અવાજે, ને ઠંડે પેટે બોલ્યો: 'બેશક! એવું તો ઘણીવાર બને છે! અમે હમેશાં કોઈ ને કોઈ માણસને કે જાનવરને ચગદી નાખીએ છીએ. નહીં, બ્રૂકફીલ્ડ?'

'હમેશાં!' બ્રૂકફીલ્ડ હસવા લાગ્યો. 'મોટર ચલાવવાની અડધી મજા તો એમાં રહેલી છે!'

'બરાબર છે!' કહી રોથમ ફરી ઘડિયાળની સાંકળી જોડે રમત કરવા લાગ્યો. 'પણ એમાં અમારો વાંક નથી. માણસો ને જાનવરો અમારા રસ્તામાં આડે આવે, તો તે ખસી જાય ત્યાં સુધી અમારાથી થોભી ન શકાય. અમારે એમના પર થઈને મોટર ચલાવી લીધા વિના છૂટકો જ નહીં. પેલી ઘરડી મરઘી યાદ છે ને, બ્રૂકફીલ્ડ?'

બ્રૂકફીલ્ડ ખડખડાટ હસી પડ્યો, ને તેણે માથું હલાવી હા પાડી.

'એ મરઘી છે ને તે રસ્તા પર અમારી આગળ દોડતી હતી. મરઘીની ઝડપેરતો. એનાં ઈંડાંનો પરિવાર હશે તેની પાસે પહોંચવા તે જીવ લઈને ભાગતી હતી. ત્યાં તો ફ—ટ! ફ—ટ! કરતાંકને એના ફેંદા ઊડી ગયા. ઈંડાં ઈંડાંને ઠેકાણે રહી ગયાં. ઓ ભગવાન, અમે કેવી ચીસ પાડેલી! હા—હા—હા! હી—હી—હી!'

એના હસવાનો જવાબ કોઈએ વાળ્યો નહીં, તેમ કોઈ બોલ્યું નહીં. જાણે આકાશમાં કાળું વાદળ ન છવાઈ ગયું હોય! રોથમની

વાતમાં ટાપશી પૂરવા બ્રૂકફીલ્ડે બીજા અકસ્માતોની વાત કાઢી.

'કોઈ જાનવર જતું હોય એટલા માટે મોટરવાળા તે કંઈ અટકે? જાનવરની શી વાત, માણસ હોય તોયે શું? રસ્તા પર તો અજાણ્યાં માણસ ચાલતાં હોય. તેમને બચાવવા માટે મોટરવાળા અટકે એવી આશા રાખવી એમાં કંઈ અક્કલ ન કહેવાય. આજવાળા પેલા છોકરાની જ વાત લોને સાત બોયો! જંગલનાં ફૂલ લઈને સડસડાટ ચાલતી મોટર આગળ ધરી રહેલો! પછી ચગદાઈ ન જાય તો શું થાય?'

વીશીવાળી ચોકી ઊઠી, ને બોલી: 'છોકરાને વાગ્યું તો નથી ને?'

'ના રે ના!' રોધમે સહેજ હસીને કહ્યું. 'જરા પાછળ પડ્યો, ને ઘાસ પર ગુલાંટ ખાઈ ગયો એટલું જ. એને મજા પડી હશે. જરામાં બચી ગયો કહોને.'

ટૉમ એની સામે એકીટસે જોઈ રહ્યો. તેણે એકબેવાર બોલવાનો પ્રયત્ન કર્યો, પણ મોઢામાંથી અવાજ જ નીકળ્યો નહીં. પછી પરાણે અવાજ કાઢીને તેણે કહ્યું: 'તમે મોટર અટકાવી, પાછા જઈને જોયેલું ખરું કે એને વાગ્યું છે કે નહીં?'

'મોટર અટકાવી? પાછા ગયા? ના રે. ઊંધે રસ્તે ચડી ગયા એટલે તો ખોટી થઈ જ હતી. છોકરાને કશું થયું નહોતું.'

'તમને ખાતરી છે?' ટૉમ ગગણ્યો. 'તમને — પૂરી — ખાતરી — છે?'

'ખાતરી?' રોધમે એક આંખ પર ચશમાનો કાચ ચડાવી ટૉમ સામે તીરછી નજર ફેંકી. 'હા, હા, ખાતરી છે. અલ્યા તું શું ધારે છે મને? કોક ભિખારીનું છોકરું હતું. એવાં છોકરાં તો રસ્તા પર બહુયે રખડે છે. બલા ક્યાંકની. એવાં થોડાંક તો ચગદાઈ જાય એ જ સારું. કેમ, અલ્યા, શું કહેવું છે હવે? વાત શી છે? દૂર ઊભો રહે ભલો થઈને!' એટલામાં તો ટૉમ એકાએક મૂઠીઓ વાળી. રાતોપીળો થતો, છલંગ મારીને રોધમ પાસે પહોંચ્યો

— જાણે કોઈ જંગલી પશુ એના શિકાર પર તૂટી પડતું ન હોય! 'છોડ! છોડ! હાથ ઉઠાવ, કહું છું! બદમાસ, છોડ તો મને! બ્રૂકફીલ્ડ! અરે, કોઈ આ માણસને પકડોને! પાગલ છે કોઈ!'

પણ બ્રૂકફીલ્ડ કે બીજું કોઈ એને બચાવવા જાય તે પહેલાં તો ટૉમ ભૂખ્યા વાઘના જેટલા ઝનૂનથી તેના પર તૂટી પડ્યો.

'સત્યાનાશ જાય રે તારું!' રોધમ હાંફતો હાંફતો બોલ્યો. 'નરકમાં જજે તું!'

ટૉમે એને ધડાક દઈને ભોંય પર પછાડ્યો, ને તેનો ટોટો પકડ્યો. રોધમ જેટલીવાર ચીસ પાડવા જાય એટલીવાર ટૉમ ગળું જોરથી દબાવે. પછી તે પોતે રોધમના ચત્તાપાટ શરીર પર પડ્યો; તેના શરીરને પોતાની પડછંદ કાયાના ભારથી દબાવી રાખ્યું; અને પલકવારમાં તો તેના ગળા પર છરો મૂકી, બેફામ ભીષણતાથી, તેને કરવતની પેઠે ફેરવ્યો. ગળાની નસોમાંથી લોહીની ધારો ઊડી, ને ભોંય પર મોટું ખાબડું ભરાઈ ગયું.

# ૧૧. દીકરા પાછળ બાપ

સ્ત્રીઓ હૃદયભેદી ચીસો પાડવા લાગી. પુરુષો કોઈ ઊંહકારા કરવા લાગ્યા, તો કોઈ બૂમ પાડવા લાગ્યા. વીશીમાં જ્યાં ઘડી પહેલાં શાન્તિ હતી ત્યાં હાહાકાર વર્તી ગયો. બ્રૂકફીલ્ડ બહાર શેરીમાં જઈ બરાડા પાડવા લાગ્યો: 'દોડો! દોડો! ખૂન! ધાજો રે!' પચેક મિનિટમાં તો મોટું ટોળું ભેગું થઈ ગયું. 'ટૉમ! પેલો ટૉમ!' એ શબ્દો બીકથી ફફડી ઊઠેલા લોકો એકબીજાના કાનમાં કહેવા લાગ્યા. એક ખૂણામાં બેઠેલો ડેવીડ તરત નાસી છૂટવાના વિચારથી ઊભો તો થયો, પણ તેનાથી ખસાયું નહીં. બીકના માર્યા તેના પગ જ ચોંટી ગયા. ટૉમ રૉધમના મડદાને વળગીને પડેલો, ત્યાંથી અનેક જણે તેને બળજબરીથી ઊંચો કરીને ઘસડ્યો. રૉધમનું માથું ધડથી લગભગ છૂટું પડી ગયું હતું.

બ્રૂકફીલ્ડ, ઝાડના પાંદડાની પેઠે કંપતો, શેરીમાં પાગલની પેઠે પોલીસને બૂમ પાડતો હતો. પોલીસના બે માણસ આવ્યા, એટલે કંઈક શાન્તિ ફેલાઈ. ટૉમ લોહિયાળા હાથ લાંબા કરીને તેમની પાસે ગયો. 'હું તૈયાર છું!' તેણે શાન્ત અવાજે કહ્યું. 'હું ખૂની છું.'

સિપાઈ એની સામે જોઈ રહ્યા. સાવચેતી માટે ટૉમના કાંડા પર હાથકડી ચડાવી. મડદા પર કપડું ઢંકાવ્યું. પછી પોતાની નોંધ-પોથી ઉઘાડી પૂછ્યું: 'આ બનાવ કેવી રીતે બન્યો?'

અનેક જણ એકીસાથે બોલવા લાગ્યા. બ્રૂકફીલ્ડે સૌથી મોટો ઘાંટો કાઢીને આખી વાત સંભળાવી. પછી પોલીસે પૂછ્યું: 'વીશી-વાળી બાઈ ક્યાં છે?' તે જીવ લઈને જતી રહેલી; તેને અને તેની બે છોકરીઓને કોઈ બોલાવી લાવ્યું. ત્રણેયના હોશકોશ ઊડી ગયા હતા, ને શરીરે ધ્રુજારી ચડી હતી.

'ગભરાશો નહીં, મા!' એક સિપાઇએ હેતભર્યે અવાજે કહ્યું. 'તમારા પર કશી આફત નહી આવે. આ બનાવને અંગે તમે જે કંઇ જોયું હોય તે અમને કહો, એટલે બસ છે.'

વીશીવાળી વાત કહેવા લાગી. વચ્ચે વચ્ચે આંખમાંથી આંસુ સરી પડતાં. થોડી વાત કહ્યા પછી તેને ડૂમો ભરાઇ આવ્યો, એટલે તે બેસી ગઈ ને અડધી બેભાન થઇ ગઇ. બાકીની વાત તેની મોટી છોકરી એલીઝાબેથે પૂરી કરી. ટોમ આ દરમ્યાન સૂનમૂન થઇને ટટાર ઊભો હતો. છેવટે પોલીસ અમલદાર તેની સામે વળ્યો.

'તું ગરબડ કર્યા વિના અમારી સાથે આવશે?' તેણે પૂછ્યું. 'કે તારે અમને પજવવા છે?'

ટોમે કાળી ભયંકર આંખો ઊંચી કરી, ને કહ્યું: 'મારે હવે કોઇ માણસને પજવવો નથી. મને જ્યાં લઇ જશો ત્યાં આવીશ. મારાથી હવે તમારે જરાયે ડરવાની જરૂર નથી. પણ મારે કંઇક કહેવું છે.'

અમલદારે ચેતવણીરૂપે ભવાં ચડાવ્યાં. 'તું ન બોલે એ જ બહેતર છે,' તેણે કહ્યું.

'બોલ્યા વિના ચાલે એમ નથી,' ટોમે કહ્યું. 'તમે બધા માનો છો કે અહીં પડેલા માણસને મારવાનું મને કશું કારણ નહોતું. ને એણે મારું કંઇ બગાડયું નહોતું. હું ભગવાનને હાજર રાખીને કસમ ખાઉં છું કે મને કારણ હતું, ને એ કારણ વાજબી હતું! એણે મારું બગાડયું હતું—ને તે પણ કંઇ જેવુંતેવું નહીં! હું જેવો ખૂની છું તેવો જ એ માણસ પણ ખૂની હતો. પણ નજર નાખો!' તે વીશીમાં દાખલ થયો ત્યારે સાથે પોટલું ઉપાડી લાવેલો તે જ્યાં મૂકયું હતું તે બાંકડા તરફ હાથકડીવાળા હાથ લંબાવી તેણે કહ્યું: 'જુઓ, કહું છું!—ને પછી મને કહેજો કે મેં વિનાકારણ આને માર્યો છે!'

એક અમલદારે જઇ કપડું ઊંચું કરી નીચે નજર નાખી. તેના મોંમાંથી ત્રાસ અને દયાનો ઉદ્ગાર નીકળી ગયો. તેણે કપડું

આખું ખસેડી લીધું. એટલે નીચે એક બાળકનું મડદું દેખાયું. નાનો, વાંકડિયા વાળવાળો બાળક જાણે ભરઊંઘમાં હોય એમ પડ્યો હતો. તેના રૂપાળા મોં પર આછું સ્મિત હતું; ને ટચૂકડા જમણા હાથની બીડેલી આંગળીઓમાં જંગલી ફૂલોનું ઝૂમખું પકડેલું હતું.

'અરે ભગવાન! આ તો કીડી!'

આ ઉદ્‌ગાર એકસાથે લગભગ સૌનાં મોંમાંથી નીકળી ગયો. વીશીવાળીની છોકરી એલીઝાબેથ કૂદીને આગળ આવી.

'અરે, કીડી ન હોય!' તેણે ચીસ પાડી. 'કીડી તો ન જ હોય! લાડકો છોકરો—કેવો રૂપાળો છે!' કહેતાંકને એ નાના મડદા પાસે તે ઘૂંટણિયે પડી, ને ઠૂઠવો મૂકીને રોવા લાગી.

આસપાસ ભયંકર શાન્તિ છવાઇ ગઇ. એલીઝાબેથનાં ડસકાં સિવાય કશો અવાજ સંભળાતો નહોતો. પુરુષોએ મોઢાં ફેરવી આંખો ઢાંકી દીધી. બ્રૂકફીલ્ડ ધીરે રહીને બહાર ચાલ્યો ગયો. પોલીસો સ્તબ્ધ થઇને ઊભા રહ્યા. ડેવીડને આખી વીશી ચક્કર ચક્કર ફરતી લાગી. તે બેસી ગયો. તેને ડૂમો ભરાઈ આવ્યો.

'એ કીડી!' એલીઝાબેથ ફરી વિલાપ કરવા લાગી. 'બા, બા, જો તો ખરી! એઇસ, અહીં આવ! કીડી મરી ગયો છે! બાપડું નિર્દોષ ભુલકું!' તેની મા અને બહેન આવ્યાં, મડદા આગળ બેસી હૈયાફાટ રુદન કરવા લાગ્યાં, ને હળવે હાથે બાળકના કાળા વાળનાં ઝુલફાં સરખાં કરવા લાગ્યાં. જંગલી ફૂલોની સુવાસ બાળકના શરીરને ચોંટી રહી હતી—જાણે એ પણ જંગલમાં ખીલેલું ને કોઇએ ચૂંટી કાઢેલું ફૂલ ન હોય! ટોમ તેમને જોઇ રહ્યો, ને તેના મોંમાંથી હાય નીકળી ગઇ. બાળકના નાનકડા નિર્જીવ શરીર તરફ કરુણ દૃષ્ટિ કરી કહેવા લાગ્યો :

'હવે તમે સમજ્યાં હશો—મોટર મારા કીડીને ભરખી ગઈ! બાપડો રસ્તા પર રમતો હતો—હું પાસે ઝાડીમાં હતો—મેં એ ભૂંડી મોટરને ટેકરી પરથી પૂર જોશમાં આવતી જોઇ—બચ્ચાને

ઉપાડી લેવા દોટ મૂકી—પણ હું મોડો પડ્યો—બચ્ચાએ એક ચીસ નાખી—ને પછી—ચૂપ! છોકરાનું હસવું અલોપ થઇ ગયું—એની જિંદગી ને એનું વહાલ બધું ખલાસ—' તે સહેજ થોભ્યો, ને કંપી ઊઠ્યો.—'હું એને ઉપાડીને ચાલ્યો, ને મોટરની પાછળ પડ્યો.—એની પાછળ પાછળ હું ધરતીના છેડા સુધી જાત! દરિયાકાંઠે ટૂંકો રસ્તો છે તેના પર મેં દોટ મૂકી. ત્યાં તો મેં એ ડાકણને ખોટકી જતી જોઇ. મેં પ્રભુનો પાડ માન્યો! અહીં આવી ખૂનીઓને પકડી પાડ્યા—જે માણસે મારા બચ્ચાનો જીવ લીધો તેનો જીવ મારે લેવો હતો!—ને એ મેં લીધો!' તે ફરી થોભ્યો. તેણે હાથ પહોળા કરી પોલીસ સામે જોયું.

'હું—જાઉં તે પહેલાં—એને મારા હાથમાં લઉં—ને બચ્ચી કરું?' તેણે પૂછ્યું.

અમલદારે માથું હલાવી હા પાડી. તે બોલી ન શક્યો, પણ તેણે ટોમના હાથ પરથી હાથકડી કાઢી ભોંય પર નાખી. પછી ટોમ ધીરે પગલે લથડતો બાળકના મડદા પાસે બાઇઓ ઘૂંટણિયે પડી હતી ત્યાં ગયો. એને જોઈ બાઈઓ ઊભી થઈ, પણ ખસી ન ગઈ.

'તમને તો હૈયાં છે, બહેનો!' ટોમે બહુ જ ધીરે અવાજે કહ્યું. 'બચ્ચા માટેનો પ્રેમ કેવો હોય એ તમે જાણો છો! અને કીડી—કીડી કેવો કલ્લોલ કરતો હતો!—કેવો મજબૂત, કેવો આનંદી! કેવો દોડાદોડ કરી મૂકતો! અને હવે—હવે અક્કડ થઈ ગયો છે, ને ટાઢો પડી ગયો છે! આજે સવારે જ મારા હાથમાં કૂદતો ને હસતો હતો—' ટોમ બોલતો અટકી ગયો, ને થરથર ધ્રૂજવા લાગ્યો. પછી પ્રયત્ન કરીને તેણે માથું ઊંચું કર્યું; ને ફાટી આંખે આસપાસના માણસો સામે જોઈ રહ્યો, ને કહેવા લાગ્યો: 'અમે ગરીબ લોકો છીએ! જિપ્સી, વાસણ સાંધનારા, રસ્તો સમારનારા, મજૂર, ને એવા એવા. તવંગર લોકો અમારાં શરીરને છૂંદી નાખે તોયે અમારાથી તેમની સામે લડાય નહીં! અમારે માટે કાયદો નથી, કેમકે અમારાથી

એને માટે પૈસા ખરચાતા નથી. અમારાથી વકીલોની ફી અપાતી નથી. તરંગરથી અપાય છે. એટલે તેઓ અમને એમની રાક્ષસી મોટરો તળે કચડી શકે. અમને ધ્રુજી થાય કે અમે મરી જઈએ, તો જૂરી-વાળા કહેશે કે એ તો અકસ્માત હતો! પણ એ લોકો જો મારી શકે, તો હે ભગવાન —અમે પણ મારી શકીએ છીએ. અને અમારાં બાળકોની હત્યા કરવા છતાં કાયદો એમને જતા કરે, તો અમારે કાયદો અમારા હાથમાં લઈને એમની હત્યા કરવી રહી—હા, હા! પછી ભલેને ફાંસીએ લટકવું પડે!'

કોઈ બોલ્યું નહીં. વીશીવાળી ને તેની છોકરીઓનાં ડસકાં બાદ કરતાં પૂરી શાન્તિ છવાઈ રહી. ટૉમે હાથ લાંબા કરીને આવેશથી બોલવા માંડયું:

'આ અહીં પડયો છે તેને જુઓ! સાવ બાળક—નાનકડું ભુલકું! કેવું રૂપાળું! કેવું રમતિયાળ! એનો બધો આનન્દ પંખીઓ ને ફૂલોમાં હતો! પંખીઓ એને ઓળખતાં ને એના ખભા પર બેસતાં—એ કોયલને બોલાવતો—ચકલીની પાછળ પડતો—ઘાસ પર પડયો પડયો ચંડોળની સાથે ગાતો ને ફૂલો જોડે વાતો કરતો. સાદામાં સાદી ચીજોથી રાજી થતો—ને ઝાડ નીચે ઝૂલા પર એને સુવા-ડતાં ત્યારે તારા સામે જોઇ હસતો ને કહેતો: "બા ત્યાં બેઠી છે! હું સૂઈ જાઉં છું હોં, બા!" એ ઝાડ સૂનાં પડી ગયાં. ઝૂલો ખાલી પડી ગયો. દીકરા!—ઓ મારી આંખના રતન! તારું ખૂન! હા—ખૂન! મારી પાસેથી સદાને માટે ચાલ્યો ગયો! સદાને માટે! હે ભગવાન! હે પ્રભુ!'

ઊભો હતો ત્યાંથી લથડિયું ખાઇ ટૉમ બાળકના શબ આગળ ઢગલો થઇને પડયો. બાળકને ઉપાડી બાથમાં લીધો; તેના ટાઢા હોઠ, ગાલ ને આંખોને ફરીફરીને ચૂમી ભરી; અને અતિશય વહાલથી છાતી સરસો ચાંપ્યો.

'કાળી ઘડી!' તે ગણગણ્યો—'કાળી ઘડી! આજે હું મેદાનમાં

ચાલ્યો આવતો હતો ત્યારે જ મને ચટપટી થતી હતી! કાલે રાતે જ મને કાનમાં ભણકારા વાગતા હતા! દરિયાને કાંઠે ગયો ત્યાં મોજાંને વિલાપ કરતાં સાંભળેલાં! ખડકોની બખોલોમાંથી કારમી ચીસો સંભળાતી હતી! આજે મારે વધારે કાળજી લેવી જોઈતી હતી—મારે બચ્ચાને પળવાર પણ વીલો મૂકવો નહોતો જોઈતો—પણ એને કશી ઈજા થશે એવો ખ્યાલ મને સ્વપ્ને પણ આવેલો નહીં—મને વિશ્વાસ હતો કે દયાળુ ઈશ્વર એવું તો ન જ કરે!'

તે ભિંહકારા કરતો મરેલા બાળકને હાથમાં હીંચોળવા લાગ્યો, ને ગણગણવા લાગ્યો:

'કીડી—દીકરા! ઊંઘી ના જઈશ, ભઈલા! હમણાં નહીં—જાગીને મને બચ્ચી કર તો! એક જ વાર બચ્ચી કર, કીડી!'

'ઓ, ટૉમ!' એલીઝાબેથ ડસકાં ભરતી બોલી. 'અરેરે, બાપડો ટૉમ!'

આ અવાજ સાંભળી ટૉમે માથું ઊંચું કર્યું, ને છોકરી સામે જોયું. એના મોઢાનો દેખાવ વિચિત્ર થઈ ગયો હતો. આંખો એકીટસે ટગર ટગર જોતી હતી ને ભયાનક લાગતી હતી. એકાએક તે ખડખડાટ હસી પડ્યો.

'હા—હા!' તે મોટેથી બોલી ઊઠ્યો. 'બાપડો ટૉમ! એ હું! પણ હું હંમેશાં આવો નહોતો. ઘણા વખત પર જંગલમાં નીડર થઈને ફરતો ને સાહસો ખેડતો. તે વખતે જિંદગીમાં તેજ હતું, ને હસાહસ હતી. નસોમાં મરદનું ગરમ ગરમ લોહી વહેતું. ફ્રાન્સમાં અમે ઠઠ્ઠામશ્કરી ને ગાનતાનમાં કલાકો કાઢી નાખતાં. સ્ત્રીઓ વાજિંત્રો વગાડતી—પુરુષો નાચતા—ને એ સંગીતમાં પ્રેમની રેલમછેલ થઈ રહેતી! હંમેશાં પ્રેમ, પ્રેમ, ને પ્રેમ! સૂરજના તડકામાં પ્રેમ!—ચાંદનીમાં પ્રેમ!—હે ભગવાન!—અમારી એ જુવાનીમાં કેવા દહાડા હતા!'

આટલું બોલી તેણે મોટે સાદે, ને આવેશભેર એક ફ્રેંચ ગીત

લલકાર્યું, પણ કોઈ તે સમજી શક્યું નહીં. માણસો એકબીજાની સામે ભયભીત નજરે જોવા લાગ્યા. એટલામાં એકાએક ટૉમ જાતે પ્રયત્ન કરીને ઊઠ્યો, ને ટટાર ઊભો રહ્યો. બાળકનું શબ હજુ તેના હાથમાં હતું.

'ચાલ, ચાલ!' તેણે ધેરે સાદે કહ્યું. 'આપણે જવાનો વખત થયો, ફીડી! આપણે મેદાનમાં થઈને છાવણીમાં ચાલ્યા જઈએ ઘેટાંને વાડામાં પુરાવાનો વખત થયો! તારે સૂવાનો વખત થયો, દીકરા! સાહેબજી, ભાઈઓ! સાહેબજી! હું તમને બધાને ઓળખું છું, ને તમે બધા મને ઓળખો છો. તમને ન્યાય ગમે છે! સહુને માટે ન્યાય, નહીં? તવંગર માટે એક કાયદો ને ગરીબને માટે બીજો નહીં—સરખો ન્યાય, પોરિયાઓ! ન્યાય! ન્યાય.'

આટલું બોલતામાં તેના મોંમાંથી કારમી ચીસ નીકળી ગઈ. તેના હોઠમાંથી લોહીની ધાર છૂટી. તેનો ચહેરો કાળા જાંબુડિયા રંગનો થઈ ગયો. વાવાઝોડાથી કોઈ મોટું ઝાડ ઊખડી પડે તેમ તે તમ્મર ખાઈને જમીન તરફ ઢળ્યો. એક સિપાઈએ તેને પડતાં પડતાં ઝાલી લીધો.

'હિંમત રાખ, ટૉમ!' સિપાઈએ કાંપતે અવાજે કહ્યું, ને તેની આંખો આંસુથી ભરાઈ ગઈ. 'ઢળી ન પડીશ! મરદ થા! ઊભો રહે! ટટાર! લાવ હું ફીડીને ઊંચકી લઉં.'

ટૉમના મોં પર ભયાનક ફીકાશ ફેલાવા લાગી હતી; ને શ્વાસ લેવાની મુશ્કેલીને લીધે તેના હોઠ પહોળા થઈ ગયા હતા.

'ના—ના!—મારા છોકરાને ન લઈ લેશો!' તે નિર્બળ અવાજે ગગણ્યો. 'મારી પાસે—રાખવા દો—એને! ભગવાન ભલો છે—ખરેખર ભલો છે!—અમને એ છૂટા—નહીં પાડે!'

એક સખત આંચકો આવ્યો, ને તેનું કદાવર શરીર પગથી માથા સુધી કાંપી ઊઠ્યું. તે મર્મભેદી વેદનાથી તરફડિયાં મારવા લાગ્યો, ને ભયભીતપણે આ દેખાવ જોઈ રહેલા માણસોને જાણે કંઈક કહેવું

હોય એવી નિશાની કરવા લાગ્યો. એથી ચોંકીને ડેવીડ થથરતો આગળ આવ્યો. બીક અને દયાથી તે એવો દિગ્મૂઢ થઇ ગયો હતો કે તેનામાં ઝાઝું બોલવાના હોશ રહ્યા નહોતા.

'શું—શું છે?' તે થોથરાતી જીભે બોલ્યો.

'મોત! મોત છે, બીજું શું?' પોલીસ અમલદારે હળવે સાદે કહ્યું. 'એનું હૈયું ભાંગી ગયું છે!'

ત્યાં તો એક અણઘડ માણસ આગળ આવી ટૉમની પાસે ગયો. એ પેલો ભરવાડ હતો, જેણે અગાઉ થયેલી વાતચીતમાં ભાગ લીધો હતો. તે નીચો નમી બાળકની પેઠે ડસકાં ભરવા લાગ્યો.

'ટૉમ!' તે અચકાતી જીભે બોલ્યો. 'ટૉમ! જરા સાબધો થા. અમને છોડીને જતો ના રહીશ. અમે કોઇ તને ભૂરો નહીં માનીએ—કાયદો તને જિંદગીભર પૂરી રાખશે તોયે નહીં. તેં અમારું ગરીબ લોકનું હંમેશાં ભલું કર્યું છે—ને ગરીબો તવંગરની પેઠે ઉપકાર ભૂલી જતા નથી. તું રહી જા, ને અમને મદદ કર, ટૉમ! તું બહાદુર છે, જોરાવર છે, ને છાતીવાળો છે. અમને ઘણાને દિલાસો ને આનંદ જોઇએ છે, ઓ ટૉમ!'

ટૉમની મોટી કાળી આંખો ઊઘડી; ને બહુ જ આછું, ફીકું સ્મિત તેના હોઠ પર ચમક્યું.

'તું છે, જીમ?' તે બહુ જ ધીરે સાદે ગણગણ્યો. 'મને તો બધું અંધારું ને ટાઢું ટાઢું લાગે છે—મને કશું દેખાતું નથી—આજે રાતે ધુમસ આવશે, ને ઘેટાં પર જરા નજર રાખવી પડશે—મને લાગે છે, જીમ, હું તને મદદ નહીં કરી શકું—ના, આજે રાતે તો નહીં જ! દિલાસો જોઇએ છે, એમ તેં કહ્યું? અરેરે, દિલાસો ઘણાને જોઇતો હશે. પણ હવે મારાથી તે અપાય એવું રહ્યું નથી, પોરિયા! હું તો ચાલ્યો.'

તેણે મહાપરાણે શ્વાસ લીધો, ને કહેવા લાગ્યો: 'તું જાણે છે ને જીમ, મેં એક માણસને માર્યો છે.'—બોલતાં બોલતાં તેનો શ્વાસ

ભરાઈ જવા લાગ્યો—'ને મારી પાસે પૈસા નથી. હું જીવું તો મને જેલમાં પૂરી રાખે. પણ હવે ભગવાન મારો ન્યાય કરશે! ભગવાન તો દયાળુ છે—તે મારો છુટકારો કરી રહ્યો છે!'

તેની પાંપણો થાકથી બિડાઈ ગઈ. તેના ચહેરા પર પહેલાં કાળી છાયા ફેલાઇ ગઇ; ને તે ધીરે ધીરે આછી થતાં થતાં હાથી-દાંત જેવા રંગની થવા લાગી. એલીઝાબેથ, પ્રેઇસ, ને તેમની માએ ઘૂંટણિયે પડી મોં ઢાંકી દીધાં. પુરુષો પણ સહુ ઘૂંટણિયે પડયા, ને નીરવ શાન્તિ ફેલાઈ ગઇ. ટૉમનો શ્વાસ ઘૂંટાવા લાગ્યો. એકવાર માણસોએ તેની છાતી પરથી બાળકના શબનો ભાર ઉઠાવી લેવાનો પ્રયત્ન કર્યો. પણ શબ પર તેના હાથ એવા જોરથી ભિડાઈ ગયેલા હતા કે શબને ઉઠાવી શકાયું નહીં. એકદમ એલીઝાબેથે માથું ઊંચું કરી મોઢેથી પ્રાર્થના કરી—

'હે પ્રભુ! અમારા ગરીબ મિત્ર ટૉમ પર તું દયા કરજે, ને તેને અંધારી ખીણમાંથી પસાર થઈ જવામાં મદદ કરજે. તેનાં તમામ પાપ માફ કરજે, ને તેને—' આટલું કહેતાં તેનાથી રડી પડાયું, ને તે ડસકાં ભરવા લાગી. પછી રડતાં રડતાં પ્રાર્થના પૂરી કરી—'ને તારી પાસે આવેલા એના બાળકનું એને દર્શન કરાવજે!'

સહુએ ધીરે સાદે પણ ગંભીરપણે 'આમીન', 'આમીન' એ શબ્દો ઉચ્ચાર્યા. એકાએક ટૉમે આંખો ઉઘાડી આશ્ચર્યથી આસપાસ જોયું, ને પૂછ્યું, 'કીડી મજામાં છે ને?'

'હા, ટૉમ,' એલીઝાબેથે નીચી નમી જવાબ આપ્યો. 'કીડી મજામાં છે. તમારા હાથમાં ઘસઘસાટ ઊંઘે છે.'

'હાસ્તો!' ટૉમની આંખમાંનું તેજ વધ્યું. તેણે એક હાથે બાળકના માથા પરનાં ઝુલ્ફાં સરખાં કર્યાં. 'બાપડો બાળક! થાકી ગયો છે. હું પણ થાકી ગયો છું. ઠંડી બહુ છે, ખરું ને?'

'હા, ટૉમ. બહુ ઠંડી છે.'

'મને એમ લાગ્યું. મારે મારા લાડકડાને હૂંફ આપવી જોઈએ.

છાવણીમાં સહુ ફિકર કરતાં હશે. ફીડી આટલી રાત સુધી કદી બહાર રહેતો નથી. કુમળું ફૂલ છેને—વરસ તો ચાર જ થયાં છે! —ને રોજ વહેલો સૂઈ જાય છે. એ સૂઈ જાય એટલે—એટલે શું? —હા, મારો દહાડો પૂરો થાય, ને રાત શરૂ થાય!'

ટૉમના મોઢા પર આછું સ્મિત ફેલાયું, ને ત્યાં જ ચોંટી રહ્યું. તેનાં અંગો પર મૃત્યુની ઘેરી છાયા ફરી વળી. ખેલ ખલાસ થઈ ગયો. ટૉમ એના મરેલા બાળક સાથે, ને પોતે મારેલા માણસ સાથે, પ્રભુના ન્યાયાસન આગળ જવાબ આપવા, ચાલ્યો ગયો.

## ૧૨. ભાગ્યો

ડેવીડ આ આખો દેખાવ જોઈને દિઙ્મૂઢ બની ગયો હતો. તે ધીરે રહીને ટોળામાંથી સરકી ગયો, ને ચાક્રીને ડગલા તળે ઢાંકી ચાલતો થયો. ટૉમના શબ સામે નજર નાખતાં તેનો જીવ ચાલ્યો નહીં. તેનું મન ચગડોળે ચડ્યું હતું. અહીંથી ક્યાંક દૂર દૂર ચાલ્યા જવું એ જ વિચાર તેના મનમાં રમી રહ્યો હતો.

રાત શાન્ત અને સુન્દર હતી. આકાશમાં ચન્દ્ર ઊંચે ચડ્યો હતો, ને દરિયા પરથી ધીરે ધીરે પવન આવતો હતો. સમુદ્રનાં પાણી રૂપેરી ચાંદનીને લીધે ચકચકાટ મારતાં હતાં. ભરતી ચડવાની શરૂઆત થઈ હતી તેનો મંદ અવાજ આવતો હતો; પણ ડેવીડના કાનને તે કોઈ દુઃખી હૈયાના રુદન જેવો લાગ્યો. તેણે તો ચાલ ચાલ કર્યું. રસ્તા પરનો સુનકાર ખાવા ધાય એવો હતો. ચંદ્રના પ્રકાશમાં ઝાડ જાણે અંધારપિછોડો ઓઢીને ઊભેલાં ભૂત ન હોય એમ લાગતું હતું. રસ્તો કાંઠો છોડીને આડો વળ્યો ત્યાં સામે બે દીવા તગતગતા દેખાયા. એટલે ડેવીડને લાગ્યું કે કોઈ ગામની ભાગોળ હોવી જોઈએ. તેણે ગામની સૂની શેરીઓ પણ વટાવી. ખૂનની વાત પણ જ્યાં કાને ન પડે એવી જગાએ તેને ચાલ્યા જવું હતું. તેણે સવાર સુધી ચાલવાનો નિશ્ચય કર્યો, ને ગામ વટાવી બહાર નીકળી ગયો. આગળ જતાં એક ખેતર આવ્યું, ત્યાં વાડનો કેટલોક ભાગ ઢોરે ભાંગી નાંખેલો જોયો. વાડની પાછળ એક છાપરાવાળો માંડવો હતો, ને તેમાં ઘાસના થોડાક પૂળા ખડકેલા હતા. ડેવીડે અહીં કલાકેક વાર વિસામો કરવાનો વિચાર કર્યો. તેનું શરીર આખું કળતું હતું. તેણે કૂતરાને છૂટો મૂકી દીધો, ને મેટ પીકે આપેલી આસવની શીશી મોઢે અડાડી મોટો ઘૂંટડો ભર્યો. મનમાં તો વિચારોનો વંટોળ ચાલી

રહ્યો હતો. ઊંચે નજર કરી તો ચન્દ્રની આસપાસ તેજનું મોટું કૂંડાળું થયું હતું. હવામાં ધીરે ધીરે ધૂમસ ફેલાતું હતું. રૂના પોલ જેવાં થોડાંક વાદળાં આકાશના પશ્ચિમ ભાગમાં તરતાં હતાં. થોડી વારમાં તે ઊંચે ચડતાં ને ફેલાતાં દેખાયાં. પવન પણ જોરથી વાવા લાગ્યો. કૂતરો શેઠને ગમગીન જોઈ તેની જોડે ગેલ કરવા લાગ્યો. ડેવીડે ઘાસના પૂળાની પથારી ગોઠવી, ને જરા આડું પાસું કર્યું. કૂતરો તેની ગોદમાં ભરાઈ ગયો. થોડી વારમાં ડેવીડને ઘસઘસાટ ઊંઘ આવી ગઈ. તે ઊંઘી ગયો એટલે ચાર્લી ઊઠીને તેની ચોકી કરવા લાગ્યો.

પરોડ થયું ત્યારે આકાશ ઝાંખું હતું. ક્યાંક ક્યાંક ફીકાં ભૂરાં ધાબાં દેખાતાં હતાં, ને ગુલાબી રંગની ટસરો ફૂટતી હતી. સાતેકનો સુમાર થયો ત્યાં ડેવીડ ચોંકીને જાગી ઊઠ્યો. તરત તો પોતે ક્યાં હતો એની પણ એને ખબર ન પડી. કૂતરો પાસે કૂદાકૂદ કરી રહ્યો હતો. ડેવીડે ઘાસના પૂળા રાતે હતા તેમ પાછા ખડકી દીધા, ને રસ્તા પર આવી ચાલવા માંડ્યું. થાક તો ઘણો લાગ્યો હતો. તેણે વિચાર કર્યો: 'મારા જેવો થાક તો ઘણાને લાગતો હશે. રસ્તા પર ફરનારા મારા જેવા—મારાથીયે વધારે—ઘરડા તો કેટલાયે હશે. બીજા નછૂટકે ચાલે છે. મેં તો ચાલવાનું સ્વેચ્છાએ વહોરી લીધું છે. એટલે હિંમત રાખવી જોઇએ. અને છેક છેવટે નહીં જ ચાલી શકાય, તો થોડા કલાકમાં લંડન ક્યાં નથી જતા રહેવાતું ?'

થોડી વારમાં માઇનહેડ આવ્યું. દરિયાકાંઠાના એ ગામમાં હવાફેર માટે આવેલા સહેલાણીઓની ધાંધલ પરોડથી ચાલી રહી હતી. એક ભઠિયારાની દુકાન ઉઘાડી જોઈ ડેવીડ તેમાં પેઠો; ને અંદર બેઠેલી હસમુખી સ્ત્રીને પૂછ્યું: 'મને એક કપ કોફી કરી આપશો, ને આ કૂતરા માટે રકાબી દૂધ આપશો ?' બાઈએ હા પાડી, તેને અંદરના ઓરડામાં જવાનું કહ્યું. ત્યાં એક ટેબલ પર ઊજળું દૂધ જેવું કપડું પાથર્યું. ડેવીડ કંઈક આશ્ચર્યથી એની સામે જોઈ રહ્યો.

'હું રસ્તે ચાલતો મુફલીસ છું,' તેણે કહ્યું. 'મારે માટે બહુ તકલીફ ન લેશો.'

બાઈ સહેજ હસી. 'તમે ખાશોપીશો એના પૈસા તો આપશો ને?'

'હાસ્તો!'

'તો પૈસા આપનાર દરેક જણને જે સગવડ મળે છે તે તમને પણ મળશે. અમે ગરીબ તવંગરનો ભેદ નથી કરતાં.'

બાઈ ગઈ, ને ડેવીડ થાકેલો ખુરસીમાં પડ્યો. 'અમે ગરીબ તવંગરનો ભેદ નથી કરતાં.' આ સાદી સ્ત્રીના એ બોલ તેના કાનમાં ગુંજી રહ્યા. આ સૂત્રનો અમલ કરવામાં આવે, તો સમાજ કેવો થાય! એટલામાં એક છોકરી કૉફી, પાંઉ, માખણ, મલાઈ, મુરબ્બો, ને સક્કરજન લઈને આવી. દૂધની રકાબી લાવેલી તે કૂતરા આગળ મૂકી.

'ઓહો! તમે તો ખાસો નાસ્તો લઈ આવ્યાં!' ડેવીડે કહ્યું. 'આનું શું બેસશે?'

'છ પેન્સ.'

'છ જ પેન્સ?'

'હા.'

ડેવીડે છ પેન્સનો સિક્કો કાઢીને આપ્યો. તે નાસ્તો શરૂ કરવા જતો હતો ત્યાં પવનનો એક મોટો ઝપાટો આવ્યો, ને આખું મકાન હાલી ઊઠ્યું.

'બાપુ કહેતા હતા,' છોકરી બોલી, 'કે આજે વાવાઝોડું થવાનું. અહીં આવો સખત પવન ઘણીવાર વાય છે.'

નાસ્તો કરી રહ્યા પછી ડેવીડને થયું: 'આજે વાવાઝોડું થવાનું. હું અહીં જ રહું કે આગળ જાઉં?'

પણ કોઈ અકળ શક્તિ તેને આગળ જવાને પ્રેરી રહી હતી. જે આશા રાખીને તે ઘેરથી નીકળ્યો હતો તે હજુ ફળી નહોતી. એટલામાં પવનનો બીજો ઝપાટો આવ્યો, તે આગલા કરતાં પણ સખત હતો. ડેવીડે ઊભા થઈ ચાલીને ગોદમાં લીધો, ને દુકાનવાળી

બાઈની વિદાય લેવા ગયો.

બાઈએ પૂછ્યું: 'તમે આઘે જવાના છો?'

'હા, આઘે ખરું તો. મારાં સગાંને મળવા કોર્નવોલ જવા નીકળ્યો છું.'

બાઈ આંખો ફાડીને આશ્ચર્ય ને દયાથી જોઈ રહી. 'બાપરે!' તે બોલી ઊઠી. 'ઘણો લાંબો પંથ કાપવાનો છે તમારે. ને આજે તો વાવાઝોડું ચોક્કસ થવાનું.'

ડેવીડે બારીની બહાર નજર નાખી, ને કહ્યું: 'વરસાદ તો નથી પડતો.'

'હમણાં નથી પડતો. પણ પવન સખત વાય છે; ને હજુ વધારે સખત વાશે.'

'કંઈ ફિકર નહીં. જે થશે તે ખરી. લો, સાહેબજી!' તેણે ટોપી ઊંચી કરી.

'સાહેબજી. જાપ્તો રાખજો.'

'આભાર તમારો!'

દુકાનની બહાર પવનની સખ્ત ઝાપટો લાગવા માંડી. ધૂળના વંટોળ ચડ્યા હતા. આકાશમાં કાળાં વાદળ જામતાં હતાં. સમુદ્ર ગર્જના કરી રહ્યો હતો. મોટા રસ્તા પર લોકોના ટોપ ઊડી જતા હતા, ને ચાલતા માણસો પડુ પડુ થઈ રહ્યા હતા. સ્ત્રીઓનાં ફ્રાકની ચાળ ઊંચી ચડી જતી હતી. એટલામાં પવનના સુસવાટને ભેદીને આવતો એક બુલંદ અવાજ સંભળાયો—'ભયંકર ખૂન! ઉમરાવનું મરણ! બ્લૂ ઍંકરમાં ખૂન! છેલ્લામાં છેલ્લી વીગતો!' આ શબ્દો સાંભળી ડેવીડે પગ જોરથી ઉપાડ્યા. બેત્રણ છોકરા તેની આગળ થઈને દોડી ગયા. તેમના હાથમાં મોટે અક્ષરે છાપેલી જાહેરાતનાં પાટિયાં હતાં. તેના પર લખેલું હતું: 'લોર્ડ રોધમનું ખૂન! ખૂનીનું મોત! બ્લૂ ઍંકરનો ભીષણ બનાવ!' ડેવીડને લાગ્યું જાણે તેની આસપાસ માણસો એટસામટાં નાસભાગ કરી રહ્યાં છે. આગળ ગયો

ત્યાં એક દુકાન પાસે માણસો ઊભા ઊભા હાથમાંનું છાપું વાંચતા હતા, ને આ તાજા બનાવની ચર્ચા કરતા હતા.

પવન વધ્યો એટલે આ ટોળું તો વિખેરાયું, પણ ડેવીડે આગળ ચાલવા માંડયું. ગઈ કાલના આખા દિવસના બનાવો તેની નજર આગળ તરવા લાગ્યા, ને તે ધ્રૂજી ઊઠયો. ત્યાં તો વરસાદનું ઝાપટું શરૂ થયું, ને તેનાં ફોરાં ડેવીડના મોં પર સોયની અણી જેવાં ભોંકાવા લાગ્યાં. રસ્તો પણ દેખાવો મુશ્કેલ થઈ ગયો. પણ તેને તો ગમે તેમ કરીને ગામની બહાર નીકળી જવું હતું, ને માણસનું મોં ન દેખાય એવે ઠેકાણે ચાલ્યા જવું હતું.

## ૧૩. વાવાઝોડું

આમ બહાર નીકળ્યા પછી તે રસ્તાની પસંદગી કરવા થોભ્યો નહીં. માત્ર કાંઠે કાંઠે જતો રસ્તો છોડી દીધો; કેમકે તેણે ધાર્યું કે એ રસ્તો ખુલ્લો હોઈ ત્યાં વાવાઝોડાનું જોર વધારે જણાશે. વળી દરિયા પરથી પવન એવો ભીષણ નાદ કરતો આવતો હતો, ને દરિયાની છોળો એવી ઘોર ગર્જના કરતી હતી, કે તેણે શાન્તિને ખાતર ટેકરીઓ તરફ જતો રસ્તો લીધો. મધ્યાહ્ને હવા ચોખ્ખી થવાનાં કંઈક ચિહ્નો દેખાયાં; કેમકે પવનના સુસવાટા તો ચાલુ હતા, પણ વાદળાં સફેદ રંગ ધારણ કરવા લાગ્યાં હતાં, ને તેના ઉપર ક્યાંક ક્યાંક સૂર્યનાં કિરણો ચમકતાં હતાં. વરસાદનું ઝાપટું બંધ થઈ ગયું હતું. આગળ જતાં ઊંડી ને લીલીછમ ખીણ આવી. તેની બે બાજુ મોટી ટેકરીઓ હતી. આ રસ્તો ક્યાં જતો હતો તેની ડેવીડને ખબર નહોતી. પણ અહીં પવનના સપાટા સામે રક્ષણ મળતું હતું, ને સમુદ્રનો ઘુઘવાટ ઓછો સંભળાતો હતો, એથી એને સારું લાગ્યું. ચોમેર સરસ સુવાસ ફેલાઈ રહી હતી; ને હવા શરીરને નવી સ્ફૂર્તિ આપે એવી હતી. ડેવીડે ચાર્લીને ઘાસ પર મૂક્યો, એટલે તે ડોસાની પાછળ પાછળ ચાલવા લાગ્યો. આ જગાએ મોટર કે ગાડીનો અવરજવર નહોતો; નજીકમાં કોઈ માણસ કે રહેઠાણ દેખાતું નહોતું; એટલે ડેવીડના જીવને શાતા વળી.

થોડી વારમાં રસ્તો ઊંચે ચડવા લાગ્યો. ચઢાણ ધીરે ધીરે સીધું થતું ગયું. રસ્તો સાંકડો થવા લાગ્યો. ટેકરીઓ પરથી પડેલા પથરાથી ક્યાંક તે સાવ અદૃશ્ય થઈ જતો લાગ્યો. ફરી ચાર્લીને ઊંચકી લેવો પડ્યો. તોફાની પવનની ઝાપટો હવે પૂરજોશમાં વાગવા માંડી. છતાં ડેવીડ જેમતેમ કરીને આગળ વધ્યો, ને છેવટે ટેકરી પર આવેલા એક સપાટ મેદાનમાં પહોંચ્યો. ત્યાંથી આસપાસનો પ્રદેશ તેમજ

સમુદ્ર નજરે પડતા હતા. ક્યાંયે ઘર દેખાતું નહોતું. ચોમેર ટેકરીઓની હારો આવેલી હતી. તે ઊભો હતો ત્યાંથી સીધી નજર નાખતાં દૂર દરિયાનાં મોજાં ચડતાં ને પડતાં દેખાતાં હતાં. આ જગાએ ઊભા રહેતાં તેને વાવાઝોડાનો કંઈક ખ્યાલ આવ્યો. તે નરમ પડશે એમ ડેવીડે ધારેલું, તેને બદલે એ તો હજુ મોટો હલ્લો લાવવાની તૈયારી કરતું દેખાયું.

ટેકરી ચડીને ડેવીડ હાંફી ગયો હતો, એટલે ઊભો ઊભો દરિયા તરફ જોઈ રહ્યો. પાણીની મોટી દીવાલો ઊભી થાય, ને પાછળથી બીજી દીવાલો આવી એને પાડી નાખે. જાણે ઊંચા પહાડ આકાશ સામે ડોકિયું કરવા ઊભા થતા હોય, ને કોઈ એમને ધબ્બો મારીને બેસાડી દેતું ન હોય. ડેવીડ ઊભો હતો તે જગાએથી ઊંચાંનીચાં થતાં મોજાંનો ઘુઘવાટ પૂરો સંભળાતો નહોતો. દરિયો દૂર હોવાને લીધે એ અવાજ પવન પર થઈને આવતા કરુણ વિલાપ જેવો લાગતો. દરિયા પર અંધારું ફેલાવતાં ને આખા આકાશમાં કાળી ઘટા જમાવતાં, અવનવા આકારનાં, વાદળાં દોડાદોડ કરી રહ્યાં હતાં. પળવાર જાણે મોટો રાક્ષસી માણસ હોય ને વિશાળ ભુજાઓ પહોળી કરીને ચાલતો હોય એવો આકાર દેખાતો. થોડી જ વારમાં વાંકીચૂંકી પાંખો ને અણિયાળી ચાંચવાળાં પંખીનો આકાર થતો. કેટલાંયે પંખી દરિયા પરથી ઊડીને જમીન તરફ જતાં હતાં. એમાંનાં બેત્રણે બરાબર ડેવીડના માથા પર આવી તીણી ને કરુણ ચીસ નાખી. તે પંખીની ઊડવાની છટા જોઈ રહ્યો. ત્યાં વાદળાંની બીજી પલટણ પહેલાં આવેલાં વાદળાં જોડે યુદ્ધ ખેલવા ચાલી આવતી દેખાઈ. આકાશમાં અંધારું પળે પળે વધતું હતું. ડેવીડને જરા બેચેની થવા લાગી. તે સમજ્યો કે હું ભૂલો પડયો છું. તેણે ધોરી રસ્તાની કંઈક નિશાની શોધવા ચોમેર નજર નાખી જોઈ, પણ રસ્તા જેવું કંઈ દેખાયું નહીં. જે રસ્તે ચાલીને તે આવ્યો હતો તે તો આ શિખર પર પૂરો થતો હતો. આવ્યો હતો તે જ રસ્તે પાછા જવું નકામું હતું, કેમકે ત્યાં પાછું

માર્ઈનહેડ ગામ આવે; ને ત્યાં તો એને ફરી પગ મૂકવો નહોતો. ટેકરીની બીજી બાજુએ ઘેટાંને જવાની એક વાંકીચૂંકી ને સાંકડી કેડી હતી. તેને થયું કે આ કેડી કોઈ વાડીએ પહોંચતી હશે ને ત્યાંથી કોક ધોરી રસ્તા પર નીકળી જવાશે. એટલે તેણે કેડી પર ચાલવા માંડ્યું. પવનની સામે ચાલવું બહુ જ મુશ્કેલ હતું; પવનનો વેગ તો વધ્યે જતો હતો. ચાર્લી પવનના સપાટાથી કાંપતો હતો એટલે પોતાના રક્ષકના હાથ તળે લપાઈ ગયો હતો.

એટલામાં એકાએક સુસવાટો મારતા વંટોળ સાથે વરસાદ પડવો શરૂ થયો. વાદળાંની બે સામસામી સેના એકદમ ધસારો કરતી આથડી; ને તેણે પોતાનાં બધાં સંઘરી રાખેલાં પાણી પૃથ્વી પર ઠાલવી દીધાં. વરસાદની સાથે ધીરો ગડગડાટ પણ શરૂ થયો. ગયે મહિને આખા દેશમાં બેસુમાર ગરમી પડી હતી. આકાશના ગર્ભમાં મોટો જ્વાળામુખી ધીરો ધીરો બળી રહ્યો હતો, ને દાવાનળ વરસાવવાને જાણે ટાંપીને બેઠો હતો. ડેવીડ ટેકરી પરથી ઊતર્યો ને કાંઠા પાસે આવતો ગયો, તેમ તેમ સમુદ્રનો રૌદ્ર રવ વધારે ચોખ્ખો સંભળાવા લાગ્યો. કાંઠા પર પછડાતા લોઢનો ધુઘવાટ, ને તેની સાથે ભળેલો તલવારના ઘા જેવી વરસાદની ઝાપટોનો અવાજ, બહેરાટ ઉપજાવે એવી રીતે કાનમાં અથડાવા લાગ્યા. તેનું માથું ભમવા લાગ્યું. કરા જેવાં કઠણ ને ઠંડાં ફોરાં, સડાસડ વાગતા સાટકાની પેઠે, મોં પર વાગતાં હતાં, તેને લીધે આંખે અંધારાં આવવા લાગ્યાં.

છતાં ડેવીડે ચાલ ચાલ કર્યું. ઝાઝું ભાન નહોતું; એટલે સ્વપ્નામાં માણસ ફાંફાં મારે એની પેઠે તે ચાલતો હતો. વાવાઝોડું વધારે ભયંકર બન્યું. ચોમેર ઘનઘોર અંધકાર છવાઈ રહ્યો. એકાએક વીજળીનો ચમકારો થયો, તેનાથી પલકવાર કાળા અંધારામાં ભયંકર ભુરું તેજ ફેલાઈ ગયું. પછી તરત જ ખરેખરી મેઘગર્જના શરૂ થઈ, અને દરિયા ને જમીન પર તેના પડઘા વાગવા લાગ્યા. કુદરતની પ્રચંડ શક્તિઓએ કમર કસીને યુદ્ધ આદર્યું હતું. ડેવીડ લગભગ આંખ

મીંચીને, માથું નીચું કરી, લાકડીને ટેકે ટેકે ચાલતો હતો. આ ભયંકર તોફાન અને અંધકારમાં તે માણસ નહીં પણ પવનમાં ઊડી રહેલું ઝાડનું પાકું પાન હોય એના જેવો લાગતો હતો. તેને હવે સમજાવા લાગ્યું હતું કે આ તોફાન સામે ટક્કર ઝીલવાનું જોર તેના શરીરમાં નહોતું. રખડવાની આ ધૂન જીવલેણ તો નહીં નીવડે, એ આશંકાથી તેને આખે શરીરે કંપારી આવી ગઈ.

'હું અહીં ટેકરીઓ પર થાકથી મરી જઈશ તો લોકો મારે વિષે શું કહેશે?' તેને વિચાર આવ્યો. 'મારું મડદું કદાચ થોડે દહાડે જડી આવશે. બંડીના અસ્તરમાં રાખેલી નોટો ને વેસી પરની ચિઠ્ઠી લોકો જોશે, ને મને મૂરખ કે પાગલ કહેશે. હું શાને સારુ નીકળ્યો છું તે કોઈ જાણશે પણ નહીં. મેં આદરેલી આ શોધમાં બેવકૂફી છે. એ છોડીને પાછો ચાલ્યો જાઉં તો? એશઆરામની, કંટાળાથી ભરેલી, જિંદગી તો છે જ. પછી પૈસાદાર લોકોની "પ્રતિષ્ઠિત" રીતે મરવાનું—આસપાસ મોટી મોટી ફી લેનારા ડાકટરો, નર્સો, ને મોંઘી દવાઓ હોય, ને ધામધૂમથી મારી પ્રેતયાત્રા કાઢવાની તૈયારીઓ થઈ રહી હોય—ને પથારીમાં જીવ જાય!'

તે લુખું હસ્યો. વીજળીનો બીજો ચમકારો થયો, ને તરત જ ભીષણ મેઘગર્જના થઈ. એટલે તે થંભી ગયો. તે ટેકરીની તળેટીએ આવી પહોંચ્યો હતો. ત્યાંથી એક રસ્તો ગોળાકારે દરિયા તરફ જતો હતો. ટેકરીઓની ભુલભુલામણીમાંથી નીકળવા તેણે આ રસ્તો લીધો, ને શરીરમાં હતું તેટલું જોર ભેગું કરી પગ ઉપાડ્યા. રસ્તો અતિશય વાંકોચૂકો હતો, ને તેનો છેડો જ ન હોય એવું લાગ્યું. રસ્તો ઊંચે જાય, નીચે ઊતરે; ક્યાંક ઘૂઘવતા સાગરની ઝાંખી કરાવે; ક્યાંક પડતર ને વેરાન જમીન આવે. એમ કરતાં કરતાં ઝાડનું એક મોટું ઝુંડ આવ્યું. ડેવીડનું શરીર વરસાદથી લદબદ થઈ ગયું હતું. તોફાની પવન સામે ટક્કર ઝીલીને તે લોથ થઈ ગયો હતો. એટલે તેણે હા—શ કરીને આ અંધારા વગડામાં પ્રવેશ કર્યો. ત્યાં કંઈક

ઓથ તો હતી. વીજળી આવીને ઝાડ પર પડે ને પોતે નીચે ઊભો ઊભો મરી જાય તોયે ફિકર નહોતી ! મરવાનું જ હોય, તો એક રીતે મરવું યા બીજી રીતે તેમાં કંઈ ફરક નહોતો !

રસ્તા પર ઝૂકી રહેલી ઝાડોની ડાળીઓમાંથી પાણી ટપકતું હતું. તેની ઘાડી છાયા નીચે ડેવીડને આશરો મળ્યો. પાછળ પવનની ચાસો ચાલુ હતી, પણ તે જેમ જેમ આ એકાંતવાળી ઝાડીમાં આમળ વધતો ગયો તેમ તેમ પવનનો સુસવાટ નરમ પડતો લાગ્યો. રસ્તા પર પાનખરમાં પડેલાં પાંદડાંનો જાડો ને સુંવાળો ગાલીચો પથરાઈ ગયો હતો, તેના પર ચાલતાં તેના થાકેલા પગને આશાયેશ મળી. વરસાદનો ઝાપટો સાથે ફૂલોની સુગંધ આવવા લાગી. અહીં વાવાઝોડું સંગીતરૂપ બની ગયું, ને જાતજાતના સૂર અને તાલ કાઢવા લાગ્યું.

'હે પ્રભુના પવન, પ્રભુનો પાડ માનો;
તેનું સ્તવન કરો; સદા તેનો યશ ગાઓ !
હે વીજળી ને વાદળ, પ્રભુનો પાડ માનો—
તેનું સ્તવન કરો; સદા તેનો યશ ગાઓ !'

પૂરવેગમાં વાતો પવન સૂસવતાં ને ઊંચાંનીચાં થતાં વૃક્ષોમાં થઈને મુક્ત કંઠે ઈશ્વરનું ભવ્ય સ્તોત્ર ગાઈ રહ્યો હતો; જાણે કોઈ ગંધર્વરાજ વિશાળ વીણા પર આંગળી નચવી રહ્યો ન હોય. સમુદ્રનો પછડાટ અને ઘુઘવાટ તેમાં સૂર પુરાવતો હતો. એટલામાં આકાશમાં બીજી પ્રચંડ મેઘગર્જના થઈ. ડેવીડ થોભી ગયો ને કાન દઈને સાંભળી રહ્યો. તેનું હૃદય આશ્ચર્ય ને ભયથી સ્તબ્ધ થઈ ગયું.

'આનું નામ તે જીવન !' તેણે ધીમે સાદે કહ્યું. 'માણસનાં અલ્પ અભિમાન—તેની નજીવી યોજનાઓ, તેની ક્ષુલ્લક ઇચ્છાઓ, એ બધું શી વિસાતમાં છે? સૂર્યનાં કિરણમાં ઊડતાં રજકણો ! કબ્યાં કે તરત નાશ પામ્યાં જ છે ! પણ આ જીવન—કુદરતનું વિશાળ, ગભીર, સ્વતંત્ર દૈવી જીવન—એ જીવન જ સદાકાળ ટકે છે.

એ જ અમૃતતત્ત્વ છે, ને અમે માણસો એના જ અંશો છીએ !'

પવનના એક જોરદાર સપાટાએ એક ઝાડ પરથી મોટી ડાળી તોડી તેના રસ્તામાં આડી નાખી. તે થોડાક તસુ પાસે હોત, તો ડાળી સાથે જ ભોંયભેગો થઈ જાત. ચાર્લીએ બહાર ડોકિયું કરી દુઃખનો ઊંહકારો કર્યો. ડેવીડનું હૃદય તેને ડંખવા લાગ્યું.

'ચાર્લી ! બચ્ચા !' તેણે કૂતરાનું નાનકડું માથું પંપાળતાં કહ્યું. 'તું મને શું કહેવા માગે છે તે હું સમજું છું. તું કહે છે કે મારે મારી જિંદગી જોખમમાં નાખવી હોય તો ભલે, પણ તારી જિંદગી જોખમમાં નાખવાની જરૂર નથી. ખરું કેની ? ઠીક છે. આમાંથી તને કઢાય તો કાઢવાનો પ્રયત્ન કરી જોઈશ. કયાંક ઘરની નિશાની દેખાય તો કેવું સારું ! ત્યાં જઈને આશરો માગું.'

તે ધીરજ રાખીને આગળ ચાલ્યો. પણ હવે પગ લથડવા માંડયા હતા. વચ્ચે વચ્ચે ચક્કર આવી જતાં તેને લીધે થોભી જવું પડતું. વરસાદ ને વાવાઝોડાએ ખરેખરું તાંડવ માંડયું હતું. વીજળી જરા પણ અટકયા વિના ઝાડમાં થઈને ચમકી જતી હતી. વાદળાંના ભારે ગડેડાટ થતા, તેના પડઘા ગાઉના ગાઉ સુધી ફેલાતા હતા. આવા તોફાનમાં ચાલવું મુશ્કેલ હતું. કોઈ જુવાનજોધ માણસની પણ આવામાં ફરવાની છાતી ન ચાલી હોત. ઝાડની ડાળો પરથી તાજાં ને લીલાં પાંદડાં ઊખડી, હવામાં ઊડીને ભોંય પર ઝાપટાની પેઠે પડતાં હતાં. ડેવીડ શરીર અને મનથી થાકી ગયેલો, એટલે આ સાહસ માટે મનમાં પોતાને દોષ દેવા લાગ્યો. મોટો રસ્તો હાથ લાગે તો આ મૂર્ખાઈ-ભરેલું સાહસ તરત છોડી દઉં, અને પહેલું જે વાહન મળે તેમાં બેસી રેલવે સ્ટેશને પહોંચી જાઉં, એવો લગભગ નિશ્ચય તેણે મનમાં કરી નાખ્યો.

એ જ વખતે, તે જે રસ્તા પર ચાલતો હતો તે એક સીધી ટેકરી પર ચડવા લાગ્યો. ડેવીડને એના પર ચાલ્યા સિવાય છૂટકો નહોતો. ઝાડનું ઝુંડ બહુ જ ઘાડું થવા લાગ્યું હતું, ને તેમાં થઈને

આડા નીકળી જવું શક્ય જ નહોતું. પગ ઉપાડતાં હવે વધારે મુશ્કેલી પડવા લાગી; કેમકે રસ્તા પર પાંદડાંના સુંવાળા ગાલીચાને બદલે હવે માત્ર છૂટાછવાયા પથરા વેરાયેલા હતા. ટેકરી પરથી વરસાદની સખત ઝાપટો નીચી આવીને તેની છાતીમાં વાગતી હતી, ને તેને ચત્તોપાટ ફેંકી દેવા મથતી હતી. છતાં તે ઊંચે ને ઊંચે ચડવા લાગ્યો. તેનો શ્વાસ રૂંધાતો હતો, આખું શરીર કળતું હતું, ને ટાઢથી ધ્રૂજતું હતું. આંખે અંધારાં આવતાં હતાં, ને હમણાં મૂર્છા આવીને પડી જવાશે એવી બીક લાગતી હતી.

આખરે તે આ થકવનારું ચઢાણ પૂરું કરી ટેકરીને માથે પહોંચ્યો. ત્યાં નજર સામે જે સુન્દર અને ભવ્ય દેખાવ પથરાયેલો હતો તે જોઈને તેના મોંમાંથી ચીસ નીકળી ગઈ. તે કેટલું ચાલ્યો હતો, ને કેટલા કલાક વહી ગયા હતા, એનું તેને ભાન નહોતું. પણ આ ટેકરી પરથી તોફાની આકાશ, ને એથીયે વધારે તોફાને ચડેલો સાગર, બંનેનો વિશાળ વિસ્તાર આબેહૂબ દેખાતો હતો. નીચે નજર કરતાં ટેકરીઓમાં એક બહુ જ પહોળી ફાટ પડેલી દેખાતી હતી; ને તે ઠેઠ સમુદ્રના પાણી સુધી પહોંચતી હતી. તેની બંને બાજુએ થોકબંધ લીલોતરીની ચાદરો પથરાઈ હતી; અને મોટા પથરા ઢગલાબંધ ખડકાયેલા હતા, તે વરસાદથી ધસાઈ ધસાઈને ચાંદી જેવો ચકચકાટ મારતા હતા. નિર્જન વનમાં કેવી આ સ્વર્ગસમી શોભા! કેવું અદ્દ્ભુત ચિત્ર! કુદરતે એનો ઘાટ ઘડવામાં ને તેમાં રંગોની પૂરણી કરવામાં કળાની કશી મણા રહેવા દીધી નહોતી. માણસના રહેઠાણનું નામનિશાન ક્યાંયે દેખાતું નહોતું. હતી એક સોળે શણગાર સજીને બેઠેલી સુન્દરી—ધરતી; ને બીજો તેના પ્રણયમાં મસ્ત બનેલો સાગર! એ બેને માથે વીજળી નાચ કરતી હતી; ને મેઘનાદે સ્વર્ગના દ્વાર પર તેની કરાળ ક્રીડા આદરી હતી. આ વાવાઝોડાની ઘડી તેમની આગવી હતી—તેમને ધરાઈને ખેલી લેવું હતું—ને તેમના આ વિરાટ મિલનમાં માણસનો હિસાબ પાંદડાં પરનાં જીવડાં કે કાંઠા પરની રેતીના કણ કરતાં વધારે

નહોતો એકબે પળ તો ડેવીડની આંખો ઝાંખી ઝાંખી પણ આ અદ્ભુત ને મોહક દૃશ્ય પર ઠરી ગઈ; ને પછી એકાએક હૃદયમાં ભોંકાતા શૂળના જેવી વેદનાથી તે ધ્રૂજી ઊઠ્યો. કોઈ શરીરમાં છરો ભોંક્યો હોય એના જેવી એ વેદના હતી.

'હે ભગવાન!' તે ગગણ્યો—'શું—આ શું?'

મહાપરાણે પગ ઉપાડીને તે પાસે જ પડેલી એક મોટી શિલા પર હાંફતો હાંફતો બેસી ગયો. વરસાદ તેના શરીર પર અભિષેક કરી રહ્યો હતો, પણ તે તરફ તેનું ધ્યાન નહોતું. પેલા દર્દના ઝાટકામાંથી જરા કળ વળે તો સારું એમ તેને થતું હતું. આખે શરીરે શીત વ્યાપતું હતું; જોતજોતામાં અંગો જૂઠાં પડી જશે ને જીવ જતો રહેશે એમ જ તેને લાગી ગયું. મહાપરાણે તેણે દર્દને હઠાવવા પ્રયત્ન કર્યો. ઊંચે નજર નાખી, ત્યાં તો વાદળમાં મોટો ચીરો પડ્યો, આંખને આંજી નાખે એવો ચમકારો થયો, ને કાળાભંમર વાદળની વચ્ચોવચ્ચ સળગતા અગ્નિની ધોળી ઝાળ દેખાઈ. ક્રોધના અગ્નિ જેવી એ ઝાળ સામે તેણે બે હાથે આંખો ઢાંકી દીધી. તેમ કરવા જતાં ચાલીં છૂટો થઈ ગયો; ને હૂંફાળી ગોદમાંથી નીકળી ભીના ઘાસ પર, વરસાદથી ભીંજાતો, દિઙ્મૂઢ થઈને ઊભો રહ્યો. પણ એના દુઃખનું ડેવીડને ભાન નહોતું. તેને ફરી તીવ્ર વેદના થઈ આવી, તે લાંબો વખત ચાલી, ને શરીરમાં આંકડીઓ આવવા લાગી. આંખ સામે લાલચોળ ધૂમસ તરતું દેખાયું; ને ડેવીડનું ભાન જતું રહ્યું.—ઊંહ કરતોકને તે ઢળી ગયો; ને બેઠો હતો તે શિલા પરથી ભોંય પર ઢગલો થઈને પડ્યો. ડૂબતો માણસ તેના પર ફરી વળતાં મોટાં મોજાં સામે બાથોડિયાં ભરવા જેમ હાથ ઊંચા કરે તેમ તેણે હાથ ઊંચા કર્યા,—અને નીચે—નીચે ઊતરતો ઊતરતો બેભાન દશામાં ડૂબી ગયો.

## ૧૪. અજાણ્યાને આશરે

વાવાઝોડું સૂર્યાસ્ત લગી ચાલ્યું. તે પછી પવન એકાએક પડી ગયો, ને વરસાદ પણ બંધ થઈ ગયો. આકાશમાં નારંગી રંગની ટસરો ફૂટી, ને તેણે આછી પડતાં પડતાં ગુલાબી રંગ ધારણ કર્યો. થોડી વારે આકાશ ખૂલી ગયું, ને તારા નીકળ્યા. નીચે દૂર દૂર ગામડાના એક દેવળમાં ધીરા ઘંટાનાદ થવા લાગ્યા. ડેવીડને મૂર્છા વળી ને ભાન આવ્યું ત્યારે તેણે જોયું કે તે એકલો ન હતો. એક સ્ત્રી તેની બાજુમાં ઘૂંટણિયે પડી હતી, ને તેને પોતાના હાથને ટેકે ઝાલી રહી હતી. ડેવીડે આશ્ચર્યથી તેની સામે જોયું, તો બે આંખો એવા કોમળ ભાવથી તેને જોઈ રહી હતી કે ડેવીડને થયું હું ક્યાંક સ્વર્ગમાં વિહાર કરતો હઈશ. તેણે બોલવાનો—ખસવાનો પ્રયત્ન કર્યો, પણ તેને વીંટળાઈ વળેલા ને રક્ષણ આપતા બે હાથના સહેજ દબાણે તેને તેમ કરતાં રોકી લીધો.

'હવે કંઈ ઠીક લાગે છે?' એક ધીમા, ચિન્તાતુર અવાજે કહ્યું. 'બરાબર છે! હમણાં ઊઠવાનો પ્રયત્ન ન કરશો. પહેલાં શરીરમાં જરા જોર આવવા દો.'

આ સ્ત્રી કોણ હશે? આટલા હેતથી બોલનાર કોણ હોઈ શકે? તે જોઈ રહ્યો, ને આશ્ચર્ય પામવા લાગ્યો. પણ મોતમાંથી ઉગારનાર આ સ્ત્રીનું મોઢું અંધારાને લીધે તે જોઈ ન શક્યો. તેને વધારે ભાન આવ્યું ત્યારે ખબર પડી કે પોતે એ સ્ત્રીની છાતીને ટેકે બાળકની પેઠે પડ્યો હતો; આસપાસ બધે ભીનું ઘાસ હતું; ને પોતાનું શરીર ટાઢુંબોળ થઈ ગયું હતું. શરીરમાં થળ ભોંકાવા લાગ્યાં, એટલે

તેને વધારે ભાન આવ્યું, સ્મૃતિ જાગૃત થઈ, ને થોડી વારમાં તેની જીભ છૂટી થઈ.

'તમે બહુ ભલાં છો!' તે નબળે અવાજે ગણગણ્યો. 'મને હવે યાદ આવે છે—હું ઘણું ચાલ્યો હતો—તોફાનમાં સપડાયો—શરીરમાં જરાયે હામ રહી નહીં. મને લાગે છે હું અહીં પડી ગયો હઈશ.'

'બરાબર! હવે એનો વિચાર ન કરશો. થોડી વારમાં સાજા થઈ જશો.'

ડેવીડે થાકથી આંખો મીંચી દીધી, ને પાછી એકાએક ઉઘાડી. તેનું મન તેને ઠપકો આપતું હતું ને તેને ચિન્તા કરાવતું હતું.

'પેલો નાનો કૂતરો?' તેણે ધ્રૂજતાં ધ્રૂજતાં પૂછ્યું. 'મારી જોડે હતો તે?'

તેને અંધારામાં ઊભેલી સ્ત્રીના ચહેરા પર આછું સ્મિત દેખાયું —અથવા દેખાયું એમ એના મનને લાગ્યું.

'કૂતરો મઝામાં છે, તમે એની ફિકર ન કરશો,' સ્ત્રીએ કહ્યું. 'એને પોતાની ને તમારી પણ સંભાળ લેતાં આવડે છે! એણે જ મને અહીં બોલાવી કહોને! બાપડું ગલૂડિયું! છ કૂતરાં જેટલો અવાજ એણે કરી મૂકેલો!'

ડેવીડ આનન્દથી સહેજ હસ્યો.

'બાપડો ચાલી'! ક્યાં છે?'

'અહીં પાસે જ છે. વરસાદમાં ડૂબી જવા આવ્યો હતો, છતાં તેણે ભસ ભસ કર્યું. મેં એને મારા લૂગડાથી લૂછી નાખ્યો, ને મારા ડગલામાં લપેટી દીધો છે. અહીં બેઠો છે, ને મને જોઈ રહ્યો છે.'

'હું મરી જાઉં તો એની સંભાળ રાખજો હોં,' ડેવીડ ગણગણ્યો.

'ના રે! હું તમને અહીં ટેકરી પર મરવા દેવાની નથી—એ વિચાર તો કરશો જ નહીં. મારે તો તમને ઉઠાડીને ઘેર લઈ જવા

છે. તોફાન ખલાસ થઈ ગયું છે. હવે જો તમારાથી ઊઠીને જરા ચલાય તો—'

ડેવીડ સહેજ ઊંચો થયો, ને સ્ત્રીની તરફ જરા બારીકાઈથી જોઈ રહ્યો.

'તમે અહીંથી બહુ આઘે રહો છો?'

'મારું ઘર બહુ આઘું નથી. જરા સીધું ઊતરવાનું આવે છે એટલું જ. તમે મારા પર ટેકો દઈને ચાલશો તો હું તમને લપસવા નહીં દઉં. મારામાં મરદના જેટલું જોર છે, ને આજના મરદો જોઈએ તો તે ઘણાખરા કરતાં તો વધારે જોર છે.'

ડેવીડે ઊઠવાનો પ્રયત્ન કર્યો, ને સ્ત્રીએ તેને મદદ કરી. ડેવીડ મનોબળ વાપરીને ઊભો તો થયો, પણ તેનાં અંગ જોરથી ધ્રૂજવા લાગ્યાં, ને આંખે તમ્મર આવવા લાગ્યાં.

'મને લાગે છે,'—તે અચકાતી જીભે બોલ્યો, 'મને લાગે છે હું બહુ જ માંદો છું. હું તમને ઉપાધિરૂપ થઈ પડીશ.'

'ઉપાધિની વાત જ ન કરશો.' કહી તે ચાલીને એક પથરાની બખોલમાં બેસાડેલો ત્યાંથી લેવા ગઈ. કૂતરો ડેવીડે ઉપાડી લીધો, ને ડગલાની નીચે ગોઠવ્યો. કૂતરો તેના હાથ ચાટવા ગયો એટલે તેની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. દરમ્યાન પેલી અજાણી સ્ત્રીએ તેની આસપાસ પોતાનો હાથ ગોઠવી દીધો, ને નાનું બાળક ટગુમગુ કરતું હોય એવી રીતે એને કાળજીપૂર્વક પકડી રાખ્યો.

ડેવીડની આંખે ઝાંખ આવી ગઈ હતી. એટલે પૃથ્વી પર લંબાતા અંધારાના ઓળામાં તે માત્ર તેની સોબતીની મધ્યમ ઊંચાઈ જોઈ શક્યો—ને બીજું એ જોયું કે તેનું માથું ઉઘાડું હતું. માથાના પાછલા ભાગમાં વાળનો મોટો ને ઢીલો અંબોડો હતો; ને મોઢાની રૂપરેખા દેખાતી હતી, પણ મોઢું રૂપાળું હશે કે સાદું તે કળી શકાતું નહોતું. એકબેવાર ડેવીડ લપસવા ગયો ત્યાં તો તેની સોબતીએ જરા પણ ધ્રુજી કે ઉતાવળ કર્યા વિના તેને પકડી લીધો, ને પછી વધારે જોરથી

ઝાલ્યો. ધીરેધીરે, ને વચ્ચે વચ્ચે થોભી જઈ ને, ડેવીડ ઊતરતો હતો. થોડી વારે એક કાળા ઝુંડની અંદર થઈને દીવા તગતગતા દેખાયા, ને વહેતા પાણીનો અવાજ સંભળાયો. તે થોભી ગયો, ને કંઈક અસ્પષ્ટ ભયથી ગભરાવા લાગ્યો.

'હવે ઘર આવવાનું થયું છે!' સ્ત્રીએ પ્રોત્સાહન આપતાં કહ્યું. 'આ થોડાં ડગલાં ચાલ્યાં કે ઘેર પહોંચી જઈશું. મારી ઝૂંપડી ગામમાં છેક છેવાડે ને સૌથી ઊંચી જગ્યામાં છે. બીજાં બધાં ઘર નીચાણમાં ને દરિયાની નજીક છે.'

છતાં ડેવીડ ખસ્યો નહીં. 'દરિયો!' તે બહુ જ ધીમેથી બોલ્યો. 'ક્યાં છે?'

સ્ત્રીએ પોતાનો જે હાથ છૂટો હતો તે લાંબો કર્યો. 'પેલો રહ્યો! ધીરે ધીરે ચન્દ્ર આકાશમાં ચડશે ને, એટલે દરિયો ચાંદીના ખેતર જેવો તેજથી ચકચકશે, ને તેના પર બધે ધોળાં ફૂલ ઊગ્યાં હોય ને પવનમાં ડોલી રહ્યાં હોય એવું દેખાશે. વાવાઝોડા પછી એવું ઘણીવાર દેખાય છે. મોજાંનાં માથાં ખરેખર મોટાં ધોળાં ફૂલ જેવાં જ હોય છે.'

તે બોલવા લાગી એટલે ડેવીડે તેના તરફ નજર નાખી, ને તેનો ચહેરો જરા વધારે ધ્યાનથી જોયો. આકાશમાં કંઈક આછો પ્રકાશ પડ્યો તેનાથી સ્ત્રીના મોઢા પર સહેજ તેજ પડ્યું, ને તેની શાન્ત ને સુન્દર મુખાકૃતિ દેખાઈ. પણ એનો બાંધો કદાવર ન લાગ્યો. ઊલટું તેનું શરીર પાતળું લાગ્યું. રસ્તે એક નાનો પુલ આવ્યો તેના પર થઈને ખાડી ઓળંગી, એટલે સ્ત્રીએ એક નાનકડો દીવો બતાવ્યો. તે ઝાડીમાં આગિયાની પેઠે તગતગતો હતો.

'લો, આ આપણે ઘેર આવી પહોંચ્યાં!' સ્ત્રીએ કહ્યું. 'જરા આ રસ્તે—સીધો રસ્તો છે—હવે આ ઝાડ નીચે—મોટું સરસ ઝાડ છે—તમને ગમશે!—આ બગીચાનો ઝાંપો આવ્યો—જરા ઊભા રહો—હું આંકડી ઊંચી કરીને ઝાંપો ઉઘાડું—હાં, બરાબર! બગીચો

સાવ નાનો છે, સમજ્યાને—છેક ઝૂંપડી સુધી પહોંચે છે—લો, આ ઝાંપો આવ્યો—અંદર આવો !'

ડેવીડ જાણે સ્વપ્નું જોતો હોય તેમ તેને ઝાંખું ઝાંખું એવું ભાન હતું કે પોતે ભીનાં પાંદડાંનો ખખડાટ સાંભળે છે, ને દરિયાની ખારી હવા સાથે ફૂલની સુગન્ધ ભળેલી છે. પછી તે એક નાના, નીચા, ને લાકડાના પાટડાવાળા રસોડામાં પહોંચ્યો. ત્યાં એક પહોળી, જૂની ઢબની ભઠ્ઠી હતી, ખૂણામાં ધુમાડિયું હતું, ને ભઠ્ઠીમાં દેવતા ભડભડ બળતો હતો. એક વિચિત્ર ઘાટની ને ગાદીવાળી આરામ ખુરસી ખૂણામાં હતી. ત્યાં ઘરની માલિકે ડેવીડને લઈ જઈ ધીરે રહીને બેસાડ્યો. કૂતરો લઈ ભઠ્ઠી પાસે બેસાડ્યો, ને ઝૂંપડીનું બારણું ખુલ્લું રહેલું તે બંધ કરવા ગઈ. તે બંધ કરી લોખંડનો આગળો વાસી દીધો. પછી ઝભ્ભો કાઢી ભીંત પર ખીંટીએ ભેરવ્યો, ને ટેબલ પર મૂકેલા દીવાની બત્તી ઊંચી કરી. ડેવીડ આશ્ચર્યથી દિઙ્મૂઢ થઈ ને એને જોઈ રહ્યો. દીવાનું તેજ એના શરીર પર પડ્યું, તે પરથી ડેવીડે જોયું કે એ છોકરી નહોતી પણ આધેડ ઉંમરની સ્ત્રી હતી, ને તેના મોં પર વિચાર અને દુઃખની રેખાઓ અંકાઈ ગયેલી હતી. તેનો ચહેરો ફીકો હતો, અને મોઢા આગળની રેખાઓમાં મીઠાશ હતી તેની સાથે ગાંભીર્ય પણ હતું. તે રૂપાળી હતી કે નહીં એનો નિશ્ચય તે ન કરી શક્યો. વીગતો સમજવા કે તેનો વિચાર કરવા જેટલી સ્ફૂર્તિ અત્યારે તેનામાં નહોતી. એકબેવાર તો તેના મનમાં એવો અસ્પષ્ટ વિચાર આવી ગયો કે હું કોણ છું તે એને કહું, ને એને ખાતરી આપું કે 'મારી પાસે પુષ્કળ પૈસા છે, ને તું સારવાર ને મહેનત કરશે તેનો બદલો હું વાળી શકીશ.' પણ એ શબ્દો તેના હોઠમાંથી નીકળ્યા નહીં. ગરીબ થાકેલા રખડુ તરીકે આ સ્ત્રીના ઘરમાં આશરો મળે છે, ને સ્ત્રી કશી પૂછપરછ પણ કરતી નથી, એ વાતમાં એટલું આશ્ચર્ય ને એટલી લહેજત હતાં કે એ આનન્દ જતો કરવાનું તેને મન થયું નહીં. પેલી સ્ત્રી આ દરમ્યાન પાસેની ઓરડીમાં જઈ

ગરમ કપડાંનું પોટકું ને ફલાલીનનો જાડો ઝભ્ભો લઈ આવી.

'આ મારા બાપુનો ઝભ્ભો હતો,' તેણે કહ્યું. 'સુંવાળો છે, ને હૂંફ આપશે. તમે ભીનાં કપડાં કાઢી નાખો, ને ઝભ્ભો પહેરી લો. હું જઈને પથારી કરું છું.'

તેણે જવાને પગ ઉપાડયા, પણ ડેવીડે તેના હાથ પર હાથ મૂકી તેને રોકી.

'ઊભાં રહો—થોભો!' તેણે કહ્યું. 'તમને ખબર છે તમે શું કરી રહ્યાં છો તેની?'

સ્ત્રી હસી પડી.

'હા, આ ખરો સવાલ તમે પૂછયો. હું ગાંડી લાગું છું?'

'કંઈક એવાં લાગો છો ખરાં—મને તો!' એકાએક ડેવીડના શરીરમાં ચેતન ઝબૂકી ઊઠયું, ને તેણે સ્ત્રીનો હાથ જોરથી પકડી કહ્યું, 'તમે અહીં એકલાં રહો છો?'

'હા, સાવ એકલી.'

'તો તમે જોતાં નથી કે તમે કેવી મૂર્ખાઈ કરો છો? તમે એક સાવ રખડુ માણસને ઘરમાં ઘાલો છો—એક ભિખારીને. એ જીવશે એવી ખાતરી નથી. મરી જાય એવો સંભવ વધારે ખરો. તમે કેટલું જોખમ વહોરો છો એની સમજ પડે છે? હું કદાચ નાસી છૂટેલો ગુનેગાર—ચોર—ખૂની—ગમે તે હોઉં! તમને તેની શી ખબર?'

કોઈ નર્સ તરંગી ને કજિયાખોર દર્દી સામે જેવું સ્મિત કરે એવી રીતે તે હસી.

'ખબર નથી, સાચું; ને મારે જાણવું પણ નથી. હું તો નજરે જોઉં છું તેના પરથી ખ્યાલ કરું છું.'

'તમે શું જુઓ છો?'

સ્ત્રીએ ડેવીડનો પાતળો હાથ હેતથી થાબડયો.

'હું એક બહુ વૃદ્ધ માણસને જોઉં છું—મારા બાપુ મરી ગયા

ત્યારે હતા તેના કરતાં પણ વૃદ્ધ—અને મને એટલી ખબર છે કે એમની બહુ અવસ્થા થઈ છે, શરીરમાં જોર નથી, અને રાતે ભેજવાળી ને તોફાની હવામાં તેમનાથી બહાર રહી શકાય એમ નથી. એમને થોડા દહાડા આરામ ને પોષણની જરૂર છે. એટલામાં તો હરતાફરતા થઈ જશે. હું એમને અહીં રાખી એમની સંભાળ લેવાની છું.'—અહીં તેણે ડોસાને આશ્વાસન આપવા તેનો હાથ જરા વધારે દબાવ્યો. 'હા, હા, જરૂર! એમણે હું કહું એમ કરવું જોઈશે, ને ભીનાં કપડાં કાઢી સૂવાની તૈયારી કરવી પડશે!'

ડેવીડને ડૂમો ભરાઈ આવ્યો, ને હમણાં ડસકું આવી જશે એમ લાગ્યું.

'આ બધી ભીડવેઠ તમે એક અજાણ્યા માણસને માટે કરશો? મારાથી તો તમને કશો બદલો આપી શકાય એમ નથી.'

'હવે, જુઓ! એવું બોલો તો મને માઠું ન લાગે કે?' એના હળવા અવાજમાં સહેજ ઠપકાનો ભાવ હતો. 'મારે કશો બદલો નથી જોઈતો. "હું અજાણ્યો હતો, છતાં તેં મને ઘરમાં આશરો આપ્યો," એ વચન કોણે કહ્યું છે તે જાણો છો ને? એ કહેનાર ઇચ્છે છે કે મારે તમારી સંભાળ લેવી.'

આ શબ્દો તે બહુ જ સાદાઈથી, ને ધર્મિષ્ઠ હોવાનો જરા પણ ડોળ કર્યા વિના, બોલી. ડેવીડ એબ્રોટસે તેની સામે જોઈ રહ્યો.

'એટલા માટે તમે મને આશરો આપો છો?'

સ્ત્રીએ બહુ જ મધુર સ્મિત કર્યું, તે પરથી ડેવીડ જોઈ શક્યો કે એની આંખો ખરેખરી સુન્દર હતી.

'એ એક કારણ છે, ચોક્કસ,' તેણે જવાબ દીધો. 'પણ એક બીજું પણ કારણ છે; ને તેમાં તો મારો જ સ્વાર્થ છે. મને મારા બાપુ પર બહુ જ વહાલ હતું. એ મરી ગયા એટલે સંસારમાં મારું પોતીકું કોઈ રહ્યું નહીં. તમને જોઈને મને મારા બાપુ યાદ આવે છે—જરા જરા. પણ હવે તમે મારું કહ્યું માનશો ને ભીનાં કપડાં

કાઢી નાખશો?'

ડેવીડે હળવે રહીને તેનો હાથ છોડી દીધો.

'માનીશ,' તેણે થથરતી જીભે કહ્યું,—કેમકે તેની આંખમાં આંસુ આવી ગયાં હતાં—'તમે કહેશો તે બધું માનીશ. માત્ર મને તમારું નામ કહો.'

'મારું નામ? મારું નામ છે મેરી—મેરી ડીન. ડીન અટક છે.'

'મેરી ડીન!' ડેવીડે હળવે સાદે પુનરુચ્ચાર કર્યો 'મેરી ડીન! કેવું રૂડું નામ! મારું નામ કહું?'

'કહેવું હોય તો જ, નહીં તો નહીં. નહીં કહો તો કશી ફિકર નથી.'

'નારે, કહું એ સારું. હું બુઢ્ઢો ડેવીડ છું—રસ્તે જતો રખડુ છું. ચાલતો કોર્નવોલ જવા નીકળ્યો છું.'

'એ તો ઘણો લાંબો પંથ છે!' મેરીને દયા આવી. તેણે ડોસાનો ભીનો ટોપ લીધો, ને પાણી ખંખેરી નાખ્યું. 'તમારે એટલે દૂર ચાલતા શા માટે જવું છે, ડેવીડ ડોસા?'

'હું એક દોસ્તને ખોળવા નીકળ્યો છું. એ માણસ કદાચ ન પણ જડે. પણ મરતા પહેલાં એને શોધીને મળવાની મને ઇચ્છા છે ખરી.'

'એ તમને જરૂર મળશે, મારી ખાતરી છે!' એમ મેરીએ કહ્યું તો ખરું; પણ તેની આંખોમાં ચિન્તાનો ભાવ હતો, કેમકે ડેવીડનો ચહેરો અતિશય વ્યાકુળ ને ફીકોફચ થઈ ગયો હતો, ને તેને વારંવાર સખત ટાઢ ચડી જતી હતી—'પણ પહેલાં શરીરમાં હાય આવવા દો. પછી જલદી જવાશે. પણ હવે હું જાઉં. તમે કપડાં બદલી નાખો. ઝભ્ભાની સાથે બીજાં પણ ગરમ કપડાં છે.'

તે પહેલાંની પેઠે જોડેની ઓરડીમાં ગઈ; એટલે ડેવીડે મહા-મુસીબતે પાણીથી તરબોળ થઈ ગયેલાં કપડાં કાઢ્યાં, ને કોરાં ગરમ કપડાં પહેર્યાં. ડગલો ને બંડી ઉતારી દેવતા આગળ સુકાવા મૂક્યાં; ને મેરી પાછી આવી એટલે તેને બંડી ખાસ બતાવી.

'એને ક્યાંક તમારા કબજામાં સુરક્ષિત રાખી મૂકો. એમાં

થોડાક પત્રો છે; ને બીજાં કેટલાંક કાગળિયાં છે, તે મને બહુ કામનાં છે. કોઈ અજાણ્યું માણુસ એ જુએ એમ હું ઇચ્છતો નથી. તમે એ સાચવી રાખશો?'

'હા, જરૂર. એને કોઈ નહીં અડે એની ખાતરી રાખજો. હું કોઈને બોલાવું ત્યારે જ કોઈ માણુસ અહીં આવે છે. તે સિવાય કોઇ અહીં ફરકતું નથી. એટલે સાવ નચિંત રહેજો. હવે હું તમને એક પ્યાલો ગરમ સૂપ પીવા આપું છું. તે પીને સૂઈ જજો. ભગવાન કરશે તો સવારે તમને સારું લાગશે.'

ડેવીડે સહેજ માથું હલાવ્યું, ને પ્રયત્ન કરીને મોં મલકાવ્યું. તે આરામખુરસીમાં બેસી ગયો હતો, ને તેની આંખો ભઠ્ઠીમાંના દેવતા પર ઠરી ગઈ હતી. ચાર્લી ત્યાં નિરાંત વાળીને બેઠો હતો. ડેવીડને હાથ પણ ઊંચો ન થાય એટલી અશક્તિ લાગવા માંડી. આ ઘરમાં જાણે તેને આવવાનો હક હોય એવી રીતે તેને આવકાર મળ્યો હતો; એટલે તેના મનમાં જે વિચિત્ર લાગણી થઈ આવી તેનું પૃથક્કરણ તે કરી ન શક્યો. તે અડધા ભાનમાં એકવાર ગણગણ્યો:

'મેરી! મેરી ડીન!'

'હા, એ જ હું!' મેરીએ ઉમળકાથી જવાબ આપ્યો, ને તરત ડેવીડની પાસે આવી. 'આ રહી હું.'

'હા, હું જાણું છું તમે અહીં છો તે—મેરી!' એ નામ ઉચ્ચારતાં એના અવાજમાં સહેજ કંપ આવી ગયો. 'પ્રભુનો પાડ કે એણે તમને મારી પાસે વખતસર મોકલી આપ્યાં. પણ તમે મને શી રીતે શોધી કાઢ્યો?'

'હું વાવાઝોડાનું નિરીક્ષણ કરતી હતી,' મેરીએ કહ્યું. 'મને તોફાની હવા ગમે છે. ઝાડોમાં પવન સુસવાટા કરે ને વરસાદ મુસળધાર પડે એ સાંભળતાં મને મજા આવે છે! હું બારણામાં ઊભી ઊભી દરિયાનાં મોજાંની ઝાપટો સાંભળતી હતી. ત્યાં એકાએક મેં ટેકરી પર કૂતરાને જોરથી ભસતો સાંભળ્યો. વચ્ચે વચ્ચે ક્યારેક હાઉ

હાઉને બદલે ઝીણો કરુણ અવાજ આવતો હતો, જાણે કૂતરાને દરદ થતું ન હોય. એટલે મેં ઝભ્ભો પહેર્યો, ને ખાડી ઓળંગી ટેકરી પર પહોંચી. તમને આજે રાતે એ વાટ લાંબી લાગી, પણ મારે માટે તો થોડીક મિનિટનો જ રસ્તો છે. ત્યાં મેં તમને ઘાસ પર પડેલા જોયા. કૂતરો તમારી આસપાસ ગોળ ગોળ દોડતો હતો, ને કોકને મદદ માટે બોલાવવા પોતાનું બધું જોર વાપરીને ભસતો હતો. કેવું ડાહ્યું જાનવર !' કહી તેણે નીચી નમી કૂતરાને પંપાળ્યો—' એ ન હોત તો તમે જીવતા રહેવા ન પામત !'

ડેવીડ કંઈ બોલ્યો નહીં, પણ સૂનમૂન થઈ મેરીને જોઈ રહ્યો. મેરીએ દેવતા પાસે જઈ, ત્યાં થોડીક વાર પર મૂકેલું વાસણ ઉતાર્યું. કબાટમાંથી મોટો વાડકો કાઢી તેમાં ગરમાગરમ સૂપ રેડ્યું. તેમાંથી સરસ વાસ છૂટતી હતી. તેમાં રોટીના થોડાક કકડા નાખી તે ડેવીડને આપ્યું. ડેવીડને બહુ ભૂખ નહોતી, પણ મેરીને રાજી કરવા ધીરે ધીરે તેના ઘૂંટડા ભરવા માંડ્યા, ને વચ્ચે વચ્ચે તેની સાથે વાત કરતો ગયો.

' તમે કહો છો કે તમે અહીં એકલાં રહો છો,' તેણે પૂછ્યું. ' પણ તમે હંમેશાં એકલાં હો છો ?'

' હંમેશાં—બાપુ મરી ગયા ત્યારથી.'

' કેટલાં વરસ પર ?'

' પાંચ. '

' તમે પરણ્યાં નથી ? '

મેરી હસી પડી.

' ના રે, હું તો ઘરડી કુમારિકા છું !'

' ઘરડાં ?' કહી ડેવીડે આંખ ઊંચી કરી તેની સામે જોયું. ' તમે ઘરડાં નથી !'

' હું જુવાન તો નથી જ—લોકો મને જુવાન તો ન જ ગણે. બત્રીસ વરસ તો થયાં. જુવાનીમાં મને મારી પોતાની ખાતર કોઈ

પરણ્યું નહીં. હવે આ ઉંમરે મારા પૈસાને માટે તો કોઈ મને પરણવાનું નથી જ!' ફરી તેના સુન્દર હાસ્યથી ઓરડો જરા ગાજી ઊઠ્યો. 'પણ તેથી શું? હું તો સાવ સુખી છું.'

ડેવીડ તેને હજુ ધારીધારીને જોઈ રહ્યો; ને એકાએક તેને દેખાઈ આવ્યું કે તે ખરેખરી રૂપવાન હતી. તેની સ્વચ્છ ને પારદર્શક ચામડી, તેની આંખોનું સૌમ્ય તેજ, અને તેના રતૂમડા ને ભરાવદાર કેશ, એ બધું જાણે પહેલી જ વાર તેની નજરે પડ્યું. તેણે સસ્તી છાપેલી છીંટનો ઝભ્ભો પહેર્યો હતો, છતાં તેના શરીરનું સમતોલપણું તે જોઈ શક્યો, અને સહેજ હસ્યો.

'ત્યારે તમે ઘરડાં કુમારિકા છો, એમ? બહુ વિચિત્ર વાત છે!'

'મને એવું નથી લાગતું. ઘણી સ્ત્રીઓ જેમ નછૂટકે તેમ કેટલીક સ્વચ્છાએ પણ કુંવારી રહે છે. લગ્નમાં હંમેશાં સુખ નથી હોતું એ તો જાણો છો ને? સ્ત્રીને કોઈ પુરુષ વિષે અત્યંત પ્રેમ ન હોય—એટલો પ્રેમ કે એ પુરુષ વિના તેનાથી જીવી જ ન શકાય —તો તે કુંવારી રહે એ જ સારું. મારો તો એવો મત છે. પણ હવે તમે સૂઈ જાઓ.'

ડેવીડ તેની આજ્ઞા માનીને ઊઠ્યો, પણ ઊભો થતાં થથરી ગયો, ને તેનાથી ઊભા ન રહેવાયું. મેરીએ તેને ટેકો આપવા તેનો હાથ ઝાલ્યો.

'મને લાગે છે,' ડેવીડે કહ્યું, 'કે હું તમારા પર બોજારૂપ થઈ પડીશ. મને નથી લાગતું કે કાલે સવારે મારામાં આગળ જવા જેટલું જોર આવશે.'

'એવી બેવકૂફી તમને કરવા કોણ દેવાનું છે તે? એટલું તો મનમાં સમજી જ રાખજો. તમારે અહીં મારા મહેમાન થઈને રહેવાનું છે.'

'પૈસા આપીને તો નહીં ને?' ડેવીડે દર્દભર્યા સ્મિતથી કહ્યું, ને મેરી સામે નજર નાખી લીધી.

'પૈસા લઈને તમને હું નહીં રાખું. એવી રીતે હું કોઈને

રાખતી નથી.'

'પણ — પણ — તમે કેવી રીતે જીવો છો?'

ડેવીડે પ્રશ્ન તો સંકોચથી પૂછ્યો, છતાં તેમાં તીવ્ર જિજ્ઞાસા હતી.

'કેવી રીતે જીવું છું? આજીવિકા માટે શું કામ કરું છું, એમ પૂછો છો ને? હું કપડાંની કસબની કોરો દુરસ્ત કરું છું, ને ઊંચી જાતનાં મોંઘાં કપડાં ક્યારેક ધોઈ પણ આપું છું. સ્ત્રીઓના ઝીણી મલમલના ઝભ્ભા ધોઉં છું, ને જરીની જૂની કીમતી કોરો સાંધી આપું છું. કામ સારું છે, ને તે કરતાં આનન્દ આવે છે.'

'એમાંથી આવક સારી થાય છે?'

'હા, મારી જરૂરિયાતો તો બધી એનાથી પૂરી પડી રહે છે. મારે નિર્વાહને સારુ બહુ ખરચ થતું નથી!' તે હસી પડી. 'હું સાવ એકલી છું; ને પૈસાની ભૂખ તો મને કદી નહોતી. લો પણ હવે તમારે વધારે વાત કરવી ન જોઈએ. હું કોણ છું ને શું કરું છું તે તમે જાણી લીધું. આપણે કાલે ઘણી વાતો કરીશું. હવે સૂવાનો વખત થયો.'

ડેવીડ જાણે બાળક હોય એમ તે એને એક નાની ઓરડીમાં દોરી ગઇ. આવી વિચિત્ર ને સરસ ઓરડી ડેવીડે કદી જોઈ નહોતી. માથે ઢાળવાળી છત હતી. એક મોટી બારી હતી, તેને ઊજળો દૂધ જેવો પડદો લગાડ્યો હતો. એક જૂની ઢબનો લાકડાનો સાદો ખાટલો હતો. તેને પણ સફેદ પડદા હતા ને ખાટલા પર ચોખ્ખું, ચોકડી ભાતનું, રેશમી ગાદલું હતું. એકેએક ચીજ સાવ સ્વચ્છ હતી, ને તેમાંથી ગુલાબની સૂકી પાંખડીઓની સુવાસ આવતી હતી. ડેવીડને લાગ્યું કે આ મેરીની પોતાની ઓરડી હોવી જોઈએ, એટલે કંઈક પ્રશ્ન પૂછતો હોય એવી નજર તેણે મેરી સામે નાખી.

'તમે પોતે ક્યાં સૂઓ છો?' તેણે પૂછ્યું.

'મેડા પર. આ ઓરડીની બરાબર ઉપર. આ છે તો ઝૂંપડી, પણ એને બે માળ છે. ખરેખર બહુ મોટી છે! રસોડાની બાજુમાં

દીવાનખાનું છે, તે બહુ જ સુન્દર છે. તેમાં એક મોટી બારી છે, ને તેમાંથી વાડી અને વહેળાનો સુન્દર દેખાવ નજરે પડે છે. તે ઉપરાંત બીજી ત્રણ ઓરડીઓ છે, એક કપડાં ધોવાની ઓરડી છે, ને એક ભોંયરું છે. મારે માટે તો ઘણી મોટી ઝૂંપડી કહેવાય. પણ બાપુને તે ગમતી, ને અહીં જ એમણે દેહ છોડ્યો—એટલે હું એમની ચીજો મારી આસપાસ રાખી મૂકું છું ને અહીં રહું છું. વાડીનાં બધાં ગુલાબ એમણે હાથે વાવેલાં. એ છોડીને બીજે જતાં મારો જીવ ચાલ્યો નહીં.'

ડેવીડ આના જવાબમાં કશું બોલ્યો નહીં. મેરીએ ખાટલા પાસે આરામખુરસી મૂકી, ને કહ્યું :

'તમે સૂઈ જાઓ કે તરત મને બોલાવજો. એટલે હું રસોડાનો દીવો હોલવી નાખીશ, ને પછી સૂઈ જઈશ. કૂતરાને હું લઈ જાઉં છું. મીણબત્તી ને દીવાસળી પણ અહીં મૂકી છે; અને જરા પણ બેચેની લાગે, તો પાસે ઘંટડી છે — તે વગાડજો હોં. હું તરત આવીશ ને જે કંઈ બનશે તે ઇલાજ કરીશ.'

ડેવીડ એની જૂની 'વેપારીની' રીતે મેરીને તપાસતો હોય એમ એની સામે એકીટસે જોઈ રહ્યો.

'મને કહો — તમે મારી સાથે આટલી ભલાઈથી કેમ વર્તો છો?'

મેરી સહેજ હસી.

'એવા અર્થ વગરના સવાલો ન પૂછશો. મેં તમને કહ્યું નથી — હું તમારી સાથે "ભલાઈથી" કેમ વર્તું છું તે નહીં, કેમકે એ ખોટી વાત છે — પણ હું તમારી સંભાળ શા માટે લઉં છું તે?'

'હા — હું બુઢ્ઢો છું — ને નકામો છું એટલા માટે.'

'સાહેબજી,' મેરીએ હસીને કહ્યું. 'તમે તૈયાર થઈ રહો એટલે મને બોલાવજો.'

ડેવીડ એક પણ શબ્દ બોલી શકે તે પહેલાં મેરી ચાલી ગઈ, ને ચાર્લીને ઉદ્દેશીને વહાલના શબ્દો કહેતી સંભળાઈ. રસોડામાંથી

આવતા અવાજ પરથી ડેવીડે ખ્યાલ કર્યો કે મેરી જમવા બેઠી છે ને સાથે કૂતરાને પણ ખવડાવે છે. બેત્રણ મિનિટ તો તે બેસી રહ્યો, ને પોતાની આ સ્થિતિનો વિચાર કરવા લાગ્યોઃ 'આ નવા સાહસનું શું પરિણામ આવશે! મેરીને જે બંડી સાચવવા આપી છે તે જો એ તપાસી નહીં જુએ તો એને ખબર પડવાની નથી કે હું કોણ છું ને ક્યાંથી આવ્યો છું. તે બંડી તપાસી જોશે ખરી? સ્ત્રીઓમાં હોય છે એવા કુતૂહલથી તે અસ્તર ફાડી જોશે, ને પછી સીવી નાખશે, અને સ્ત્રીઓ સાધારણ રીતે કરે છે એમ એવો ડોળ કરશે કે પોતે એને અડી જ નથી? ના! એની સચ્ચાઈ વિષે મને ખાતરી છે—પૂરેપૂરી ખાતરી છે. શું? એક કલાકની ઓળખાણમાં એની સચ્ચાઈ વિષે પૂરી ખાતરી થઈ ગઈ? હા, એના જેવી આંખોમાં જૂઠાણા કે વચનભંગનો પડછાયો પડે જ નહીં!' એટલે હાલ તરતને માટે તો તે નિશ્ચિંત થઈ ગયો. કપડાં ઉતારી ખાટલા પર સૂતો, ને થોડીક વાર થઈ એટલે બૂમ પાડી :

'મેરી ડીન!'

મેરીએ તરત આવી હસતાં હસતાં ડોકિયું કર્યું.

'અહીં સગવડ તો બધી લાગે છે ને?' તેણે પૂછ્યું. 'બરાબર!' પછી ઓરડીમાં પેસી, જે બંડીનો વિચાર ડેવીડ કરતો હતો તે જ બંડી એને બતાવી.

'હવે આ સાવ સુકાઈ ગઈ છે. મને થયું કે એમાં કાગળો છે, એટલે તમને તમારી નજીક રાખવી ગમશે. આ અહીં મૂકી રાખું છું, જુઓ છો ને?' ખાટલા પાસે ભીંતમાં એક કબાટ હતું તે એણે ઉઘાડયું—અહીં મૂકું છું. હવે એને તાળું વાસું છું,' કહી તાળું વાસ્યું —'ચાવી ક્યાં મૂકું?'

'મારી વતી તમારી પાસે રાખો. તમારી પાસે સાવ સલામત રહેશે.'

'હા, કદાચ. ગમે તેમ પણ મારી રજા વિના કોઈ તમારા

કામળને અડી નહીં શકે! હવે તો તમને પૂરી નિરાંત વળી ને ?'

બોલતાં બોલતાં તેણે આવી તેનું ઓઢવાનું સરખું કર્યું; અને તેના પાતળા, થાકી ગયેલા હાથ અજાણતાં રજાઈની બહાર રહી ગયેલા તેમાંનો એક હાથ જરા થાબડ્યો.

'પૂરેપૂરી!' ડેવીડ હળવે સાદે બોલ્યો. 'ભગવાન તમારું ભલું કરે.'

'ને તમારું પણ. સાહેબજી.'

'સાહેબજી, મેરી !'

તે હળવે પગલે ચાલી, ને ધીરે રહીને બારણું વાસી દીધું. રસોડામાં જઈ ચાલીંને ઉપાડ્યો, ને દેવતા સામે જોઈ વિચારમાં પડી ગઈ.

'બિચારા ડોસા! હું સવેળા પહોંચી ગઈ એ કેવું સારું થયું! ટેકરી પર નક્કી મરી જાત. બહુ જ માંદા છે — થાકીને લોથ થઈ ગયા છે. શરીરમાં હાય જરાયે રહી નથી.' એક જગાએ પિતાની છબિ લટકાવેલી હતી તેના પર અનાયાસે નજર ગઈ, એટલે તેને ઉદ્દેશીને કહેવા લાગીઃ

'બાપુ, તમે આજે રાતે અહીં હોત તો તમે શું કરત ?— હા, પણ મારે પૂછવાની જરૂર જ નથી! મને ખબર છે! તમે તમારા દુઃખી ભાઈને ઘેર લાવત, ને તમારી પાસે જે કંઈ સગવડ હોત તે એને આપત. તમે એને કહેતઃ "તમે આરામ લો, ને પ્રભુનો પાડ માનો." તમે કોઈ ગરજવાનને બારણેથી જાકારો દીધો નથી, બાપુ! — કદી નહીં! તમે ગમે તેટલી ભીડમાં હશો તોયે નહીં!'

પછી કૂતરાને લઈ, જરા પણ અવાજ ન થાય એવે ધીરે પગલે, ઉપર જઈને સૂઈ ગઈ.

વાવાઝોડું ગયું તે ગયું. આકાશ સ્વચ્છ ને શાન્ત રહ્યું. સમુદ્રની ઘોર ગર્જના શાન્ત પડી, ને તેમાંથી સૌમ્ય ને મધુર ગાનના સૂરો નીકળવા લાગ્યા. આ નાની ઝૂંપડીમાં સંપૂર્ણ શાન્તિ છવાઈ ગઈ. પાસે નાની નદી સમુદ્રને ભેટવા દોડી જતી હતી તેના અવાજ સિવાય આ નીરવ શાન્તિમાં જરાયે ભંગ પડતો નહોતો.

## ૧૫. રહી ગયો

બીજે દહાડે સવારે ડેવીડ પથારીમાંથી ઊઠી શક્યો નહીં, તેમ તેને આસપાસની દુનિયાનું ભાન પણ રહ્યું નહીં. ત્યારપછી લાંબી મુદત તે બેભાન જેવી દશામાં પડી રહ્યો. તેને ભયંકર તાવ આવ્યો, તે અનેક અઠવાડિયાં સુધી ચાલુ રહ્યો; ને ઘણીવાર તો તેની જીવનદોરી તૂટું તૂટું થઈ રહી. તેના એકેએક અંગમાં તેમજ નસેનસમાં વેદના થતી હતી. કેટલીકવાર તેને સહેજસાજ ભાન આવતું ત્યારે પણ એમ થઈ જતું કે કબરમાં નિરાંતે સૂઈ જવાનું મળે ને આ ઘોર યાતનામાંથી છુટાય તો કેવું સારું ! અર્ધા સંનિપાતની સ્થિતિમાં તે કલાકો સુધી પથારીમાં પછાડા મારતો ને ઊંહકારા કરતો; ને પોતે કોણ છે એનું પણ ભાન રહેતું નહીં. વચ્ચે ક્યારેક ઘડીવાર ઘેનને લીધે વેદના ઓછી લાગતી, ત્યારે તેના મનમાં એવો ઝાંખો ખ્યાલ આવતો જાણે એક સ્ત્રી હંમેશાં તેની પાસે બેસી રહે છે, તેની આંખમાં ચિન્તા ભરેલી છે, ને તેના મોંમાંથી આશ્વાસનના શબ્દો નીકળે છે; — એવે વખતે તે ફરીફરીને બબડતો: ‘ મેરી ! મેરી ! ભગવાન તારું ભલું કરે !’ એકબેવાર એને એવો પણ એક ઝાંખો ખ્યાલ આવ્યો જાણે એક નાનો કાળો માણસ તેના ખાટલા પાસે આવે છે, તેની નાડી તપાસે છે, તેના તરફ શંકાની નજરે જુએ છે, મેરી આ માણસને ‘ ડાક્ટર ’ કહે છે, ને તેના કાનમાં કંઈક સવાલો પૂછે છે. પણ ડેવીડના પોતાના શરીરમાં તો વેદના ને મૂંઝવણ જ ભરેલી હતી. ક્યારેક એને એમ લાગતું જાણે તે ગાંડપણની ઊકળતી ભમરીનું એક ટીપું છે. ક્યારેક વળી એવું થતું જાણે આંખને આંધળી કરી નાખે એવા વરસાદમાં તે મોળ ઝોળ કૂદડી ફરી રહ્યો છે; અને વરસાદનાં ફોરાં દઝાડે એવાં ગરમ ને સીસા જેવાં ભારે છે. કેટલીકવાર તે અકળ વેદનાથી ચીસો

પાડતો, ને પથારીમાંથી ઊભો થવા ધમપછાડા કરતો; એવે વખતે એને એવો ભાસ થતો કે આ ઉછાળો શમે ત્યાં સુધી એક હળવો કોમળ હાથ એના કપાળ ઉપર ફરતો; ને ફરી પાછો તે લોથ થઈને પથારીમાં પડતો.

ઘણા દિવસ પછી આ સન્નિપાતની દશા ધીરેધીરે ઓછી થતી ગઈ; અને મોત પહેલાંની બેભાન દશા હોય એવા ઘેનમાં તે ડૂબી ગયો. કલાકો સુધી સૂનમૂન થઈને છત સામે નજર નાખીને પડી રહેતો. એવે વખતે કોઈ આવીને ચમચે ચમચે એના મોંમાં કંઈક પ્રવાહી ખોરાક રેડતું, ને તે યન્ત્રની પેઠે મોઢું ઉઘાડતો. સ્વાદનું કશું ભાન એને રહેતું નહીં. તે આરસના જેવો ધોળો ને ઘણો જ ઘરડો થઇ ગયો હતો; ને નજર ઊંચે છત સામે નાખીને મડદા જેવી સ્થિતિમાં અક્કડ પડી રહેતો. પણ એક દિવસ ડસકાંનો અવાજ સાંભળીને તેની આ તન્દ્રામાં ભંગ પડ્યો. તેણે મહાપરાણે આંખો છત સામેથી ખસેડીને જોયું, તો કોઈ માણસ ખાટલા પાસે ઘૂંટણિયે પડ્યું છે, મોઢા પર ભરાવદાર વાળ વિખરાયેલા પડ્યા છે, ઘાટીલા સફેદ હાથ વડે એ મોઢું ઢાંકેલું છે, ને એ હાથમાં થઈને આંસુ ટપકે છે. તેને સહેજ નવાઈ લાગી. તેણે પોતાની પાતળી, થથરતી આંગળીઓ લંબાવી એ સુંવાળા ચળકતા વાળને સ્પર્શ કર્યો, ને પૂછ્યું:

'આ શું? કોણ — કોણ રુએ છે?'

પેલો ઢંકાયેલો ચહેરો ઊંચો થયો; અને આંસુથી ભીંજાયેલી બે કોમળ આંખો આશાભેર જોઈ રહી.

'એ તો મેરી છે!' એક થથરતે અવાજે કહ્યું. 'તમે મને ઓળખો છો, નહીં? જરા સજગ થાઓ, તો હજુ પણ સાજા થશો.'

ડેવીડ બાળકના જેવા આશ્ચર્યથી તેની સામે જોઈ રહ્યો.

'મેરી છે!' તેણે નબળે અવાજે પડઘો પાડ્યો. 'કોણ મેરી?'

'યાદ નથી તમને?' કહેતાંકને મેરીએ ઊભી થઈ આંસુ લૂછી

નાખ્યાં, ને ડોસા સામે જોઇ મોં મલકાવ્યું. 'તમે ટેકરી પર વરસાદમાં પડેલા, ત્યાંથી હું તમને ઘેર નહોતી લાવી? ને મારું નામ મેરી છે એમ મેં નહોતું કહ્યું?'

ડેવીડ એના ચિન્તાતુર ચહેરા સામે જોઈ રહ્યો. થોડી વારે તેના હોઠ પર ફીકું સ્મિત ફરકી ગયું.

'હા!— કહ્યું હતું! હવે તમને ઓળખ્યાં, મેરી! હું માંદો હતો, નહીં?'

મેરીએ માથું હલાવ્યું — તેની પાંપણો હજુ આંસુથી ભીંજાયેલી હતી.

'બહુ જ માંદા!'

'આખી રાત માંદો હતો, નહીં?'

મેરીએ ફરી માથું હલાવ્યું.

'હવે સવાર પડયું છે?'

'હા, સવાર પડયું છે.'

'તો હું હવે ઊઠીશ!' તેણે પોતાની જૂની સૌમ્ય ને વિવેકભરી ઢબે કહ્યું. 'મેં તમને ઘણી તકલીફ આપી તે માટે હું દિલગીર છું. તમારી મહેમાનીનો — તમારી દયાનો મારે ગેરલાભ ન લેવો જોઈએ.'

તેનો અવાજ ધીરે ધીરે કરતાં શાન્ત થઈ ગયો, આંખની પાંપણો મીંચાઈ ગઈ, ને તે ઘસઘસાટ ઊંઘી ગયો. ઘણાં દિવસ-રાતના થાક પછી, ખરેખરો આરામ આપનારી આ પહેલવહેલી ઊંઘ હતી.

મેરી વિચારપૂર્વક એની સામે જોતી ઊભી રહી. ડોસાને હવે વળતાં પાણી થયાં હતાં, તે માટે તેણે મૂગે મોઢે ઈશ્વરનો આભાર માન્યો. દિવસ ને રાત તેણે ધીરજથી, પ્રેમપૂર્વક, ને થાકયા વિના આ અજાણ્યા અતિથિની ચાકરી કરી હતી. પોતાની સ્ત્રીસહજ બુદ્ધિ સિવાય તેને મદદ કરનાર કોઈ નહોતું. ક્યારેક એક ગામઠી ડાકટરની સલાહ મળતી એટલું જ. એ માણસ ડિગ્રીવાળો ડાકટર નહોતો; માત્ર

ગામઠી ઓસડવેસડ તૈયાર કરી જાણતો. તેણે નિદાન કર્યું કે ડોસાને સંધિવાનો તાવ છે, જોડે હૃદયનું દરદ છે, ને ઘડપણની નબળાઈ છે તે વધારામાં. ડોસો પોતાને ત્યાં કેવી રીતે આવ્યો એ વિષે મેરીએ એક વાત જોડી કાઢી. તેણે કહ્યું કે 'એ મારા બાપુના ભાઈબંધ છે. હું એમને ઘડપણમાં કંઈક હળવું કામ અપાવીશ એ આશાએ મને શોધતા આવ્યા છે. આ મુલકના ભોમિયા નહીં, એટલે સખત વાવાઝોડામાં ભૂલા પડી ગયા.' આ વાત જોતજોતામાં આખા ગામડામાં ફેલાઈ ગઈ. મેરીનું ઘર છેક છેલ્લું ને સૌથી વધારે ઊંચાણમાં હતું. ડોસો જીવન અને મરણ વચ્ચે ઉછાળા મારતો ને ઊંહકારા કરતો પડેલો તે દરમ્યાન ઘણા લોકો એને જોવા આવી ગયેલા. મેરીનો કોટે આ 'પીડા' વળગેલી જોઈ એમાંના ઘણાખરા એની દયા પણ ખાતા.

ધીરે ધીરે કરતાં ડેવીડની તબિયત સુધરવા લાગી. જીવનનો દીવો સતેજ થવા લાગ્યો. મગજમાં સ્થિરતા આવવા લાગી. મેરીને પોતાની શુશ્રૂષા કરતી, ને તેને માટે આખો વખત આંટાફેરા કરતી, જોઈ તેના મનમાં બે વિરોધી વિચાર જાગ્યા. મેરીને વિષે પ્રશંસા ને ઉપકારનો ભાવ પેદા થયો. સાથે મનમાં ઊંડે ઊંડે છુપાઈ રહેલો વહેમ પણ ઊપસી આવ્યો, ને તેને માટે તેને પોતાને જ શરમ આવી. શરીર વળતું ગયું, ને મન સ્થિરતાથી વિચાર કરવા લાગ્યું, એટલે એને એમ જ થવા લાગ્યું કે 'કે આ સ્ત્રી આમ સાવ અજાણ્યા ને રખડુ માણસની આવી કાળજી લે ને ચાકરી કરે એ બને જ નહીં. હું કહું છું એવો ગરીબ નથી પણ મતાવાળો છું, એવી સહેજ પણ ગંધ એને આવેલી હોવી જ જોઈએ.' તેનાથી હજુ ખાટલામાંથી ઊતરાતું નહોતું. એટલે મેરી હેતથી જે કંઈ સેવા કરે તેને માટે એટલા જ હેતના શબ્દોથી તે આભાર માનતો; પણ અંદરથી વહેમ અને બીક તેના હૃદયને કોરી ખાતાં. તેને ખબર હતી કે માંદગીમાં તેને સન્નિપાત થયેલો; તેમાં તેણે લવરી કરી હશે, ને તેથી પોતે કોણ છે એની ખબર પડે એવા કંઈક શબ્દો કહી દીધા હશે.

આ વિચારે તેને બેચેન બનાવી મૂક્યો. એક દિવસ બપોરે ચારેક વાગે મેરી રોજની પેઠે ચાનો પ્યાલો લઈ આવી, એટલે ડેવીડે એવી તીક્ષ્ણ દૃષ્ટિએ તેની સામે જોયું કે તે ચોંકી ઊઠી, ને ફફડી ઊઠી કે પાછો કંઈ તાવ તો નથી ચડતો?

'મને કહો,' ડેવીડે કહ્યું, 'હું ઘણો વખત માંદો હતો? અઠવાડિયાથી પણ વધારે?'

મેરી સહેજ હસી. 'અઠવાડિયાથી જરાક જ વધારે,' તેણે હળવે રહીને કહ્યું. 'એની ફિકર ન કરશો!'

'ફિકર નથી કરતો. આજે કયો વાર છે તે કહો.'

'આજે કયો વાર? આજે તો રવિવાર છે.'

'રવિવાર! હા — પણ કઈ તારીખ?'

મેરી સહેજ હસી ને ડોસાનો હાથ પંપાળવા લાગી.

'એ બધી ચિન્તા શું કામ કરો છો? એનો વિચાર જ કરવા જેવો નથી.'

'કરવા જેવો છે.' — ડેવીડના અવાજમાં જરા ચીડનો ભાવ આવી ગયો — 'હું જાણું છું આ જુલાઈ મહિનો છે તે, પણ જુલાઈની કઈ તારીખ?'

મેરી ફરી હસી, ને બોલી: 'આ જુલાઈ મહિનો નથી.'

'જુલાઈ નથી?'

'ના, ઑગસ્ટ પણ નથી.'

ડેવીડ ઉસીકાને ટેકે જરા ઊંચો થયો, ને આશ્ચર્યથી સડક થતો મેરી સામે જોઈ રહ્યો.

'જુલાઈ નથી? ઑગસ્ટ પણ નથી? ત્યારે — !'

મેરીએ તેનો હાથ પોતાની સુંવાળી ને હૂંફાળી હથેળીઓ વચ્ચે લીધો, ને તેને પંપાળવા લાગી.

'જુલાઈ નથી, તેમ ઑગસ્ટ પણ નથી!' તે ફરી બોલી, ને ડેવીડ જાણે કજિયો કરતું બાળક હોય તેમ તેની સામે જોઈ ને

ડોકું હલાવવા લાગી — 'આ તો સપ્ટેંબરનું બીજું અઠવાડિયું છે. સમજ્યા?'

ડેવીડની આંખો ચકળવકળ થવા લાગી. તે સ્તબ્ધ થઈ ગયો.

'પણ શી રીતે —' તે ગગણ્યો.

પછી એકાએક મેરીએ પકડેલા હાથથી તેના બંને હાથ ઝાલી લીધા, ને બોલ્યો:

'તમે શું એમ કહેવા માગો છો કે હું આટલો બધો વખત માંદો — ને તમારા પર બોજારૂપ—હતો?'

'આટલો બધો વખત માંદા હતા, એ સાચું, પણ બોજારૂપ નહોતા. એવો વિચાર જ મનમાં ન લાવશો. તમે મને ઘણો આનન્દ આપ્યો છે!' બોલતાં બોલતાં તેની ભૂરી આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં. પણ તેણે તરત જ મન પર કાબુ મેળવ્યો, ને આંસુને પાછાં ઠેલ્યાં. ખરેખાત કહું છું.'

ડેવીડ તેનો હાથ છોડી દઈ ઉસીકાં પર પાછો પડયો, ને તેના મોંમાંથી ઊંહકારો નીકળવા જતો હતો તેને દબાવી દીધો.

'આનન્દ!' તે ગગણ્યો. 'મેં!' તેનાં ભવાં ચડયાં; ને વેપારીઓ પણ જોઈને બી જતા એવી એની તીણી નજર મેરી સામે નાખી. 'મેરી ડીન! જે વાત સાચી નથી ને હોઈ શકે નહીં તે મારી આગળ ન કરશો. માંદો માણસ — ને ઘરડો માણસ — કોઈને આનન્દ આપી ન શકે. એ તો સાવ કંટાળો જ આપે ને ઉપાધિ જ કરાવે; ને એ જેટલો જલદી મરી જાય એટલું સારું!'

મેરીની આંખોમાં મૃદુ હાસ્યની છાયા હજુ તરવરતી હતી.

'આહા! તમે આમ બોલો છો કેમકે તમને હજુ શક્તિ આવી નથી, ને તેથી ચીડ ચડી જાય છે ને ચિન્તા થાય છે. હવે થોડા દહાડામાં તો સાવ સાજા થઈ જશો —'

'હવે થોડા દહાડામાં!' ડેવીડ વચ્ચે જ બોલી ઊઠયો. 'ના! ના! એ નહીં બને. મારે ઊઠીને ચાલવા માંડવું જોઈએ.

મારાથી હવે વધારે અહીં રહેવાય નહીં. આટલું રહ્યો એ જ અઘટિત હતું. '

મેરીના મોં પર ચિન્તાની આછી છાયા ફરી વળી, પણ તે બોલી નહીં. ડેવીડ એને તાકીને જોઈ રહ્યો.

' મારું મગજ ખસી ગયેલું, નહીં ? ' તેણે પૂછ્યું. ' ઘણી નકામી લવરી કરી હશે. ખરું ને ! '

' હા — કેટલીકવાર — પણ દરદ બહુ થતું ત્યારે જ.'

' મેં શું શું કહેલું ? '

મેરી પળવાર અચકાઈ, એટલે ડેવીડ અધીરો થઈ ગયો. ' ચાલો, ચાલો ! ' તેણે ચિડાઈને કહ્યું. ' મેં શું શું કહેલું ? '

મેરી સરળ ભાવે તેની સામે જોઈ રહી. ' તમે મોટે ભાગે જિપ્સી ટૉમની વાતો કરેલી. એ માણસ આ ભાગમાં બહુ જાણીતો હતો. એના છોકરાને મોટર નીચે ચગદી નાખનાર એક ઉમરાવનું તેણે ખૂન કર્યું. '

' મેં એ નજરોનજર જોયેલું.'

' હેં ! ' કહેતાં મેરી ચમકી ઊઠી. પછી બે જણે કેટલીકવાર ટૉમની જ વાતો કરી.

' મને સનેપાત થઈ આવતો ત્યારે હું એકલા ટૉમની જ લવરી કરતો ? કહો તો મને,' ડેવીડે પૂછ્યું.

' એ એક જ માણસનું નામ તમે દેતા. પણ પૈસાને માટે બૂમાબૂમ ઘણી કરતા.'

' હું પૈસા માટે બૂમાબૂમ કરતો ? '

' હા. ઘણીવાર તમે રાતે ચીસો પાડતા, " પૈસા ! પૈસા ! " હું ઝબકીને જાગી જતી. તમને પૈસાની જરૂર બહુ હોવી જોઈએ ! '

' મારી પેલી કાગળોવાળી બંડી ક્યાં છે ? '

' તમે આવ્યા તે રાતે જ્યાં મૂકેલી ત્યાંની ત્યાં જ છે. હું એને અડી નથી. એ કબાટ અહીં તમારા ખાટલા પાસે જ છે. તમને

યાદ નથી તમે મને એની ચાવી મારી પાસે રાખવાનું કહેલું તે?'

ડેવીડે એકાએક હસીને મેરી સામે જોયું.

'પાડ તમારો. તમે મારા પર બહુ હેત બતાવ્યું, મેરી. પણ હું સાજો થઈશ એટલે કંઈક કામ કરીને તમારું બધું દેવું વાળી દઈશ. તમારે મને એટલું કામ કરવા જ દેવું પડશે!'

'કામ કરવા દેવું જ પડશે? ભલે, મને એનો વાંધો નથી. પણ પળવાર પર તો તમે કહેતા હતા કે તમે ઊઠીને ફરી ચાલતા નીકળી પડવાના છો. હવે તમારે મારે માટે કામ કરવું હોય, તો અહીં રહેવું જોઈએ.'

'ગમે તેમ કરીને તમારું દેવું ભરાઈ રહે ત્યાં સુધી હું રહીશ. હું ઘરડો તો છું, પણ હજુ મારાથી થોડું કામ થઈ શકે એમ છે.'

'જરૂર થઈ શકશે! કરજો ને, ના કોણ કહે છે? પણ હવે જરા આરામ લો, ને ચીડ ન કરશો!'

મેરી એને મૂકી ચાર્લીને લેવા ગઈ. રોજ બપોરે ડેવીડને ચા પાયા પછી, તેને જરા રમૂજ કરાવવા ચાર્લીને લઈ આવતી. ચાર્લી આવીને ખાટલા પર ને જમીન પર કૂદાકૂદ કરી મૂકતો. તેને અહીં બહુ જ ગોઠી ગયું હતું. મેરી જ્યાં જ્યાં જાય ત્યાં બધે તેની પાછળ પાછળ જતો. એના રૂપની ખ્યાતિ આખા ગામમાં ફેલાઈ હતી. એટલે ઘણાં છોકરા છોકરીઓ ડરતાં ડરતાં આવી, એને જોવા બારીમાંથી ડોકિયાં કરતાં. આવો નાનો ને રૂપાળો કૂતરો ગામના લોકે કદી જોયો નહોતો.

થોડા દહાડા બીજા ગયા, ને સપ્ટેંબર પૂરો થવા આવ્યો. પછી એક દિવસ મેરીએ ડેવીડને ઊઠવાની, ને થોડા કલાક રસોડામાં આરામખુરસીમાં બેસવાની, રજા આપી. સવારના નાસ્તાની જોડે આ ખબર લાવીને તેણે કહ્યું:

'હું તમને બાપુવાળો ઝભ્ભો પહેરાવીશ, એટલે તમને હૂંફ રહેશે ને ઠંડી નહીં લાગે. આઠેક દહાડામાં તો તમને વધારે શક્તિ

આવશે, એટલે તમે પોતાની મેળે કપડાં પહેરી શકશો ને મારી જરૂર જરાયે નહીં રહે.'

આ શબ્દો ડેવીડના કાનને વિચિત્ર લાગ્યા. 'એની જરૂર જરાયે નહીં રહે!' એ તો અવનવી વાત ગણાય — લગભગ અશક્ય જ કહોને. તે પથારીમાં સૂતો હતો. મધ્યાહ્નને ટાઢ ઓછામાં ઓછી હોય ત્યારે જ ઊઠવાની રજા મળી હતી. તે પડ્યે પડ્યે પોતાની સ્થિતિ વિષે વિચાર કરવા લાગ્યો. શુદ્ધ, નિઃસ્વાર્થ, નિષ્કામ પ્રેમ વિષેનું તેનું જે સ્વપ્નું હતું તે સાચું પડવાની અણી પર આવેલું દેખાયું. છતાં હજુ વધારેપડતી આશા રાખતાં તે ડરતો હતો. આ કદાચ તેનો ભ્રમ હોય, ને તે ભાંગે તો? એવી ફડક તેને રહ્યાં જ કરતી હતી. અત્યારના જીવનમાં તેને જે મીઠાશ અને લહેજત મળતી હતી તેવી તેણે જીવનમાં કદી અનુભવી નહોતી. આટલાં દિવસ ને રાત, તેની માંદગીમાં ને સન્નિપાતમાં, જે દેવીએ અખંડ જાગૃતિ રાખીને તેની શુશ્રૂષા કરી હતી તેની મુખમુદ્રા પર દેખાતી સરળતા ને તેનું શાન્ત સૌન્દર્ય એનો જ તે વિચાર કરવા લાગ્યો. આ રંક સ્ત્રીની હાલચાલમાં જે શાન્તિ, જે નીરવતા, જે લાલિત્ય હતાં તેનું તે નિરીક્ષણ કરવા લાગ્યો. એના સ્વભાવમાં કેટલી કુમાશ, કેટલી કોમળતા હતી! એના અવાજમાં કેટલી મધુરતા હતી! એના એકેએક કામમાં કેટલું ગૌરવ, ને મનની કેટલી નિર્મળતા, દેખાઈ આવતાં હતાં! આ બધાના વિચારોમાં તે ગરકાવ થઈ ગયો.

## ૧૬. દીકરી મળી

તેના સૂવાના ઓરડા ને રસોડા વચ્ચેનું બારણું મેરીએ જાણી-જોઈને ઉઘાડું રાખ્યું હતું, જેથી હવા છૂટથી આવી શકે. તે રસોડામાં કપડાંને ઈસ્ત્રી કરતી હતી. તેના ભરાવદાર વાળ પર સૂરજનું કિરણ પડવાથી ચકચકાટ થતો હતો, તે ડેવીડ જોઇ રહ્યો હતો. એટલામાં મેરીની સાથે કોઈ વાત કરતું સંભળાયું. કોઈ સ્ત્રી જ હોવી જોઇએ એમ લાગ્યું. એનો સાદ મોટો હતો; જાણે વઢતી હોય એવું જ લાગે.

'તમારે જે કહેવું હોય તે કહો, બહેન. પણ જુઓને આ પળે જ તમારા ઈસ્ત્રી કરવાના ધાબળા નીચે કરોળિયો ફરે છે. એ અપશુકન કહેવાય. ઈસ્ત્રી ગમે તેટલી મહેનતથી કરશો તોયે સારી નહીં થાય. સવારે કરોળિયો દેખાય તો અપશુકન. પણ રાતે દેખાય તો સારા શુકન કહેવાય, ને કામ ફતેહ થાય.'

મેરી હસી પડી, ને બોલીઃ 'બાપડો કરોળિયો શું કરે, મીસીસ ટ્વીટ? ભલેને ધાબળા પર ચડતો. હું તો સવારે કેટલાયે કરોળિયા જોઉં છું, પણ મને કશુંયે થતું નથી. સવારે વહેલાં બગીચામાં જઇએ, તો કરોળિયા તો દેખાય જ.'

'સાચું, બા, સાચું!' મિસિસ ટ્વીટે જોરથી નિસાસો મૂક્યો. 'કરોળિયા તો દુનિયામાં હોય. આ મોસમમાં વધારે હોય. પણ આપણને દેખાય જ એવું નથી. પણ એ તો કંઈ માઠું થવાનું હોય ત્યારે જ મૂઆ ક્યાંકથી આવે, ને આપણી નજરે ચડે. એમ જ આ તમારા ધાબળા પરનો કરોળિયો મારે જોવો નહોતો તોયે દેખાઇ ગયો.'

'પણ,' મેરીએ મીઠાશથી કહ્યું. 'કરોળિયાના અપશુકન તમને

ન નડે એટલે બસ છે. મારી તો મને ફિકર નથી—ખરેખાત નથી !'

'ખાડો હોય ને જોયા વિના પગ મૂકીએ તો પગ ભાંગે હોં કે. આપણે તો કહી છૂટીએ. તમારા બાપુના પેલા ભાઈબંધ કેમ છે?'

'બહુ સારા છે. હવે બીક જેવું નથી. આજે તો ખાટલામાંથી નીચે ઊતરવાના છે.'

'ડેવીડ નામ છે, નહીં ? તમારા બાપુને ભગવાને જીવતા રાખ્યા હોત તો આજે હોત એના કરતાં તો આ ઘરડા છે.'

'બાપુ મરી ગયા ત્યારે હતા તેના કરતાં સહેજ જ મોટા છે. પણ મનની ઉપાધિ ને તેમાં પાછી આ માંદગી, તેને લીધે એવા લાગે છે. બહુ જ ભલા ને હેતાળ છે. મેં આટલા દિવસ ચાકરી કરી તેથી કે કેમ, કોણ જાણે મને ખરેખર એમના પર બહુ વહાલ આવે છે.'

મિસિસ ટ્વીટ જરા હસી.

'તમે એકલાં ખરાંને. વર નહીં કે છોકરાં નહીં. એટલે એવું લાગે. વળી આ તો તમારા બાપુના ભાઈબંધ રહ્યા, એટલે એમની ચાકરી કરવાની હોંશ થાય. પણ તમારી જગાએ હું હોઉં તો આવો ભાર માથે ન લઉં. તમે ભલાં, ને તમારું કામ ભલું.'

મેરી ચૂપ રહી.

'તમારા બાપુને એ ઓળખતા હતા એમ કહે છે એ બધું તો ઠીક છે,' મિસિસ ટ્વીટે આમળ ચલાવ્યું. 'પણ એ વાત કદાચ સાચી નયે હોય. ભગવાન જાણે કોક બદમાસ ન હોય, કે કાળાં કામ કરીકરીને ઘરડો થઈ ગયો ન હોય. આજે તો શરીરમાં જોર નથી, એટલે તમે જે કંઈ આપો છો તે લે છે. પણ જોર આવશે એટલે કોક દહાડો છરો લઈને તમારું ગળું કાપી નાખશે. રખડુ માણસનો ભરોસો શો ? તે દહાડે વાવાઝોડું થયું, ને તમે ટેકરી પરથી એને લઈ આવ્યાં ને, તે રાતે હું મારા ઘરમાં દરિયા તરફના બારણામાં બેઠી હતી, ને પાણીનાં મોજાં ઊછળતાં જોતી હતી. બચ્ચું

માને માટે રડે એમ પવન રડતો હતો. મારું કહ્યું ખરું માનશો? પણ તે જ વખતે દરિયા પરથી ઊડતું ઊડતું આવીને એક પંખી મારી સામે જ એક પથરા પર ધબ દઈને પડ્યું! મને થઈ ગયું—ઓય મા! પરણ્યે ત્રીસ વરસ થયાં ત્યારથી આ ગામમાં રહું છું, ને આવું તો કોઈ પંખીએ મને કર્યું નથી. વરસાદથી ભીંજાયેલું એ તો પડી રહ્યું. એટલામાં મારા વર લથડપથડ કરતા બહાર આવ્યા, ને કહેવા લાગ્યા: "બાપડું પંખી! ભૂખ્યું છે, નહીં?" કરીને એમણે માણસને થાય એટલું ખાવાનું એને નાખ્યું. પંખી તે બધું હોઈયાં કરી ગયું. ને પછી—'

'પછી?'

'પછી—અરે, પછી ઊડી ગયું. પણ પંખીએ મારી સામે જે નજર નાખી એથી હું તો છળી જ ગઈ. બીજે દહાડે મેં સાંભળ્યું કે તમારા બાપુના ભાઈબંધ ભમતા ભમતા આવતા હતા તે તમને જડ્યા, ને તમે એને ઘેર લઈ આવ્યાં. મેં કહ્યું: જોયું? કાલે પેલું પંખી આવેલું એના અપશુકન થયા તેનું આ ફળ! ગામમાં એક નવો માણસ આવ્યો! એને ખવડાવનારનું એ કશું ભલું કરવાનો નથી!'

મેરીનું હાસ્ય ઘંટડીઓના અવાજ જેવું ગાજી ઊઠ્યું. 'મિસિસ ટ્વીટ!' તેણે કહ્યું. 'હું તો જાણું છું તમે કેવાં ભલાં ને માયાળુ છો તે. પણ તમારે મારે વિષે કશો ડર રાખવાની જરૂર નથી. પેલા બિચારા પંખીએ કશું બૂરું કર્યું નથી. ને મારી તો ખાતરી છે કે બિચારા ડેવીડ ડોસા મને કદી ઇજા કરવાના નથી.—' તેના મોંમાંથી એકાએક આશ્ચર્યનો ઉદ્ગાર નીકળી ગયો, 'અરે, હું તો ભૂલી જ ગઈ. એમના ઓરડાનું બારણું તો ઉઘાડું જ પડ્યું છે. આપણી બધી વાત એમણે સાંભળી હશે.'

તે ઉતાવળે ઊઠીને જોડેના ઓરડામાં ગઈ, પણ ડેવીડે આંખ મીંચી ઊંઘતા હોવાનો ડોળ કર્યો, એટલે તે પાછી ગઈ ને બારણું

વાસતી ગઈ. પણ ડેવીડે જેટલું સાંભળ્યું હતું તે પરથી તેને પરિસ્થિતિ પૂરેપૂરી સમજાઈ હતી. 'કેવું દયાળુ હૃદય! કેવો સૌમ્ય આત્મા!' તેને થયું. 'વળી એણે કહ્યું કે "મને એમના પર ખરેખર બહુ વહાલ આવે છે." મારા જેવા ગરીબ, ઘરડા, નકામા માણસ પર વહાલ કોને આવે?'

છતાં આ શબ્દોમાંથી તેને જે આશા મળી તેણે જીવનમાં નવું બળ રેડ્યું. બપોરે મેરી આવી એને ટેકો આપી ઉઠાડીને રસોડામાં લઈ ગઈ. એનાં અંગોમાં હજુ કળતર થતું હતું, ને નબળાઈ ઘણી જ હતી. થોડાંક ડગલાં ચાલવાનું હતું તે તો જાણે એક માઈલ જેવું લાગ્યું. છેવટે આરામખુરસીમાં બેસતાં તેણે કહ્યું: 'હું હાડકાંનો જીરણ માળો થઈ ગયો છું. મને પોતાને કે બીજા કોઈને કશા કામનો નથી રહ્યો. મને ઊભરે નાખી મૂકોને!'

જવાબમાં મેરીએ ગરમાગરમ કાંજીનો પ્યાલો આપ્યો ને કહ્યું: 'એકેએક ટીપું પી જવાનું છે હોં!' તેણે મેરીની આજ્ઞા માની, પ્યાલો પાછો આપતાં કહ્યું:

'ત્યારે હું તમારા બાપુનો ભાઈબંધ છું, એમ ને, મેરી?'

'તમે એટલા બધા માંદા હતા! મને બીક હતી કે કદાચ તમે મરી જશો. ગામમાં બર્ન્સ કરીને એક જ ડાક્ટર છે, તેમને મારે બોલાવવા પડ્યા. તમારી કંઈક ઓળખાણ તો એમને આપવી જ જોઈએ. મેં કહી એ વાત સાવ સાચી નહોતી એ ખરું. મેં મન સાથે વિચાર કર્યો—બાપુ જીવતા હોત તો તમારે માટે બનતું બધું કરી છૂટત, ને પછી તમે એમના ભાઈબંધ થાત—થયા વિના તમારાથી રહેવાત જ નહીં.'

ડેવીડ એની સ્વચ્છ, પારદર્શક ચામડી જોઈ રહ્યો હતો. તેને થતું હતું મેરીના સ્વચ્છ, પારદર્શક મનનું પ્રતિબિંબ તેના શરીરમાં પણ કેવું પડી રહ્યું છે!

'તમારા બાપુ શું કરતા, મેરી?'

'બાગાયતનું ને ફૂલઝાડ ઉછેરવાનું. એકવાર પ્રદર્શનમાં એમણે ઉછેરેલા રાતા ગુલાબ માટે એમને ઇનામ મળ્યું, ત્યારે બહુ જ રાજી થઇ ગયા, ને આ છબિ પડાવી. એમને ફૂલ બહુ ગમતાં. ત્યારે અમે બાર્નસ્ટેપલમાં રહેતાં. ત્યાં ફૂલો વિષે લોકો તરેહવાર માગણીઓ કરવા લાગ્યા તેને બાપુથી પહોંચી શકાયું નહીં. એટલે અમે ત્યાંનાં ઘરબાર વેચીસાટીને અહીં આવ્યાં, ને આ ઝૂંપડી લીધી. અહીં આસપાસના મુલકનાં પૈસાદાર કુટુંબોમાં ફૂલ પહોંચાડવાનું કામ બાપુ કરતા. એ ધંધો ઝાઝો નહોતો. પણ મને સીવણ આવડતું; ને પછી ધીરે ધીરે કોર દુરસ્ત કરવાનું ને સ્ત્રીઓના મલમલના ઝભ્ભા તૈયાર કરવાનું કામ મને મળવા લાગ્યું. એમ અમે બે જણ થઇને અમારા નિર્વાહ પૂરતું મેળવી લેતાં—તેઓ મરી ગયા ત્યાં સુધી!' તેની જીભ જરા વાર અચકાઇ ગઇ. પછી તેણે કહ્યું: 'ત્યારથી હું અહીં એકલી રહું છું.'

'ને તમારી બાનું શું?'

મેરીની આંખોમાં ચિન્તા ને ગમગીનીનો ભાવ આવી ગયો.

'હું દસ વરસની હતી ત્યારે જ બા ચાલી ગઈ. હું બહુ નાની હતી, પણ બા મને આબેહૂબ યાદ છે. બા રૂપાળી હતી— બહુ જ રૂપાળી! એના વાળ સૂરજના જેવા સોનેરી હતા, ને આંખો દરિયાના જેવી ભૂરી હતી. બાપુ એને ખરેખર પૂજતા. એ મરી ગઇ છે એમ તો કદી કહેતા જ નહીં. એમને મન તો એ હંમેશાં જીવતી હતી— ને જીવતી હતી પણ ખરી. સાચો પ્રેમ જો બે આત્માઓને ભેગા રાખી શકતો હોય, તો એ જીવતી હતી એમાં શંકા નથી.'

ડેવીડ કંઇ બોલ્યો નહીં.

'તમને થાક લાગ્યો શું? મને લાગે છે હું બહુ બોલ બોલ કરું છું.'

'ના — ના! તમને બોલતાં સાંભળવાં મને બહુ ગમે છે, મેરી! તમે મારા પર એટલો બધો ઉપકાર કર્યો છે કે તમારો પૂરો

ઇતિહાસ જાણવાનું મને મન થાય છે, પણ તમને કશા સવાલ પૂછવાનો મને હક નથી. હું સાવ પાકું પાન છું, ગરીબ છું. મને લાગે છે તમે મારી જે સેવા કરી છે તેનો બદલો વાળવાને મારાથી કશું નહીં બની શકે. મને વાંચતાં, લખતાં, ને હિસાબ રાખતાં સારું આવડતું. પણ હવે આંખે ઝાંખ વળે છે, ને હાથ ધ્રૂજે છે. એટલે એ કામ થાય એવું રહ્યું નથી. પણ મારાથી જે કંઈ થઈ શકે તે મારામાં જરા શક્તિ આવે એટલે હું જરૂર કરીશ — એની તમે ખાતરી રાખજો.'

મેરી તેના તરફ નમી, ને જરા હસી.

'હું તમને ટોપલા બનાવતાં શીખવીશ. કેમ, શીખવું ને?'

'એ કામ મને આવડે તો મારાથી તમને કંઈ મદદ કરી શકાશે?'

'હા, જરૂર! બહુ જ મદદ. મને ને તમને બંનેને.' આ ડોસાથી થઈ શકે એવું સહેલું કામ સૂઝયું એનો એને એટલો બધો આનન્દ થઈ આવ્યો કે એનાથી તાળી પડાઈ ગઈ. 'ટોપલા બનાવવાના કામમાં અહીં સારા પૈસા મળે છે. ખેડૂતોને ફળ માટે, ને માછીઓને માછલી માટે, ટોપલાની જરૂર પડે છે. વળી કામ પણ સહેલું છે. તમારામાં જરા વધારે શક્તિ આવે એટલે શરૂ કરજો.'

'તમે મારે માટે જે ખરચ કર્યું છે તે બધું વાળી દઉં એટલું કમાવાની મને ઇચ્છા છે ખરી. પણ તમારી ધીરજ, ને તમારી ભલાઈ — એનો બદલો તો મારાથી કદી વાળી શકાવાનો નથી. એ દૈવી વસ્તુ છે! એની કિંમત પૈસાથી આંકી શકાય એવી નથી.'

તે ગળગળો થઈ ગયો, ને તેણે આંખો પર હાથ ઢાંકી દીધા. મેરી જાણે એની સામે જોતી જ ન હોય એમ કરી, કાગળના એક પડીકામાંથી જરીની જૂની કોર કાઢી પોતાનું કામ કરવા લાગી.

ડેવીડ એને કામ કરતી નિહાળીને જોઈ રહ્યો. તેના મનમાં પળવાર પર તો એમ થઈ આવ્યું હતું કે એ મારી દીકરી હોય એમ હાથ લાંબા કરીને એને મારે પડખે બોલાવું, એને માથે હાથ મૂકી

આશિષ આપું, અને એને કહું કે 'મને હવે જિંદગીભર તારી સાથે રહેવા દે. હવે મારે ઝાઝો કાળ આ દુનિયામાં કાઢવાનો નથી.' પણ એ મેરીનો સ્વભાવ સારી પેઠે જાણતો હતો. એટલે તેને ખબર હતી કે હું જો છતો થઈ જાઉં ને એને કહું કે હું કોણ છું, તો મને ચોવીસ કલાક પણ આ ઘરમાં રહેવા નહીં દે. એની સરળ આંખોથી મારી સામે જોશે, ને મેં એને છેતરી તે માટે ખેદ દર્શાવશે. મારી પાસેથી ખરચનો તો પૈસો પણ નહીં લે. ઊલટું એની રીતભાત બદલાઈ જશે. એની વાણી બદલાશે, ને હું એને ગુમાવી બેસીશ — છેક જ ગુમાવી બેસીશ. એને ગુમાવી બેસવાથી પોતાના જીવન પર શી અસર થાય એનો વિચાર કરતાં તેનું હૈયું ધ્રૂજી ઊઠયું. એટલે તેણે પ્રયત્ન કરીને આ વિચારો દાબી દીધા, ને મોઢું મલકાવ્યું. મિસિસ ટ્વીટ જોડે મેરીને થયેલી વાત પોતે સાંભળી હતી તે કહ્યું; ને એણે સૂવાનો ડોળ કરેલો એ માટે મેરીએ એને મીઠો ઠપકો આપ્યો. પછી કહે:

'હવે તમને સારું લાગે છે. તમારી આંખમાં નવું તેજ દેખાય છે. મને લાગે છે તમે સાજા હશો ત્યારે બહુ આનંદ કરતા હશો.'

'મારો વખત હતો ત્યારે મેં આનંદમાં રહેવાનો પ્રયત્ન કરેલો ખરો; જોકે આનંદમાં રહેવા જેવું મારે ઝાઝું હતું નહીં.'

'તેમાં શું થઈ ગયું? બાપુ કહેતા કે આપણને ભગવાને ભલે થોડું તો થોડું પણ જે કંઈ આપ્યું હોય તેને માટે એનો પાડ માનવો, ને તે ઘણું છે એમ ગણવું. જિંદગીમાં બધું સુખ જ હોય ત્યારે તો આનન્દમાં રહેવું સહેલું છે. પણ દુઃખનો આખો વગડો હોય ને તેમાં સુખની એકાદ મીઠી વીરડી હોય, તો એટલા સુખને માટે પણ પ્રભુનો પાડ માનવો જોઈએ. હું પોતે તો એમ સમજું છું.'

'આ ફિલસૂફી તમે ક્યાં શીખ્યાં, મેરી? તમને વિચાર કરતાં કોણે શીખવ્યું?'

'વિચાર કરતાં કોણે શીખવ્યું? કોણ જાણે. વિચાર મને કુદરતી રીતે આવે છે. હું જેને કેળવાયેલી કહે એવી નથી.'

'કેળવાયેલાં નથી ?'

'ના. હું નિશાળમાં ઝાઝું ભણી નહોતી. લેસન પોપટની પેઠે મોઢે બોલી જવું પડે ત્યાં સુધી જ મારા મગજમાં રહેતું. શિક્ષકો એવા મન્દ બુદ્ધિના ને કલ્પના વિનાના કે મને કશું સમજાવવાને એમણે કદી મહેનત લીધેલી જ નહીં. હવે વિચાર કરતાં મને લાગે છે કે સમજાવવાની એમની શક્તિ જ નહોતી. એમને પોતાને જ શિક્ષણની જરૂર હતી. ગમે તેમ પણ નિશાળમાં ભણેલું બધું હું ભૂલી ગઈ. વાંચતાં લખતાં ને હિસાબ કરતાં આવડયું એટલું જ. પછી બધું બાપુ પાસે ફરી શીખી. બાપુ રોજ રાતે મારી પાસે વંચાવતા — જાતજાતની ચોપડીઓ.'

'તમારા ગામમાં મફત પુસ્તકાલય હતું શું ?'

'કોણ જાણે. મેં કદી પૂછયું નહોતું. બાપુને એમ ચોપડીઓ લાવવાનો અણગમો હતો. એમણે બચેલા પૈસા નાખવાની એક પેટી રાખેલી. તેને 'પુસ્તકપેટી' કહેતા. એકાદ પેની પણ બચે તો પેટીમાં નાખી દે. થોડા શિલિંગ ભેગા થાય એટલે શિષ્ટ સાહિત્યની ચોપડીઓ ખરીદી લાવે. એમ કરતાં કરતાં અમારી પાસે શેક્સપિયર ને કાર્લાઇલ, ઇમિર્સન, સ્કોટ, ને ડીકન્સ, તેમજ લગભગ બધા અંગ્રેજી કવિઓના ગ્રન્થો ભેગા થયા. તમે દીવાનખાનામાં જશો ત્યારે ત્યાં આખું એક કબાટ પુસ્તકોથી ભરેલું જોશો. મફત પુસ્તકાલયમાં તો આપણો વારો આવે ત્યારે ચોપડી મળે; ત્યાં સુધી રાહ જોવી પડે. એના કરતાં આ સારું. શેક્સપિયરનાં બધાં નાટકો મેં કંઈ નહીં તો વીસેકવાર તો વાંચ્યાં હશે.'

એટલામાં બગીચાનો આગળો ખખડયો, એટલે એ તરફ નજર નાખીને કહેઃ 'લો, આ મિ. બન્સ તમને જોવા આવ્યા.'

બન્સે આવીને ખબરઅંતર પૂછી. ડેવીડે માંદગીમાં આ માણસની આકૃતિ ઝાંખી ઝાંખી તો ઘણીવાર જોયેલી એ એને યાદ આવ્યું. માણસ ઠીંગણો, ખડતલ, પાતળો, દાઢીમૂછ વિનાનો, મોટી

ભમરો ને હસમુખા ચહેરાવાળો હતો. આંખો ઊંડી ઊતરી ગયા જેવી લાગતી હતી, છતાં તેમાં કોમળતાનો ભાવ સ્પષ્ટ દેખાતો હતો. તેણે ડેવીડને ભલામણ કરી કે 'હજુ બહુ ચાલવું નહીં. હૃદય નબળું છે, એટલે તેને શ્રમ ન આપવો. હવે તો સાજા થાઓ ત્યાં સુધી તમારા મિત્રની આ દીકરીને ઘેર જ રહેજો.'

આ માણસ પણ કેટલો નિઃસ્વાર્થ છે એ નાણી જોવાનું ડેવીડને મન થઈ આવ્યું. તે બોલ્યો: 'પણ, ડાકટર, મારાથી એને માથે બોજારૂપ ન થવાય. મારી પાસે પૈસા તો છે નહીં. તમે મારી આટલી કાળજી રાખી એને માટે મારાથી પૈસા અપાય એવા નથી. તમે મારે માટે જે કંઈ કરો છો તેને માટે કંઈ મળવાનું નથી—ખરેખર કશું નહીં. એ સમજો છો ને?'

એના અવાજમાં કડકાઈનો ભાવ આવી ગયો. બન્સે શાન્તિથી કહ્યું:

'જુઓ, તમે પાછા ચિન્તા કરવા લાગ્યા. જે વાત નથી તે તમે મનથી માની લીધી. તમને થાય છે કે બન્સ એનું બિલ મોકલી આપવાનો છે. બિલ આવે ત્યાં સુધી વાટ તો જોવી જોઇએ ને, નહીં, મેરીબહેન?' તે હસ્યો, ને મેરીએ સહેજ હસી તેના કહેવામાં સંમતિનો સૂર પુરાવ્યો. 'બન્સના બિલની રાહ જુઓ, તેમ મેરીબહેનના બિલની પણ રાહ જોજો. ત્યાં સુધી જીવને ધારણ રાખો.'

પળવાર કોઇ બોલ્યું નહીં. ડેવીડને લાગ્યું હમણાં આંખમાંથી આંસુ સરી પડશે. તેના મનમાં ઘણુંયે થઈ આવ્યું કે આ બે સરળ નિઃસ્વાર્થ જીવો આગળ મારો બધો ઇતિહાસ ઠાલવી દઉં, ને એમને કહું કે 'હું પૈસાદાર છું. તમને સ્વપ્ને પણ કલ્પના ન આવે એટલો પૈસાદાર. તમને જીવનમાં સન્તોષ છે, ને હલકાંફૂલ થઈને ફરો છો, તેને બદલે સોનાના ભારથી તમને દબાવી દેવા જેટલું ધન મારી પાસે છે.' છતાં તેને એટલી ખબર હતી કે 'જો આ વાત

કહીશ ને હું કોણ છું તે કહી દઈશ, તો અત્યારે જે મિત્રતામાં મીઠાશ છે ને સ્વાર્થનો છાંટો નથી તેમાં કડવાશ આવી જશે, ને હું મિત્રતા ખોઇ બેસીશ.' તેણે જિંદગીમાં કેટલીકવાર જે વિચારો કરેલા તેને માટે તેને પસ્તાવો થવા લાગ્યો, ને પોતાને વિષે તિરસ્કાર છૂટયો. તેણે ઘણીવાર ધારેલું કે પૈસા આપીને દુનિયાની ગમે તે ચીજ ખરીદી શકાય. રાજાઓ, સિંહાસનો, સરકારો પૈસાથી વેચાતાં લઈ શકાય એની તેની ખબર હતી, કેમકે તેણે એ અનુભવ લીધો હતો. પણ પ્રેમનું રત્ન તેને કોઈ બજારમાં જડયું નહોતું — ભગવાન જો પૈસાથી વેચાતો મળી શકે તો પ્રેમ વેચાતો મળે. તે મનમાં આ વિચારો કરી રહ્યો હતો ત્યાં બર્ન્સે નીચા વળી તેનો કરચલીવાળો પાતળો હાથ પકડયો, ને તેને હળવે રહીને થાબડયો.

'લો ત્યારે, હમણાં તો સાહેબજી! હવે તમારી તબિયત સુધરવા લાગી છે. કુદરત મદદ કરશે, ને શિયાળો બેસે તે પહેલાં તો તમને પૂરી શક્તિ આવી જશે.'

'મિ. બર્ન્સ! ભાઈ! ભગવાન તમારું ભલું કરે!' ડેવીડે કહ્યું.

## ૧૭. ગામડાના રંગ

હવે વખત શાન્તિથી પસાર થવા લાગ્યો. ડેવીડનું શરીર વળતું ગયું, ને તેને શક્તિ આવતી ગઈ. તે રોજ ધીરે ધીરે ચાલતો, ગામડામાં થઈ ને, ફરવા જવા લાગ્યો. આ વાર્તા પૂરતું આપણે એ ગામડાને વેરકુમ નામ આપીશું. ગામડું તે જેમ વધારે જોતો ગયો તેમ તેને વધારે ને વધારે ગમવા લાગ્યું. આસપાસ કુદરતનો જે દેખાવ હતો તે જોતાં તે ધરાતો નહીં. ગામડું તો સાવ નાનું હતું. ખડકોમાં એક મોટી ફાટ પડેલી તેમાં એક વહેળો હતો, ને તે પહાડનું પાણી લઈ જઇને દરિયામાં પહોંચાડતો. આ વહેળાની બે બાજુ ઘરોનાં બે ઝૂમખાં હતાં, એ જ ગામડું. પણ એના એકેએક ઘર પર, પાયાથી તે છાપરા સુધી, જાતજાતનાં ફૂલોની વેલો ચડાવેલી હતી, ને ઘર એ વેલો ને તેના પર ઊગેલાં ફૂલોથી ઢંકાઈ ગયેલાં હતાં. ગામની બધી ઝૂંપડીઓ સુંદર હતી, પણ ડેવીડની આંખને મેરીની ઝૂંપડી સૌથી સુન્દર લાગતી. તે ઊંચાણમાં આવેલી હોવાથી ત્યાંથી આખું ગામ દેખાતું. પાસે જ ટેકરી પર નાનું દેવળ હતું, ને તેનો એક નાનકડો મિનારો હતો. વેરકુમ ગામમાંથી સમુદ્ર બહુ જ વિશાળ અને ભવ્ય દેખાતો. તડકો હોય ત્યારે તો જાણે ભૂરા રંગનું અફાટ મેદાન હોય, તે જરા જરા કંપતું હોય, ને તેમાં ઠેરઠેર ફીણરૂપી ધોળાં ગુલાબ ઊંચે ચડી નીચે પડતાં હોય ને અલોપ થઈ જતાં હોય એમ લાગતું. પવન જોરમાં હોય ત્યારે જાણે રાક્ષસોની મોટી સેના રૂપેરી બખ્તર ને બરફ જેવા ઊજળા ટોપ પહેરીને કિનારા સામે ધસી આવતી હોય એવો દેખાવ થઇ રહેતો, ને એ ધસારાથી જે ઘુઘવાટ થતો તેના પડઘા માઇલો સુધી સંભળાતા.

ગામડામાં એક જ પાકો રસ્તો હતો, તેના પર ચાલતા છેક સમુદ્રના કાંઠા સુધી જવું એ ડેવીડની મોટામાં મોટી

મોજ હતી. થોડા જ વખતમાં તેને ગામનાં બધાં માણસ જોડે ઓળખાણ થઇ ગઈ. લોકો પણ તેને ઓળખી ગયા, ને તે ગામના જ રહીશ હોય એમ તેને 'ડેવીડકાકા' કહીને બોલાવવા લાગ્યા. ડેવીડની પળેપળ આનન્દમાં જતી હતી. નાનામાં નાનો બનાવ પણ તેને માટે તો નવો અનુભવ હતો. જુદાં જુદાં માણસો મળે તેમના સ્વભાવનું અવલોકન કરતાં તે થાકતો નહીં. સૌથી વધારે નિરીક્ષણ તો જે સ્ત્રીના ઘરમાં પોતાને આશરો મળેલો તેના સ્વભાવનું કરતો. કોઇ દીકરી પોતાના પિતા પ્રત્યે આથી વધારે હેત બતાવત નહીં. વળી હવે તે ધંધો—અથવા કહો કે હુન્નર—શીખવા લાગ્યો હતો; એમાં એને જેમ રસ પડતો તેમ રમૂજ પણ પડતી. જેણે પોતાની આંગળીના એક સ્પર્શ વડે મોટા મોટા ઉદ્યોગોનાં ચક્રો ચાલતાં કર્યાં હતાં તે હવે, શિખાઉના જેવી નમ્રતાથી, ટોપલા ટોપલી બનાવતાં શીખતો હતો; કામ કરવાને કદી ન ટેવાયેલા હાથને નવું શિક્ષણ આપતો હતો; ને આજ્ઞાધારક બાળકની પેઠે મેરીની બધી સૂચનાઓ સમજી તે પ્રમાણે કામ કરતો હતો. તેણે બનાવેલી પહેલી ટોપલી લઈ તે ગામમાં વેચી આવી. ઘેર આવીને કહ્યું કે 'ચાર પેન્સમાં વેચી છે,' જોકે વેચી તો બે જ પેન્સમાં હતી.

'પૈસા સારા ઊપજ્યા હોં!' તેણે મોઢું મલકાવતાં કહ્યું. 'પહેલી જ ટોપલીને માટે આટલા પૈસા ઘણીવાર મળતા નથી.'

'એ ચાર પેન્સ તમારા,' ડેવીડે હસતાં હસતાં કહ્યું. 'મારી બધી કમાણી તમારી પાસે રાખવાનો તમને હક છે.'

મેરીના મોં પર ગંભીરતાની છાયા દેખાઈ.

'તમે ઇચ્છો છો હું રાખું એમ?' તેણે પૂછ્યું. 'એટલે કે હું રાખું તો તમે રાજી થશો, કાકા? તમને વધારે સંતોષ થશે?'

'હા જરૂર—તમે જાણો છો, બહેન, હું કેટલો રાજી થાઉં તે!'

'ભલે ત્યારે. હું તમારે નામે જમા કરીશ આ પૈસા.'

ડેવીડ નીચો વળીને બીજી ટોપલી બનાવવા લાગ્યો.

એક દિવસ બન્સ આવ્યો તેની સાથે મેરી વિષે વાત નીકળી. બંને જણ મેરીની સ્તુતિ કરવા લાગ્યા.

'હા, એ પરણ્યાં હોત તો કેવું સારું થાત!' બન્સે ધીરે ધીરે, જાણે કંઈક વિચારમાં પડી ગયો હોય એવી રીતે કહ્યું. 'કોકનું ઘર સરસ શોભાવત, ને બચ્ચાંની કાળજી તો એથીયે સારી લેત. પણ ભગવાન તો સર્વજ્ઞ રહ્યો. એને એવી કંઈક અજબ ટેવ છે—હા, અજબ ટેવ જ કહેવી જોઈએ—કે પુરુષો સાધારણ રીતે ખરચાળ, ચંચળ મનની, ને ઓછી અક્કલવાળી સ્ત્રીઓને પસંદ કરે છે, ને સારી આવડતવાળી કુંવારી રહી જાય છે. પણ મેરીબહેનને આ સ્થિતિમાં સંતોષ છે એટલું સારું છે.'

'પણ એ હજુયે શું કામ ન પરણી શકે?'

બન્સે જોરથી ડોકાવું ધુણાવી ના પાડી. 'નારે, કાકા! એમને પાંત્રીસમું વરસ તો ચાલે છે. આધેડ ઉંમર થઈ ગણાય. એમની પાસે પૈસા હોય તો કદાચ કોઈ પરણે. સ્ત્રી ભરજુવાનીમાં હોય ત્યારે તે ગરીબ હોય તેની પરવા પુરુષો નથી કરતા. પણ જુવાની ન મળે ત્યારે પૈસાની આશા તો રાખે જ છે. હંમેશાં! વચલો રસ્તો જ ન મળે. મેરીબહેન બિચારીની પાસે પૈસા તો છે જ નહીં. અને હોય—માનો કે છે—તોયે એ પૈસા આપીને વર વેચાતો તો ન જ લે. નારે! એમનો પરણવાનો વખત ગયો.'

'છે તો રૂપાળી!' ડેવીડે શાન્તિથી કહ્યું.

'તમને એમ લાગે છે? અમે તો એમને જોવાને ટેવાઈ ગયા, એટલે અમારી નજર એ તરફ જતી નથી. પણ તમને લાગે છે, એટલે એ વાત સાચી હોવી જોઈએ.'

ડેવીડ ગામમાં સહુને જાણીતો થઈ ગયો હતો. ક્યારેક થાકતો તો જુવાનો એનો હાથ ઝાલી લેતા. છોકરાં પોતે ભેગાં કરેલાં ફૂલ કે છીપલાં લઈ ને એની પાસે દોડતાં. સ્ત્રીઓ ઘરનાં બારણાં ને બારીઓમાંથી એની સામે જોઈ આનન્દનું સ્મિત કરતી. છોકરીઓ

એને ' સાહેબજી ' કરતી. સહુ એને ' ડેવીડકાકા' કહીને બોલાવતું.

ગામને છેક છેડે વહેળાના બે ભાગ પડી ગયા હતા, ને તેના કાંઠા પર ઊંચો ખડક આવેલો હતો. ભરતી ચડે ત્યારે દરિયાનું પાણી અહીં આવતું, ને મોટા વાજાની પેઠે ધેરે રવે જાતજાતના સૂર કાઢતું. આ જગાએ જઇને બેસવાનું ડેવીડને બહુ ગમતું. દરિયાનો કાંઠો ત્યાં લગોલગ હતો. પાસે જ ગામનું છેલ્લું ઘર હતું, તેના પર ' એબલ ટ્વીટ ' ના નામનું પાટિયું હતું. ટ્વીટનો ધંધો સલાટનો હતો, ને તે કબર ઉપર મૂકવાના પથરા ઘડી આપતો. એના ઉપર કોતરવાને ક્યારેક કવિતાની એકાદ કડી પણ જોડી આપતો. પણ માણસ વાતોડિયો બહુ. ગામમાં એના જેટલી કોઈ બૈરીની જીભ પણ નહીં હાલતી હોય. ધીરે ધીરે વાત કરે, પણ ગામના દરેક માણસની વાત એ જાણતો હોય.

ટ્વીટ ને તેની ઘરવાળી બંનેની જોડે ડેવીડને સારી ઓળખાણ થઈ હતી. તેમને ઘેર જઈ ઘણીવાર તે વિસામો લેતો. ટ્વીટની બૈરી બહુ વહેમી. દહાડામાં જેટલા બનાવ બને એમાં એને કંઈક ને કંઈક સારા માઠા શુકન જ દેખાય. ટાંકણી ભોંય પર પડેલી દેખાઈ ને તરત ન ઉપાડી લીધી તો મહાઅપશુકન. બિલાડી છીંકે તો કે ગામમાં માંદગી આવવાની. અપશુકન નડે નહીં તે માટે કફનની પેટીનો એક નાનો ટુકડો હંમેશાં ગજવામાં રાખે. કોઈ શાપ દે તેનો એને બહુ ડર. કહે એક માણસ છે (પુરુષ કે સ્ત્રી એ કહેતી નહીં) તે દૂર દૂર ટેકરીઓ પર રહે છે, તેને પૈસા આપ્યા હોય તો તે એક લાકડીને મંતરે ને ભોંયમાં દાટી દે; જે માણસનું નામ દઈ ને મંતર મારે તે માણસ મરી જાય. પણ આ વહેમ બાદ કરતાં બાઈ ભલી, હેતાળ ને ખુશમિજાજ હતી. પતિપત્ની બંને ડેવીડ પર હેત રાખતાં.

એક દિવસ ડેવીડ એ લોકના બારણા આગળ પડેલા પાટિયા પર લાકડી મૂકીને કહે: ' આવો એકાદ પથરો તમારે મારે માટે થોડા વખતમાં તૈયાર કરવો પડશે. '

ટ્વીટ હસી પડ્યો. 'હા, કરીશ, કરીશ, તેણે હસતાં હસતાં કહ્યું. 'એના પૈસા પણ નહીં લઉં. રૂપાળો નાનકડો પથરો બનાવીશ. સારો ટકાઉ કે ચાલે પણ ખરો — ભગવાન આ ધરતીનો નાશ કરે ત્યાં સુધી ચાલે એવો! કબર પર ઊભો રહે એવો. તકલાદી નહીં. અને એ પથરા પર કોતરવાના કંઈ શબ્દો તમને નહીં જડે ને, તો હું જોડી કાઢીશ.'

'મહેરબાની તમારી,' ડેવીડે કહ્યું.

પછી કબરના પથરાની વાત ચાલી. ટ્વીટે એક રમૂજી અનુભવ સંભળાવ્યોઃ 'ગામમાં પેલો કરિયાણાની દુકાનવાળો ટિંબ છે ને, તેની વહુ મરી ગઈ. મને કહે: એના પર લખો કે "સેમ્યુઅલ ટિંબની પ્રિયતમ પત્ની". મેં કહ્યુંઃ "જુઓ, ટિંબ, આ નરકમાં જવા જેવું કામ છે હોં. તમને તો ખબર છે કે એ તમારી પ્રિયતમ પત્ની નહોતી. એઠાં વાસણ લૂછીને તે કકડા ભીના તમારા માથા પર નાખતી, ને ગળું ફાટી જાય એવા ધાંટા તમારી સામે પાડતી, ખરું કે નહીં? એ કંઈ પ્રિયતમ પત્નીનાં લક્ષણ નહીં. હવે ભગવાનને વાંચવા માટે આ પથ્થર પર જૂઠું શા માટે લખાવો છો?" પણ માણસ જક્કી, તે મારું માન્યું નહીં.'

પછી વાતમાં ટ્વીટે જ જિપ્સી ટૉમનું નામ કાઢ્યું. એના મરણ વખતે ડેવીડ હાજર હતો એમ જાણી કહેવા લાગ્યો :

'પંચકચાસ થઈ ગયા પછી જિપ્સી લોકો એને ને એના છોકરાને મોટા લાંબા કરંડિયાના કફનમાં ઘાલીને દરિયાકાંઠે આવ્યા. કરંડિયો એમણે જાતે બનાવ્યો હતો, ને તેને ફૂલના હાર ને લીલાં પાંદડાંથી ઢાંકી દીધો હતો. કરંડિયાને ચાર છેડે સીસાના મોટા ગઠ્ઠા લગાડ્યા, ને એક નાવડીમાં દરિયાની અંદર ચાર પાંચ માઈલ દૂર ગયા. ત્યાં કરંડિયો પાણીમાં પધરાવ્યો. ને પછી રાજિયો ગાયો— ઓ ભગવાન! — એ રાજિયાના સૂર છેક અહીં સુધી સંભળાતા હતા. સાંભળતાં નસોમાંનું લોહી ઠરી જાય એવું હતું. બૈરાંનું તો શું,

ભાયડાનું પણ હૈયું ફાટે. કાંઠા પર ગાઉના ગાઉ સુધી એ રાજિયા-ના સૂર સંભળાતા હતા. એવા કરુણ ને ભયાનક! લોકો પથારી-માંથી થથરતા જાગી બેઠા, સાંભળવા બારીઓ ઉઘાડી, ને સાંભ-ળીને બાળકની પેઠે રડવા લાગ્યા. જૂના એંકરની પેલી વીશી જ્યાં આ ગોઝારો બનાવ બનેલો તે બંધ થઈ ગઈ, ને વીશીવાળી બાઈ ભગવાન જાણે ક્યાં ચાલી ગઈ. બાપડો ટૉમ! સમુદ્રને તળિયે પડયો છે, ને પાણીનાં મોજાં એના પર વહ્યે જાય છે. એનો દીકરો એની છાતીએ જડાયેલો છે. મોત પણ એમને છૂટા પાડી શક્યું નહીં. બંને જણ શાન્તિમાં સૂતા છે, — ને સદાકાળ સૂતા રહેશે.' — દરિયા સામે કાન માંડીને કહે: 'આજે રાતે તોફાન થવાનાં ચિહ્ન દેખાય છે. વહેલા ઘેર પહોંચો.'

પણ ડેવીડ તો રોજની પેઠે દરિયાની રેતીમાં ફરવા ગયો. ગામના ઊંચાનીચા ને પથરાવાળા રસ્તા કરતાં રેતીવાળા સપાટ પટમાં ચાલવું તેને વધારે ફાવતું. તેને મેરીના જ વિચાર મનમાં આવતા હતા. 'એને ખબર હશે ખરી કે હું આટલો ધારીધારીને એને જોઉં છું? એ જરીની ફાટેલી કોર સાંધીને કેવી નવા જેવી બનાવે છે! મારી જિંદગી પણ ફાટેલા કપડા જેવી જ છે ને. ઠેરઠેર કાણાં ને ચીરા પડયાં છે. એના પરની ભાતના કકડા થઈ ગયા છે. ગુલાબનાં ફૂલના હાર એના પર ભરેલા તે તૂટી ગયા છે. એ કપડાને મેરી સાંધી રહી છે. એના રૂપાળા સફેદ હાથ વડે હળવે રહીને ધાગા ભેગા કરે છે ને સાંધે છે. એમાં શો હેતુ હશે? એનું શું પરિણામ આવશે?' તે દરિયા સામે નજર કરી સૃષ્ટિના સરજનહારની લીલા જોઈ રહ્યો. મોજાં ધીરે ધીરે ને પૂર દમામમાં ચાલ્યાં આવતાં હતાં, ને એના પગ આગળ ફીણના લાંબા હાર બનાવતાં હતાં. એટલામાં ઠંડા પવનના એકબે ધીરા સપાટા આવ્યા, એટલે એને થયું કે હવે ઘેર જાઉં એ સારું.

## ૧૮. ઊગતો લેખક

તે પત્ર ઉપાડવા જતો હતો ત્યાં કાગળનું એક પાનિયું ઊડતું ઊડતું તેના તરફ આવ્યું, મોટા પતંગિયાની પેઠે ચક્કર ચક્કર નાચવા લાગ્યું, ને છેવટે તેણે રેતીમાં લાકડી ખોસવાથી કાણું પડી ગયેલું ત્યાં આવીને અટકી ગયું. ડેવીડે તે ઉપાડી લીધું. તેના પર ઝીણા અક્ષરનું કંઈક લખાણ હતું. ડેવીડ તે વાંચવા જાય તે પહેલાં તો એક માણસ પાસેના એક મોટા પથ્થર પાછળથી ઊભો થયો, ને ટોપી હાથમાં લઈને દોડતો દોડતો આવ્યો.

'મારું છે એ!' તેણે ઉતાવળે, હસતાં હસતાં કહ્યું. 'મારી નોટમાંથી ફાટી ગયું. સારું થયું તમે ઉપાડી લીધું તે.'

ડેવીડે એને પાનું આપ્યું, ને વિવેકથી સહેજ માથું નમાવ્યું.

'મેં આખો દિવસ અહીં બેસીને લખ લખ કર્યું છે,' નવા આવનારે કહ્યું. 'પવન હમણાં સુધી બહુ નહોતો. પણ મને લાગે છે આજે રાતે સખત પવન વાશે.'

ડેવીડ એની સામે જોઈ રહ્યો. માણસ ઊંચો, કદાવર ને બરાવદાર હતો. ચહેરા પર બુદ્ધિનું તેજ હતું. આંખોમાં ચપળતા હતી. બહુ જુવાન નહીં હોય. ૩૮ કે ૪૦ વરસનો લાગતો હશે — કદાચ વધારે હોય, કેમકે માથા પર રૂપેરી વાળની સહેજ છાંટ હતી. પણ મોઢા પર સરળતા ને નિખાલસતા હતી, એટલે એને વિષે વધારે જાણવાનું ડેવીડને મન થયું, ને એના તરફ મન આકર્ષાયું.

'તમે દરિયાકાંઠાને અભ્યાસગૃહ બનાવ્યું છે શું?' તેણે પૂછ્યું.

'લગભગ! મારે એક જ ઓરડી છે. તે સૂવાખાવાના કામમાં આવે છે. એટલે અહીં ખુલ્લામાં આવીને બેસું છું.' જરા થોભીને

કહે : 'તમને મિસ ડીનના ઘર સુધી મૂકી જાઉં ?'

'તમે ક્યાંથી જાણો હું ત્યાં રહું છું તે ?'

'વાહ, આખું ગામ જાણે છે. મને તો અહીં આવ્યે અઠવાડિયું જ થયું, છતાં હુંયે જાણું છું. તમારું નામ ડેવીડ છે, ને તમે ટોપલીઓ બનાવો છો, ખરું કે નહીં ?'

'હા, એ જ હું.'

'મારું નામ એંગસ રે છે. હું સ્કૉટ છું. પત્રકાર છું — અથવા ખરું કહું તો હતો — ને સાવ ગરીબ છું.'

ડેવીડ એના હાથનો ટેકો લઈ ચાલવા લાગ્યો એની એને પોતાને પણ ખબર ન રહી.

'મારી પાસે માત્ર વીસ જ પાઉંડ છે,' એંગસે કહ્યું. 'રહેવું, ખાવું, બળતણ, કપડાં, દારૂ ને બીડી એ બધા માટે. છેલ્લાં બે મેં એકદમ છોડી દીધાં છે.'

'તમે કહ્યું કે તમે પત્રકાર હતા. હવે નથી ?'

'ના. મને પાણીચું મળ્યું છે !' કહી એંગસ આનન્દથી હસી પડ્યો. 'એક દહાડો તન્ત્રી મહાશય મને બોલાવીને કહેઃ "સિધાવો અહીંથી. અમારે અહીં સાચાબોલા માણસો નથી જોઈતા." મારી કસૂર એટલી જ હતી કે શહેરના એક મોટા શેઠિયાનું એક હલકું કામ ઉઘાડું પાડે એવી એક નોંધ મેં લખેલી. મને ખબર નહીં કે એ માણસનો આ છાપામાં ભાગ હશે. પણ હતો — માત્ર એણે પોતાનું નામ જુદું આપેલું. એટલે મને ખડતૂસ મળી ગઈ. પછી તો દરેક છાપાની ઑફીસમાં ખબર ફરી વળ્યા, તેથી મને ક્યાંય સારી જગા મળી નહીં. એટલે વીસ પાઉંડ બચેલા તે લઈ મેં ચાલવા માંડ્યું — ખરેખર પગે ચાલવા માંડ્યું હોં. નોકરી છૂટી ગઈ ત્યારથી મારા પગ સિવાય બીજા વાહન પાછળ મેં એક પેની વાપર્યો નથી.'

ડેવીડ રસપૂર્વક સાંભળી રહ્યો હતો. આણે પણ રસ્તે ચાલવાનો

નિર્ધાર કર્યો હતો. પણ એની વચ્ચે કેટલો ફરક—એક જુવાન, ને બીજો ઘરડો! હવે ગામનો રસ્તો આવ્યો હતો, એટલે બે જણ ધીરે પગલે ચડાણ ચડવા લાગ્યા.

'હું ટ્રેનમાં બેસી તો શકત,' એંગસે કહ્યું. 'પણ વીસ પાઉંડ તે વીસ પાઉંડ. પૂરા બાર મહિના ચલાવવાના રહ્યા. ત્યાં સુધીમાં હું મારું કામ પૂરું કરી રહીશ.'

'શું કામ છે?'

'ચોપડી લખવાનું. નવલકથા. મારું નામ રહી જાય એવી બનાવવાનો છું.'

ઘર આવ્યું, એટલે ડેવીડ કહે: 'અંદર આવો. મેરી તમને ચા પાયા વિના નહીં જવા દે.'

એંગસ જરા હસ્યો. 'હું ચા પીવાની મોજ નથી માણતો.'

'બીજું કોઈ પીવા બોલાવે તોપણ નહીં?'

'તેમાં વાંધો નથી. પણ અત્યારે મારે ઝાઝાં મિત્રો નથી તો. એટલે કોણ બોલાવે?'

'વાહ, હું બોલાવું છું. ચાલો અંદર. મેરી — મિસ ડીન —ને તમારી જોડે વાતો કરવાની મજા પડશે. એને ચોપડીઓનો બહુ શોખ છે.'

બગીચામાં એક ઝાડનાં પાંદડાં આ પાનખરમાં ખરી ગયાં હતાં, તેની નીચે ઊભી હતી ત્યાંથી આવી મેરીએ દરવાજો ખોલ્યો.

'મને તમારે વિષે ચિન્તા હતી, કાકા,' તેણે કહ્યું. 'આવા ઠંડા પવનમાં બહાર જવા જેટલું જોર હજુ તમારામાં આવ્યું નથી.' પછી તેણે એંગસ તરફ નજર ફેરવી, એટલે એંગસે ટોપી ઊંચી કરી. ડેવીડે ખુલાસો કરતાં કહ્યું :

'આ ગૃહસ્થ મિ. રે ગામમાં રહેવા આવેલા છે. મને ટેકો આપીને ટેકરી ચડાવી લાવ્યા. મેં એમને કહ્યું કે તું એમને ચાનો પ્યાલો પાશે.'

'હા, જરૂર!' કહી મેરી જરા હસી. 'અંદર આવો જી.'

એ આગળ ગઈ. થોડી વારમાં તો ત્રણે જણ રસોડામાં ટેબલ આગળ બેઠાં; મેરી ચા રેડવામાં, અને મલાઈ, મુરબ્બો, રોટી, ને તાજું માખણ આપવામાં ગૂંથાઈ ગઈ.

'ત્યારે તમે ડેવીડકાકાને દરિયાકાંઠે મળ્યા, એમ કે?' તેણે એંગસને મીઠાશથી પૂછ્યું.—સાથેસાથે એક હાથે ચાર્લીની કૂદાકૂદ રોકવા લાગી. ચાને વખતે ચાર્લીના ઉમંગનો સુમાર ન રહેતો, કેમકે એ વેળા એને રકાબી ભરીને મલાઈ ખાવા મળતી.—'મને લાગે છે કાકાને કંઇક એવી આશા હશે કે વખતે આ છીપલાંમાંથી કે કાંઠે ઊગતા છોડવામાંથી કંઈક દોલત હાથ લાગી જાય. એટલે એમને ત્યાં ફરવાનો બહુ શોખ છે.'—હસતાં હસતાં આટલું બોલી તેણે ડેવીડ સામે ચાનો પ્યાલો મૂક્યો, ને પછી તેનો કરચલીવાળો હાથ હળવે રહીને થાબડવા લાગી. બાપની તબિયત વિષે ભારે ચિન્તા હોય ને દીકરી તેને જે હેતથી પંપાળે એના જેવું હેત આમાં હતું.

'હું તો દરિયા પર એવી કશી આશાએ જતો નથી,' એંગસે હસતાં હસતાં કહ્યું. 'દોલત એમ સહેજે નથી હાથ લાગતી, નહીં, ડેવીડ?'

'નહીંસ્તો!' કહેતાં તેની આંખો વિનોદથી ચમકી. 'દોલત ભેગી કરતાં તો વખત લાગે છે, ને લખપતિઓ કંઈ રોજ રસ્તામાં નથી મળતા.'

'લખપતિઓ?' રે બોલી ઊઠયો. 'એમનું નામ જ ન દેશો. મને તિરસ્કાર છે એમને વિષે.'

ડેવીડ સ્થિર નજરે એની સામે જોઈ રહ્યો.

'કોઈના પ્રત્યે તિરસ્કાર ન રાખવો એ સૌથી સારું,' તેણે કહ્યું. 'લખપતિઓ ઘણીવાર બહુ જ એકલવાયા ને દુઃખીમાં દુઃખી માણસો હોય છે.'

'એ જ લાગના છે એ લોકો,' કહેતાં એંગસ ગરમ થઈ ગયો. 'બે ત્રણ — અથવા કહો ચાર પાંચ — માણસો દુનિયાનાં નાણાં-બજારો પર અંકુશ ચલાવી શકે એમાં ન્યાય નથી. તેઓ કાં તો કૈંક કાળાંધોળાં કરીને અથવા મજૂરોનું શોષણ કરીને ધનના ઢગલા કરે છે. મને એ ગમતું નથી. માણસની પાસે આજીવિકા પૂરતું ધન હોય, પણ ઘણું વધારે ન હોવું જોઈએ.'

'તમે પૂરતું શાને કહો છો એના પર આધાર છે,' ડેવીડે કહ્યું. 'કહે છે કેટલાક લોકોને તો કદી ધરપત થતી જ નથી.'

'કેમ, આ પૂરતું છે,' તેઓ જે નાના રસોડામાં બેઠાં હતાં તેમાં ચોમેર નજર નાખી એંગસે કહ્યું. 'આવું સુન્દર નાનું ઘર હોય, તેમાં છત હોય, જૂની ઢબનાં પ્યાલારકાબી હોય, પછી દુનિયામાં બીજું શું જોઈએ?'

મેરી હસી પડી.

'તમે આ ઘરનાં બહુ વખાણ કરો છો. ગરીબની ઝૂંપડી છે એ તો.'

'પણ હું ક્યાં ગરીબ નથી તે? મારા બાપુ ઘેટાં ચારતા. મેં પણ નાનપણમાં ગાયો ચારી છે,' એંગસે કહ્યું.

ચા પી રહ્યા પછી એંગસે મેરીને પોતાની વાત કહી. ચા પિવાઈ રહી એટલે ત્રણે જણ ઊઠયાં. સાંજ પડી ગઈ હતી, ને અંધારું થવા આવ્યું હતું. મેરીએ ભઠ્ઠીમાંનો દેવતા સંકોર્યો, ને તેની સામે પુરુષો માટે બે ખુરસીઓ મૂકી વચ્ચે સ્ટૂલ પર પોતે બેઠી.

'આખા દહાડાનો આ સારામાં સારો વખત છે,' તે બોલી. 'વાતોને માટે બહુ મજાનો. મને આ સંધ્યાકાળ બહુ ગમે છે. મારા બાપુને પણ ગમતો.'

'મારા બાપુને પણ,' એંગસે કહ્યું. 'અમારું ઘર ઊંચા પહાડોમાં હતું. મારા બાપુ સાંજે ઘેર આવે, ને પછી રાતે દેવતા આગળ બેસી ભૂતોની વાતો કહે. એને લીધે હું પણ ભૂતોની વાતો

લખતો થયો.'

'ખરેખર ભૂતોની વાતો લખો છો તમે?' મેરીએ પૂછ્યું.

'સાવ ભૂતોની નહીં. પણ માણસનું આખું જીવન ભૂતની જ વાત છે કહો ને! દેવદૂતોને રમૂજ કરાવવા માટે જોડી કાઢેલી!'

મેરીએ પોતાનું સીવણકામ કાઢ્યું ને કહ્યું: 'ચાલો ત્યારે, સંભળાવો તમારી પોતાની ભૂતોની વાત. કાકા ને હું દેવદૂતનો ભાગ ભજવીશું!'

## ૧૯. એંગસની આપવીતી

થોડી ઈધરઉધરની વાત પછી એંગસે પોતાની આપવીતી શરૂ કરી, ને કહ્યું: 'મને હંમેશાં ખાવાનું બહુ જ ઓછું મળ્યું છે. એને હું મારું સદ્ભાગ્ય સમજું છું.'

'સદ્ભાગ્ય?' ડેવીડે વચ્ચે જ એકાએક પૂછ્યું.

'હાસ્તો! મને કદી અજીરણ થવા પામ્યું નથી, ને તેથી મારે ડાકટરનું બિલ ભરવા વારો આવ્યો નથી.'

'તમે વિચિત્ર માણસ લાગો છો!' ડેવીડે હસતાં હસતાં કહ્યું.

'તમને એમ લાગે છે? ખરી વાત છે. અમારા પહાડી લોકો બધા જ એવા હોય છે. અમારું કુળ બહુ જૂનું છે. કુળના અભિમાન માટે પ્રસિદ્ધ; ને એથીયે વધારે પ્રસિદ્ધ ગરીબાઈ માટે. અમારા એક પૂર્વજ પડોશના મુલકમાં લૂંટફાટ કરીને ગુજારો કરતા. મારા બાપુ ઘેટાં ચારતા એ મેં તમને કહ્યું છે. શરીરે બહુ મજબૂત હતા. ઊંચાઈ છ ફૂટથીયે વધારે. છાતી કોઈ હરક્યુલીસ જેવી પહોળી. હું દસ વરસનો હતો ત્યારથી એમને મદદ કરતો. નિશાળે તો જતો, પણ છૂટ્યા પછી સાંજે એક ગોચરમાંથી આઠ પહાડી આખલાને તેના માલિકને ઘેર લઈ આવવાનું કામ કરતો, ને તેનો મને અઠવાડિયે એક શિલિંગ મળતો. માલિકને આખલાનો ડર બહુ. પણ મારી જોડે હળી ગયા. હું સાદ પાડું એટલે પાળેલા કૂતરાની પેઠે ચાલ્યા આવે. હું એમને લાવતાં રસ્તે ગાયન ગાઉં. મને આખલાનો જરાયે ડર નહીં.

'મારી બા મારા જન્મ વખતે જ મરી ગઈ હતી. એના મરણથી મારા બાપુના દિલ પર જે ઘા પડ્યો તે કદી રુઝાયો નહીં. હું નિશાળમાં હતો તે દરમ્યાન જ મારા બાપુનો પણ સ્વર્ગવાસ

થયો. એમને દુ:ખ ભોગવવું ન પડયું. એક દહાડો મોટા વાવાઝોડામાં પહાડ ઉપર ઘેટાં ચારતા હતા ત્યાં એમના પર વીજળી પડી, ને મોત એમને લઈ ગયું.

'પછી દુનિયામાં મારું કોઈ રહ્યું નહીં. હું એક ખેડૂતને ત્યાં નોકરીએ રહ્યો. પાંચ વરસ ત્યાં કાઢયાં. પછી સેંટ એંડ્રુઝની કોલેજમાં ગયો. ત્યારે ત્યાં આજના જેવું ચેન નહોતું. બહુ સખત કામ કરવું પડતું, ઘણી જ સાદાઈથી રહેવું પડતું, અને ખંત રાખવી પડતી. એ ખંતનો એક ગુણ મારામાં હતો, તેને લીધે મારી બીજી ઊણપો પુરાઈ ગઈ. હું એમ. એ. થઇને કોલેજમાંથી નીકળ્યો.'

ડેવીડ અને મેરી રસપૂર્વક વાત સાંભળતાં હતાં.

'એમ. એ. એ બે અક્ષર સિવાય કશી જ સંપત્તિ મારી પાસે નહોતી. એક ઘરડા અધ્યાપકે ભલામણ ચિઠ્ઠી લખી આપી તે પરથી ગ્લાસગોના એક છાપામાં મને તરત નોકરી મળી. પગાર ઓછો ને કામ ઘણું હતું, પણ એથી હું પલોટાયો, ને છાપાંના ધંધાની આંટીઘૂંટીઓ જાણી શકયો. ગ્લાસગોમાં મારો વખત સુખમાં ગયો. શહેર બહુ ગંદું છે, પણ બહાર ફરવા જવાની જગાઓ બહુ સારી છે. ફુરસદને વખતે હું નદીમાં ચાલતી આગબોટમાં બેસી કયાંક ઊતરતો, ને પહાડોમાં રખડતો. ત્યાંનું સૃષ્ટિસૌન્દર્ય જોઈ મને લખવાની સ્ફૂર્તિ થવા લાગી—પહેલાં કવિતા, ને પછી ગદ્ય. એકબે ચીજ માસિકોમાં છપાઈ, એટલે મને ઉત્સાહ આવ્યો. પછી એક ઉનાળે લોમંડ સરોવરને કાંઠે એક નાના ગામડામાં હું રહેતો હતો ત્યાં વિધાતાએ મને પહેલો હડસેલો માર્યો — હું પ્રેમમાં પડયો.'

મેરીએ આંખ ઊંચી કરી એની સામે જોયું, ને સહેજ હસી.

'ને એ છોકરી તમારી જોડે પ્રેમમાં પડી?' તેણે પૂછ્યું.

'થોડો વખત તો મને લાગ્યું કે પડી. એ માબાપ સાથે ઉનાળો ગાળવા આવી હતી. એને કંઈ કામ નહોતું. કુદરતના દેખાવોની એને બહુ પડી નહોતી. એટલે હું એને રમૂજનું સાધન થઈ પડયો. છોકરી

રૂપાળી હતી. પૂરાં વીસ વરસ પણ નહીં થયાં હોય. એ દેવી છે એમ મેં માની લીધું—એનો પાર પામી શક્યો ત્યાં સુધી.'

'ને પછી?' ડેવીડે પૂછ્યું.

'પછી શું? પછી મારી આંખ ઊઘડી. મેં એને કહ્યું: "જગતમાં બીજા કશાના કરતાં તને હું વધારે ચાહું છું." એટલે હસીને કહે: "મને ખાતરી છે એ વાતની." મેં પૂછ્યું: "તું મને ચાહે છે?" એટલે ફરી હસીને કહે: "તમે શાની વાત કરો છો તે હું સમજતી નથી. હું તો પ્રેમમાં માનતી નથી." મેં પૂછ્યું: "તું શામાં માને છે ત્યારે?" તો કહે: "પૈસાને પરણવામાં." મારા હૃદયને ભારે આઘાત લાગ્યો. મને થયું ખેલ ખલાસ. તોયે મેં પૂછ્યું: "ત્યારે તું મને નહીં પરણે? હું ગરીબ પત્રકાર છું. પણ કોક દહાડો પ્રખ્યાત થવાનો મારો નિશ્ચય છે." તો કહે: "એમ કે?" એનું હસવું ઘંટડીની પેઠે વાગી ઊઠ્યું. "તમને નથી લાગતું પ્રખ્યાત માણસો બહુ કંટાળો આપે એવા હોય છે? ને પાછા સાવ મુફલિસ!" પણ મારી અક્કલ ઠેકાણે નહોતી, એટલે મેં એનો હાથ પકડી કહ્યું: "લુસી, થોડાં વરસ મારે માટે વાટ જો! તું હજુ કેટલી નાની છે!"— એને સત્તર જ વરસ થયાં હતાં—"તને વાટ જોતાં વાંધો નહીં આવે—મને તક આપ!" એ પાણી તરફ જોઈ રહી, ને બોલી: "એ નહીં બને, એંગસ. તમે મને બહુ ગમો છો. પણ હું તો એક કરોડપતિને પરણવાની છું." હવે તમે સમજી શકશો કે મને લખપતિઓ ને કરોડપતિઓ પ્રત્યે તિરસ્કાર કેમ છે તે.'

'એનું નામ લુસી હતું એમ તમે કહ્યું?' ડેવીડે પૂછ્યું.

'હા, લુસી સોરેલ.'

ડેવીડના મનમાં કંઈ કંઈ વિચારો આવી ગયા, પણ તેણે મોઢા પરનો ભાવ જરાયે બદલાવા દીધો નહીં.

'પછી લુસી કહે,' એંગસ કહેવા લાગ્યો, '"હું શ્રીમંત વરને લાયક બનું એટલા માટે તો મારાં માબાપે મારી કેળવણી પાછળ

અઢળક ખરચ કર્યું છે. મને તક મળે એટલે મારે એ શ્રીમંત માણસને ઝડપી લેવાનો છે." હા, "ઝડપી લેવાનો" એ જ શબ્દ એણે વાપર્યો હતો. પછી કહે: "માણસ સાવ ઘરડો છે—મારો દાદો થવા જેવડો." મેં એને પૂછ્યું: "આવા બુઢ્ઢા બદમાસને પરણવાને તારું મન કેમ માને છે?"'

'એ બુઢ્ઢો બદમાસ હતો ખરો?' ડેવીડે વચ્ચે જ પૂછ્યું.

'હોવો જ જોઇએ,' એંગસે તપી જઈને કહ્યું. 'તમે એટલું નથી જોઈ શકતા કે હોવો જ જોઇએ?'

ડેવીડ જરા હસ્યો. 'ના. મને તો લાગે છે એની દયા ખાવી જોઈએ. તમે જ ન કહ્યું કે એના પૈસાને ખાતર પેલી છોકરી એને "ઝડપી" લેવાની હતી?'

'દયા શાની? એવી નાની છોકરીને પરણનાર ડોસો તો લુચ્ચાનો સરદાર જ ગણાય. સાવ ઠગ, બદમાસ!'

'પણ આ છોકરીને એ પરણ્યો છે ખરો?' મેરીએ પૂછ્યું.

આ સવાલથી એંગસ જરા ઝંખવાણો પડી ગયો. 'ના. પરણ્યો નથી લાગતો. હું છાપાં જોતો જ રહું છું. આવા લગનની હોહા છાપાંમાં થયા વિના ન રહે. પણ નહીં પરણ્યો હોય તો પરણશે. હમણાં તો કહે છે ઘરડા વરરાજા ક્યાંક પરદેશ ગયા છે— પરણતા પહેલાં થોડાક વધારે "સોદા" કરી લેવાને અમેરિકા સિધાવ્યા હશે.'

'એનું નામ તમે જાણો છો?'

'હા, જરૂર! સહુ એનું નામ જાણે છે, ને એને ઓળખે છે. ડેવીડ હેમ્રલી જેવો શ્રીમંત માણસ કંઈ ઢાંક્યો રહે? લંડનમાં તો એ "રાજા ડેવીડ" કહેવાય છે. જુઓને, તમારું નામ પણ ડેવીડ છે. પણ બે ડેવીડમાં કેટલો બધો ફેર! પણ એ ન જોયેલા ડેવીડ કરતાં મને મારી સામે બેઠેલા ડેવીડ વધારે ગમે છે!' કહી તે હસી પડ્યો.

'ઓહો! ત્યારે તમે એ બુઢ્ઢા બદમાસને જોયો નથી, એમ કે?' ડેવીડે પૂછ્યું. તેનાથી જરા હસ્યા વિના રહેવાયું નહીં.

'ના — ને જોવા પણ નથી! પેલી છોકરીનું વેચાણ થવાનું હતું, એની મને ત્યારે ખબર નહોતી. એ તો મધુર ને નિર્દોષ દેવી જેવી દેખાતી હતી. રૂપાળું મોં ને નમણી આંખો — પુરુષો જોતાંવેંત મોહાઈ જાય છે એ જાતની હતી એ.'

'એને પરણ્યા હોત તો આખો જન્મારો તમને દુઃખી કરત. સારું થયું છૂટી ગયા તે,' ડેવીડે કહ્યું.

'હા, હવે એ માટે કેટલો રાજી થાઉં છું! કેમકે જિંદગીમાં કંઈ મોટું કામ કરવાની હોંશ હોય ત્યારે પ્રેમ કરતાં સ્વતન્ત્રતા સારી.'

'ના, એમ ન કહેશો. પ્રેમ કરતાં સારું બીજું કશું નથી.'

'મને નથી લાગતું હું કદી પરણીશ,' એંગસે કહ્યું.

'હું તો નથી જ પરણવાની, મારી ખાતરી છે,' મેરીએ ટાપશી પૂરી. 'મારી પણ એકવાર સગાઇ તો થયેલી.'

'હેં, મેરી?' ડેવીડે એકદમ પૂછ્યું.

'હા! મારી સગાઈ એક જુવાન જોડે થયેલી. માણસ દેખાવડો હતો, ને વીજળીના ઈજનેરનો ધંધો કરતો. મને એના પર બહુ વહાલ હતું. પણ મારા બાપુનો ધંધો પડી ભાગ્યો તેની સાથે એ જુવાન પણ ગયો. કહેઃ "એના જેવી પહેર્યે કપડે આવનારી છોકરી લઈને શું કરું?" તે વખતે તો હું બહુ રડી. મને લાગ્યું મારું હૈયું ભાંગી ગયું. પણ — ખરેખર ભાંગ્યું નહોતું!'

'એવા સ્વાર્થી બદમાસ સારુ શું કામ ભાંગવું જોઇએ?' એંગસે કહ્યું:

'તમને લાગે છે બીજાઓ કરતાં એ વધારે સ્વાર્થી હતો?' મેરીએ પૂછ્યું. 'એના જેવું કરનારા તો ઘણા નીકળે. પણ તમારી વાત પૂરી થઈ ગઈ? મને એમાં એટલો રસ પડે છે કે હજુ વધારે હોય તો સારું.'

'હજુ છે, પણ ઝાઝી નથી. વારુ, મારા પ્રેમના અનુભવથી મને એક લાભ થયો. હું વધારે સખત કામ કરવા લાગ્યો. મેં એટલું

વેતરું કરવા માંડયું ને છાપાંના કામકાજ પર એવો કાબુ મેળવ્યો કે એક દહાડો મને રુખસદ મળી ગઈ. છાપાના માલિક ભલા હતા, એટલે કહ્યું કે " તમારી કશી કસૂર નથી, પણ મારે માણસ બદલવો છે." હું બરાબર સમજી ગયો. હું અંદરના દાવપેચ સમજતો થઇ ગયો એ જ વાંક હતો. મેં થોડાક પૈસા બચાવેલા, તે લઈ લંડન ગયો; ને ભલામણપત્રો સાથે રખડી રખડીને છેવટે એક મોટા છાપામાં નોકરી મેળવી. એમાં ત્રણ ચાર માલિકો ને સંખ્યાબંધ સંપાદકો હતા; ને શેરહોલ્ડરોની મોટી ફોજ હતી. એ શેરહોલ્ડરો જ આજે છાપાંને માટે બલા જેવા છે.'

'મને લાગે છે એમાંયે પૈસાની જ વાત હશે,' ડેવીડે કહ્યું.

'હાસ્તો. મને કેટલાક વખત તો સામાજિક વિષયો પર લખવાનું કામ સોંપાયેલું.'

'એમાં તમારે શું કરવાનું હતું?' મેરીએ પૂછ્યું. તેને વાતમાં રમૂજ પડતી હતી.

'અરે, જાતજાતના લોકો જોડે કામ લેવાનું. એમાં રાજદરબારના ખુશામતિયા, યહૂદીઓ, ફેશનેબલ કપડાં સીવનારા દરજીઓ, ને ફેશન પાછળ ઘેલી બનેલી સ્ત્રીઓ, એવા એવા લોકો આવે; કંઈક કંઈક "સમાચાર" લઈ આવે. સમાચારમાં કશી ભલીવાર ન હોય. સમાજની કુથલી જ કહોને. હું તો કંટાળીને અધમૂઓ થઈ ગયો. એક દહાડો ભારે હોહા થઈ ગઈ—ઑફીસમાં ધરતીકંપ થયો કહું તો ચાલે. કોઈ કહી ગયેલું કે મિસિસ મશરૂમ કેચપ નામની એક સુન્દરીએ એક પાર્ટીમાં હોંશભેર કેટલીયે બીડીઓ પી નાખી—તમે કેમ હસો છો, મિસ ડીન?'

'મિસિસ મશરૂમ કેચપની વાત સાંભળીને. એવું તો એનું નામ નહીં જ હોય!'

'ના, નથી જ. એનું ખરું નામ ન આપી શકાય. મેં તમને

કહ્યું એમ અમારી આખી ઑફીસ ખળભળી ઊઠી. ત્રણ શેરહોલ્ડરો દોડતા દોડતા આવ્યા — એક તો મોટરમાં આવ્યો. મને કહેઃ “ મિસિસ મશરૂમ કેચપનું નામ તમે છાપ્યું જ શા સારુ? એટલી તમારી હિંમત જ કેમ ચાલી? જાણતા નથી એ મોટા ઘરની બાઈ છે તે?” હું તો ખડખડ હસવા લાગ્યો. શું કરું? હસવું રોકી જ ન શકાય. એક શેરહોલ્ડર તો કહેવા લાગ્યોઃ “ મિસ્તર, જો નોકરી સંભાળવી હોય તો — તો ચૂપ બેસી રહેજો!” એટલે હું ચૂપ રહ્યો, પણ મને લાગે છે એ બાઈને કારણે જ મારી નોકરી ગઈ. તમે જાણો છો મોટા શેરહોલ્ડરની લાગવગ છાપાંમાં કેટલી હોય છે તે? લાખેક શેર હોય તો લાગવગ હોય જ ને! એમાંથી કેટલાકનાં ખરાં નામ તમે જાણો તો સાચું માની જ ન શકો!'

ત્રણે જણ હસી પડયાં.

'બસ, એ મારી વાતનો છેડો. મેં એ જગાએ બે વરસ કામ કર્યું. પછી એક વેપારીના “સોદા” વિષે અગ્રલેખ લખ્યો તેને માટે મને પાણીચું મળ્યું. આપણે તો ચાલતી પકડી, ને ફરતા ફરતા અહીં આવી ચડયા. અહીં દરિયો બહુ જ પાસે છે, એટલે મને ખરેખર આ જગા ગમે છે.'

ઘણી વાર સુધી કોઈ બોલ્યું નહીં. બહાર પવન સાથે ઝરમર વરસાદ પડવા લાગ્યો હતો. ઍંગસ ઊઠયો.

'હવે જાઉં ત્યારે. મેં તમારો ઘણો વખત લીધો. કાકાને તો ઊંઘ પણ આવવા લાગી!'

'ના રે,' ડેવીડે કહ્યું. 'મને તમારી વાત ગમી, ને તમે પણ ગમ્યા. ફરી પાછા કયારેક આવશો ને?'

ઍંગસે મેરી સામે જોઈ પૂછયુંઃ 'કેમ આવું?'

'હા, જરૂર. એમાં કંઈ પૂછવાનું હોય કે? જ્યારે એકલું લાગે ત્યારે આવી પહોંચજો.'

'એકલું તો ઘણીવાર લાગે છે.'

'તો તો વધારે સારું! તો આપણે ઘણીવાર મળીશું. તમને અહીં હંમેશાં આવકાર છે.'

'ખરેખરું કહો છો?'

'હા, ખરેખરું. હું કંઈ છાપાવાળી નથી.'

'ને મિસિસ મશરૂમ કેચપ પણ નથી,' ડેવીડે ટાપશી પૂરી.

ઍંગસ ખડખડાટ હસી પડયો. 'ના, એનાથી તો તમે બહુ દૂર છો! ચાલો સાહેબજી.'

## ૨૦. સાલ મુબારક!

ધીરે ધીરે કરતાં શિયાળો આવ્યો. ડેવીડથી સખત ટાઢમાં બહાર નીકળી શકાતું નહીં. એટલે તે ઘણો વખત ઘરમાં દેવતા આગળ બેસી રહેતો, ને ટોપલા બનાવતો. તેની ઝડપ હવે ઘણી વધી હતી, અને ટોપલા પણ સરસ ને ઘાટીલા બનતા. મેરી પણ મોટે ભાગે ઘરમાં જ રહેતી. અહીંના જેવાં સુખ ને શાન્તિ ડેવીડને, નાનપણ બાદ કરતાં, જિંદગીમાં કદી મળ્યાં નહોતાં.

ઍંગસ ઘણીવાર પાછલે પહોરે ચા પીવા આવતો, ને રાતે વાળુ કરવા રહી જતો. જમ્યા પછી એ સ્કૉચ ગીતો ગાઈ સંભળાવતો, ને મેરી પણ ગાતી. કેટલીકવાર પોતાની નવલકથાના કેટલાક પ્રસંગો મેરીને વાંચી સંભળાવતો ને તેને કડક ટીકા કરવાનું કહેતો. કેટલીકવાર એમાંથી સાહિત્ય વિષે ચર્ચા પણ ચાલતી.

ડેવીડ ટોપલા ટોપલી વણતો, તેની સાથે જ તેના મનમાં એક યોજના પણ વણાઈ રહી હતી. મેરી સીવતી હોય, ને ઍંગસ એની જોડે વાતો કરતો હોય એવે વખતે ડેવીડ એના પોતાના વિચારોમાં એટલો મગ્ન રહેતો કે બે જણના અવાજ એને ભાગ્યે જ સંભળાતા. ઘણી વાર તેઓ એને બોલાવે ત્યારે તે જાણે ઊંડી સમાધિમાંથી ઝબકીને જાગી ઊઠતો. આ એકાગ્રતાનું કારણ એના મનમાં થતું અપાર સુખ હતું; ને એને ક્યારેક બીક લાગતી કે ક્યાંક એ મારા હાથમાંથી સરી તો નહીં પડે?

આમ કરતાં નાતાલ આવી. વેરકુમમાં આ ઉત્સવ બહુ ધામધૂમથી તો નહીં પણ ઠીકઠીક ઉમંગભેર ઊજવાતો. નાતાલની* સવારે દેવળને સુન્દર રીતે શણગાર્યું હતું, ને ગામનાં સહુ માણસ પ્રાર્થના માટે આવ્યાં હતાં. નહોતો ગયો એકલો ડેવીડ. મેરી પણ ગઈ હતી. ડેવીડ

* ૨૫મી ડિસેમ્બર.

તેને દરવાજે વિદાય આપીને વિચારમગ્ન દશામાં ઊભો હતો. ત્યાં કોઈ ઊંચા માણસનો પડછાયો પડ્યો, ને એંગસનો સાદ સંભળાયો.

'કેમ, કાકા ? અરે, પણ તમે ટાઢમાં ઊભા છો એ ખબર છે? મિસ મેરી શું કહેશે ?'

'મિસ મેરી' એ નામ વાપરવાનો વચલો માર્ગ એંગસે કાઢ્યો હતો. 'મિસ ડીન' તો અજાણ્યો માણસ કહે. 'મેરી' કુટુંબનું માણસ કહે. એના કરતાં 'મિસ મેરી' કહેવું એને સારું લાગતું હતું.

ડેવીડ હસ્યો. 'મિસ મેરી દેવળે ગઈ છે. મેં ધાર્યું તમે પણ ગયા હશો.'

'ના, હું દેવળે નથી જતો. જવાનો અણગમો છે એમ નહીં. જઈ શકું તો મને સારું લાગે. મારા બાપુ જોડે દર રવિવારે જતો.'

'પણ કેમ જઈ શકતા નથી !'

'કેમકે દેવળો હતાં તેવાં રહ્યાં નથી. પણ હવે મને દલીલમાં ન ઉતારશો. ચાલો અંદર દેવતા પાસે બેસો. હાથ કેવા ટાઢાબોળ થઈ ગયા છે ?'

બંને જણ અંદર ગયા ને બારણું વાસ્યું. 'મિસ મેરી વિના આ જગા સાવ જુદી જ નથી લાગતી ?' એંગસે કહ્યું. 'સુઘડતા બધી છે, પણ જાણે જીવ વિનાનું શરીર.'

ડેવીડ હસ્યો, પણ કંઇ બોલ્યો નહીં.

'અદ્ભુત સ્ત્રી છે !' એંગસ કહેવા લાગ્યો. 'એમનામાં કેટલી શક્તિ છે તેની એમને ખબર નથી.'

'શી શક્તિ ?'

'જે શક્તિ શોધવા જૂના કીમિયાગરો ફાંફાં મારતા, પણ જે તેમને કદી જડી નહોતી — પોતાના સ્પર્શથી સાધારણ ધાતુનું સોનું બનાવી દેવાની, ને રોજેરોજના નીરસ જીવનમાં કવિતા રેડવાની.'

ડેવીડ ધીરે ધીરે હાથ ઘસતો હતો.

'મિસ મેરી જેવી કોઇ સ્ત્રી જગતમાં જીવતી છે એ જ એક

મોટું આશ્ચર્ય નથી ?' ઍંગસે ઉમેર્યું.

ડેવીડે એની સામે નજર નાખી, પણ કંઇ બોલ્યો નહીં.

'જુઓને, કેવાં સ્વરૂપવાન છે! પણ એનું કંઈ ગુમાન છે? જાણે રૂપનું ભાન જ નથી!'

'એના ગુમાન કરવાના દહાડા ગયા. ઘરડી કુમારિકા છે ને!'

'કોણ કહે છે? એમને પરણતાં કોઇ પણ પુરુષને ગર્વ ઊપજે.'

ડેવીડે તીક્ષ્ણ નજરે એની સામે જોયું, ને પૂછ્યું: 'તમે પરણો?'

'હું પરણું?' કહેતાં ઍંગસનું મોઢું નાના બાળકના જેવું રાતુંચોળ થઇ ગયું. 'કાકા! ભગવાન તમારું ભલું કરે! એમાં જ મારે તમારી મદદ જોઇએ છે!'

ડેવીડના મન પર વિજયનું મોજું ફરી વળ્યું. તે બોલી શક્યો નહીં. પણ તેણે પ્રયત્ન કરી લાગણીને દબાવી, ને કહ્યું:

'મને લાગે છે હું તમને આવા કામમાં કંઇ જ ઉપયોગી નહીં થઈ શકું. તમે પોતે જ એની જોડે વાત કરો એ સારું.'

'હું પોતે તો વાત કરવા માગું જ છું. મારી વતી તમે વાત કરો એમ નથી કહેતો. પણ પહેલાં તમે એટલું જાણી લોને કે એમના મનમાં મારે માટે સહેજ પણ પ્રેમ છે ખરો? મને બીક છે કે એ મારા તરફ એ દૃષ્ટિએ નથી જોતાં.'

'કેવી દૃષ્ટિએ?'

'પ્રેમી તરીકે. એમણે પ્રેમીઓનો વિચાર કરવાનું છોડી દીધું છે.'

'હાસ્તો. કેમકે પ્રેમીઓએ એનો વિચાર કરવાનું છોડી દીધું છે.'

'સારું છોડી દીધું હોય તો. મારે કોઈ હરીફ ન જોઈએ. હું કાં તો એમને મન સર્વસ્વ હોઉં, અથવા કંઈ ન હોઉં! એ મારી કલ્પના છે. હું એમના શ્વાસનો શ્વાસ, ને એમના પ્રાણનો પણ પ્રાણ હોઉં, એમ હું ઇચ્છું. હા, હા, જરૂર! નહીં તો હું એમને કશા કામનો નથી. મારે તો એમને ઉપયોગી પણ થવું છે. મારે એમને માટે કામ કરવું છે, એમને મારી સર્વ પ્રવૃત્તિનું કેન્દ્ર ગણવાં છે,

મારા સર્વ પુરુષાર્થની અધિષ્ઠાત્રી બનાવવાં છે — જેથી હું કામ કરું તે એવું સારું કરું કે એમને ગમે. એમને ન ગમે તે કામ મારે મન નકામું. એમનો આત્મા સૂર્યના તેજ જેવો વિશુદ્ધ છે, ને સાગર જેવો ઊંડો છે. એમનામાં દૈવી અંશ એટલો છે કે એ પુરુષને પોતાનું બધું હીર પ્રગટ કરવાનો ઉત્સાહ ચડાવે.'

એના અવાજમાં આવેશ આવી ગયો હતો. ડેવીડે કહ્યું: 'તમે એની સાથે બહુ પ્રેમમાં હો એમ લાગે છે, મિ. રે!'

'પ્રેમમાં? ના, કાકા, ના. હું "પ્રેમમાં" જરાયે નથી. હું તો એમને સાક્ષાત્ પ્રેમસ્વરૂપ માનું છું. એમાં ફરક છે. પણ તમે મારી સ્થિતિ જાણો છો. મારી પાસે વરસની ખરચી ઉપરાંત એક પાઈ નથી. એટલે હું હમણાં એમને વાત નહીં કરું. પણ — મને જો જરાક જેટલી આશા મળેને, તો મારા કામમાં નવી જ સ્ફૂર્તિ આવે — તમે નથી જોતા? એમાં તમે મને મદદ કરી શકો એમ છો!'

'કહો, કેવી રીતે?'

'જુઓને, કોઈવાર એમની જોડે વાત કાઢો, ને પૂછો કે એમનો પરણવાનો જરા પણ વિચાર છે ખરો?'

'મેં પૂછી જોયું છે. એણે હંમેશાં ના કહી છે.'

'શું કહ્યું છે એ જવા દો. ફરી પૂછો. ને પછી ધીરે ધીરે એમની પાસે મારે વિષે વાત કરાવો.'

'એની પાસે તમારે વિષે વાત કરાવું — હા!'

'કાકા, તમે વચ્ચે બોલ્યા વિના નહીં જ રહો,' કહી એંગસ નાના છોકરાની પેઠે હસી પડ્યો. 'હું કહું છું કે પછી તમે જાણી લો કે એમને મારે વિષે જરા પણ પ્રેમ છે ખરો?'

'ને પછી? પછી તમારાં ગુણગાન કરું?'

'મારાં ગુણગાન? મારામાં ગાવા જેવા ગુણ જ ક્યાં છે તે? તમારી પાસે હું એક શબ્દ પણ કહેવડાવવા નથી માગતો. એમને

બોલવા દો, એ શું કહે છે તે સાંભળી લો, ને પછી મને કહો.'

'પછી તમને કહું — હા — હા — સમજ્યો! પણ ધારો કે એ તમારામાં કંઈ દોષ જુએ, ને તમે એને ગમો એવી જાતના માણસ નથી એમ કહે, તો શું?'

'તો,' એંગસે નિસાસો નાખીને કહ્યું, 'મારી ચોપડી કદી પૂરી નહીં થાય.'

'ઓહો! એટલે લગી વાત પહોંચી છે?'

'હા, એટલે લગી. શી રીતે બન્યું એ હું નથી કહી શકતો. મારું લખેલું એમને વંચાવવાનું છે ને એમનો અભિપ્રાય પૂછવાનો છે, એટલી ધારણ મારા મનમાં ન હોય તો મારાથી એક પાનું પણ લખી શકાય એમ મને નથી લાગતું.'

ડેવીડ કંઈ બોલ્યો નહીં. થોડી વાર રહીને એંગસ કહેવા લાગ્યો:

'તમે તો જાણો છો, કાકા, કે હું ગરીબ માણસ છું — મિસ મેરી કરતાંયે ગરીબ. મારી ચોપડી પૂરી થાય ને મને એના સો બસો પાઉંડ મળે, તો મારાથી એમની આગળ પરણવાની વાત કરી શકાય. એ પૈસાથી અમારો ઘરસંસાર ચાલતો થાય. આ ઝૂંપડીમાં રહેવાનું મળે એના કરતાં વધારે મારે કંઈ જોઈતું નથી. મને એ પતિ તરીકે અહીં રહેવા દે, તો અમારું જીવન અત્યંત સુખી બને — ને અમારાં જીવનની હજારો માણસ અદેખાઈ કરે! બેશક, જો એમને મારે વિષે પ્રેમ હોય તો.'

'હા — એ મોટો "જો" વચ્ચે પડેલો છે ને!'

'છેસ્તો! એટલા માટે તો તમારી મદદ માગું છું. એમના મનમાં મારે વિષે જરા પણ અણગમો હોય, તો બહેતર છે કે હું અહીંથી બીજે ચાલ્યો જાઉં ને મારું ફોડી લઉં. તો એમને ખબર પણ નહીં પડે કે મારા મનમાં આવો વિચાર કદી આવ્યો હતો. એમની શાન્તિમાં ખલેલ પાડવા કરતાં તો હું બીજું કંઈ પણ પગલું પસંદ કરું.'

'હું મારાથી બનતું જરૂર કરીશ. હવે મેરીને પાછી આવવાનો વખત થયો છે. આવે ત્યારે દરવાજો ઉઘાડવા તમે જજો ને.'

'એમ ?'

'હા.'

તે દિવસે સાંજે એંગસ જમીને ગયો તે છેક અઠવાડિયા પછી, બેસતા વરસની આગલી સાંજે, આવ્યો. આ રાત એ ત્રણુ જણે એકલાં એકલાં જ ઊજવી. મધરાતે નવું વરસ બેસે તેના ઘંટ વાગતા સાંભળવા ડેવીડ જાગે એ વિચાર મેરીને રુચ્યો નહીં. પણ ડેવીડનો નિશ્ચય એવો પાકો હતો કે એને ઠેલી શકાય એમ નહોતું.

'મને મરજી પ્રમાણે કરવા દે, બહેન,' તેણે મેરીને આજીજી કરી. 'વખત છે આવતું નવું વરસ ન પણ જોવા પામું.'

'જાઓ, જાઓ! હજુ તો ઘણાં નવાં વરસ જોવાનાં છે તમારે.'

'ભગવાનની મરજી હોય તો. પણ ભગવાનની મરજી ન હોય — તો —'

'લો, તમારે જાગવું હોય તો જરૂર જાગજો! મિ. રે છે, એટલે કંટાળો તો નહીં આવે.'

'તમે ન હો,' એંગસે કહ્યું, 'તો વખત ન જાય, ને કંટાળો જરૂર આવે.'

'ઓહો,' મેરી બોલી, 'હું તો નવું વરસ બેસતું જોવા હંમેશાં જાગું છું. બાપુ જાગતા; ને મને એમની ટેવો ચાલુ રાખવી ગમે છે. પણ તમારે ગાવું પડશે, મિ. રે.'

'ને તમારે પણ.'

આ ગાયનો ચાલ્યાં તે દરમ્યાન ડેવીડ તો વિચારમગ્ન થઈને બેસી રહ્યો હતો. તેના મનમાં ભૂતકાળનું અવલોકન ચાલતું હતું. એ વિચારને અન્તે તે હોઠ ફફડાવીને મનમાં જ બોલ્યો: 'ભગવાન કરે તો હું એમની જિંદગી સુન્દર બનાવી શકું! હું મરી જાઉં તે

પહેલાં પ્રભુ મને મનની એટલી શાન્તિ આપે તો કેવું સારું ! ઈશ્વર એમનું ભલું કરે !' એટલામાં દેવળના ઘંટ વાગવા માંડેલા તે બંધ થયા. મેરીએ ડોક ફેરવી.

'જૂનું વરસ ખલાસ થયું, કાકા !'

પછી તે ડેવીડ પાસે જઈ, તેને નમન કરવા, ઘૂંટણિયે પડી.

'મને તો આ વરસ બહુ સારું નીવડયું છે,' તેણે કહ્યું. 'મારી કાળજી લેવા એ તમને મારી પાસે લઈ આવ્યું, ને તમારી કાળજી લેવા મને તમારી પાસે લઈ ગયું, ખરું કે નહીં ?'

ડેવીડે તેનો ધ્રૂજતો હાથ મેરીના હાથ પર મૂકયો, પણ તે કંઈ બોલ્યો નહીં. મેરીએ ઊંચી નજર કરી તેની સામે જોયું.

'તમે થાકયા તો નથી ને ?'

ડેવીડે ડોકું ધુણાવ્યું. 'ના, બહેન, ના !'

એટલામાં દેવળના ઘંટ ફરી વાગવા લાગ્યા.

'સાલ મુબારક, મિસ મેરી !' એંગસે ઊમરા પાસેથી મેરી સામે જોઈને કહ્યું. 'ડેવીડકાકા, સાલ મુબારક !'

ડેવીડે અત્યંત કોમળતાથી તેના ધ્રૂજતા હાથ ઉઠાવી મેરીને માથે મૂકયા.

'ઘરડા માણસના આશીર્વાદ લે, બહેન !' તેણે હળવે રહીને કહ્યું. 'હું તારો ઘણો જ ઓશિંગણ છું.'

તેણે હાથ ઊંચા કર્યા, એટલે મેરીએ તે લઈ તેના પર ચૂમી ભરી. એની આંખમાં આંસુ હતાં, પણ તે એણે તરત જ લૂછી નાખ્યાં.

'તમે બાપુના જેવું જ બોલો છો !' તેણે હસતાં હસતાં કહ્યું. 'એ પણ જરાજરામાં અહેસાન માનતા.'

પછી ડેવીડ પાસેથી ઊઠી તે એંગસ તરફ ગઈ, ને તેના તરફ બંને હાથ લાંબા કર્યા.

'સાલ મુબારક, મિ. રે ! ને ફતેહ થાઓ તમારી ચોપડીની!'

એણે લંબાવેલા હાથ એંગસે ઝાલી લીધા.

'તમે એની ફતેહ ઇચ્છશો તો જરૂર ફતેહ થશે.'

મેરીએ એની સામે જોયું, ને કંઈક જવાબ મોઢે આવ્યો, પણ એંગસની આંખોમાં તેણે જે ભાવ વાંચ્યો તેનાથી તેના હોઠ પર આવીને અટકી ગયો. એનું મોઢું એકદમ લાલચોળ થઈ ગયું, ને પછી ફીકું પડી ગયું. બંને જણ ખુલ્લા બારણાના ઊંમરા પર મૂર્ગાં ને મૂંઝાયેલાં જેવાં ઊભાં રહ્યાં. ઘંટ વાગતા બંધ થયા, એટલે બે જણ 'સાહેબજી' કરીને છૂટાં પડ્યાં.

## ૨૧. પ્રેમ કેવો હોય?

ઍંગસ હવે લોકોમાં પણ ઠીકઠીક ભળવા લાગ્યો હતો. એક-વાર મેરીને ઘેર વાતચીતમાં બર્ન્સ અને ટ્‌વીટ પણ હાજર હતા. વાતવાતમાં ટ્‌વીટ ઍંગસને કહે: 'તમને તો દુનિયાનું ઘણું ભારે જ્ઞાન હોવું જોઈએ, નહીં મિસ્તર?'

'મને પણ એમ જ લાગે છે,' બર્ન્સે ટાપશી પૂરી.

ઍંગસ જરા હસ્યો. 'કોણ જાણે!' તેણે કહ્યું. 'એને જોઈએ તો દુનિયાનું જ્ઞાન કહો. હું એને જિંદગીની કાળી બાજુનું દુઃખદ દર્શન માનું છું. મને તો તડકામાં ચાલવાનું ગમે.'

'તડકો તમે શાને કહો છો?' બર્ન્સે પૂછ્યું.

'પ્રામાણિકતા, સત્ય, ઈશ્વર ઉપર આસ્થા, માણસની ભલાઈ ઉપર વિશ્વાસ! રાતદહાડો કાળાંધોળાં કરવાં, માણસો તરફ વહેમની નજરે જોવું, લોકોની નિન્દા કરવી, ને મનમાં હલકાશ રાખવી—ઓ પ્રભુ—એ હલકાશ તે કેવી! એ કંઈ તડકો નથી. વર્તમાનપત્રો એ જગતમાં લોકશિક્ષણ આપનારી મોટામાં મોટી શક્તિ છે, પણ તેનો દુરુપયોગ થાય છે.'

'ખરી વાત છે,' ટ્‌વીટ બોલ્યો. 'લંડનથી મારું રોજિંદું છાપું આવે છે. તેમાં અડધું પાનું ભરીને ગોળીઓની જાહેરાત, ને બીજું અડધું પાનું ભરીને શક્તિવર્ધક દવાઓનાં વખાણ જોઉં છું, ત્યારે મને મનમાં ઘણીવાર થાય છે: "અલ્યા ટ્‌વીટ! તું આ છાપાનો રોજ એક પેની શાને સારુ આપે છે? પેટંટ ગોળી માટે કે સમાચાર માટે? શક્તિની દવા માટે કે છેલ્લામાં છેલ્લા રાજકાજ માટે?" ને ટ્‌વીટ—હું પોતે જ—જવાબ આપે છે કે "સમાચાર અને રાજકાજ માટે જ, બેશક." ત્યારે હું કહું છું: "ટ્‌વીટ, તને એવું તો કશું

મળતું નથી !" થોડા દહાડા પર જોઉં તો લાંબું વર્ણન આપેલું "રૂપાળાં કેમ થવું" એને વિષે. એ ન ભાયડાને કામનું, ને બાયડીને. મૂરખ બૈરાંને માટે એ બધી લટપટ કરેલી. "રૂપાળાં કેમ થવું" એ કંઈ દુનિયાની ખબર ન કહેવાય.'

'નહીંસ્તો !' એંગસે કહ્યું, દુનિયાના સમાચાર તમને જણાવવાના નથી હોતા. સમાચાર, ખરા સમાચાર, પર શેરબજારની માલિકી હોય છે. એનો મુખ્ય ઉપયોગ જુગારના કામ માટે થાય છે.'

'ખરેખર ?' બન્સે પૂછ્યું.

'હા, ખરેખર.'

'તમે શું એમ કહેવા માગો છો,' ડેવીડે કહ્યું, 'કે જગતના દેશોનાં કામકાજની બાબતો લોકોને કહેવી જોઈએ એવી રીતે કહેવાતી નથી, ને થોડા લોકો જેમનો સ્વાર્થ ડૂબે એવો હોય છે તેઓ એ ખબરો છૂપી રાખે છે ?'*

'હા. હું જરૂર એમ કહેવા માગું છું.'

'મેં એમ માન્યું જ હતું. હું લંડનમાં ઑફીસનું કામ કરતો ત્યારે શહેરની કોઈ કોઈ મોટી પેઢીઓની વેપારની યોજનાઓ વિષે સાંભળતો. ત્યારે મને ઘણીવાર થતું કે લોકો જાણવા પામે તો શું કહે ?'

'શું જાણવા પામે ?' બન્સે પૂછ્યું.

'છાપાંના મુખ્ય શેરહોલ્ડરોનાં નામ જ તો !' એંગસે ઠંડે પેટે કહ્યું. 'એ જોઈને લોકોની આંખ ઊઘડે. અત્યારે બ્રિટનમાં

---

*ઇંગ્લંડનાં, વીસમી સદીના પહેલા દસકાનાં, વર્તમાનપત્રોની આ વાત છે, એટલું ધ્યાનમાં રાખીને આ ભાગ વાંચવાનો છે. 'ધી ઇન્સૅનીટી ફૅર' નામના પુસ્તકનો લેખક ડગલસ રીડ ઇંગ્લંડમાં અનેક મોટાં છાપાંના માલિક લૉર્ડ નૉર્થક્લીફનો મંત્રી હતો. તેણે લખ્યું છે કે લૉર્ડ નૉર્થક્લીફ દુનિયામાંથી આવેલી ખબરોમાં પણ મરજીમાં આવે તેવા ફેરફારો કરતો. — ચં.

"સમાચારપત્રોની સ્વતન્ત્રતા" નહીંજેવી છે. છાપાં એ ખોબા જેટલા પૈસાદાર માણસોની મિલકત બની ગયાં છે.'

'આ વાત જેમ અમને કહો છો તેમ કોક દહાડો લોકોને કહેવાની હિંમત તમે કરશોને?' મેરીએ પૂછ્યું.

'હા, કરીશ! એની ફિકર ન કરશો. હું જો કંઇક થઈશ, કંઈક થઈ શકીશ, તો જર્મન ને અમેરિકન યહૂદીઓ મારી પ્રજાને ગળી જાય એ વસ્તુ રોકવાને જમીન આસમાન એક કરીશ.'

'મને એ વાત ગમે છે,' ડેવીડે કહ્યું. 'પણ તમારે એ કામ કરવું હોય તો પુષ્કળ પૈસા જોઈશે. મને થાય છે, મિ. રે, કે તમારી પાસે દસ લાખ હોય તો તમે શું કરો?—વીસ લાખ હોય તો?—ત્રીસ લાખ?—ચાળીસ લાખ?'

'અધધધ—બસ કરો—બસ કરો—ડેવીડ,' ટ્વીટ હાથ ઊંચા કરીને બોલી ઊઠ્યો. 'મારું તો હૈયું ફફડી ઊઠે છે.'

સહુ હસી પડ્યાં. એંગસના હાસ્યનો અવાજ સૌથી મોટો નીકળ્યો.

'મને ખબર છે એનું શું કરવું તે,' તેણે કહ્યું. 'પણ એ પૈસાનો ઉપયોગ હું મારા સ્વાર્થ માટે તો ન જ કરું. કસમ ખાઈને કહું છું. હું તો એમાંથી એક દૈનિક છાપું સચ્ચાઈના ધોરણ પર ચલાવું.'

'પણ એ વેચાય નહીં!' ડેવીડે કહ્યું.

'વેચાય! વેચાવું જોઈએ! હું લોકોને સાચેસાચી વાત કહું. નાણાંબજારના જે દગાફટકા મારી જાણમાં આવે તે હું ઉઘાડા પાડું.'

'તો તમારે અદાલતમાં જ ધામા નાખવા વારો આવે,' બન્સે કહ્યું. 'ખરું કે નહીં, ડેવીડકાકા? અદાલત એ જ મિ. રેનું કાયમનું સરનામું થઈ પડે કે નહીં?'

હસતાં હસતાં વાત પૂરી કરી મંડળી વિખેરાઈ.

આ પછી અનુકૂળ વખત જોઈને, મેરી જોડે બીજી કંઈક

વાત ચાલતી હતી તેમાં વચ્ચે જ, ડેવીડે પ્રેમનો ઉલ્લેખ કર્યો ને કહ્યું: 'દુનિયામાં કોઈ સારી વસ્તુ હોય તો તે પ્રેમ જ છે.'

'તમે એમ માનો છો, કાકા ?' મેરીથી અજાણતાં જ નિસાસો નખાઈ ગયો. 'મારા મનને એવી ખાતરી નથી.'

ડેવીડ એકદમ બેચેન થઈને તેની સામે જોઈ રહ્યો. 'હું પ્રેમમાં માનતી નથી,' એમ લુસી સોરેલની પેઠે આ પણ કહેશે કે શું ?

'મારા મનને એવી ખાતરી નથી,' મેરી ફરી બોલી. 'પ્રેમની વાત તો બહુ થાય છે, પણ મને ઘણીવાર લાગે છે કે આચરણ કરતાં વાત જ વધારે થાય છે. જેને "પ્રેમ" કહે છે તેમાં ઘણે ભાગે એવું બને છે ખરું. હું જાણું છું કે જગતમાં ખરેખરો ને સુન્દર પ્રેમ પણ હોય છે—જેવો મને મારા બાપુ પર હતો ને જેવો એમને મારા પર હતો. પણ જે જુવાન સાથે મારી સગાઈ થયેલી તેના પર મને જે પ્રેમ હતો તે સાવ જુદી જ વસ્તુ હતી.'

'જરૂર ! ને એ કુદરતી હતું. તારા બાપુ પર તને પ્રેમ હતો તે દીકરીનો હતો. પેલા જુવાન પર જે પ્રેમ હતો તે પ્રિયાનો હતો — ખરું કેની ?'

'પ્રિયા એ બહુ મધુર શબ્દ છે. જૂની ઢબનો પણ છે. મને જૂની ઢબની વસ્તુઓ ગમે છે. પણ મને નથી લાગતું કે મને એ જુવાન પર હતો તેને પ્રિયાનો પ્રેમ કહી શકાય. એ સાવ અચાનક અણધારી રીતે ફૂટી આવેલો. એને હું ગમી ગઈ, ને અમે સાથે દૂર દૂર સુધી ફરવા જવા લાગ્યાં. એને પોતાને તો કંઈ ઝાઝું કહેવાનું હતું નહીં — ઘણોખરો વખત તો એ બીડી પીધા કરતો. પણ હતો પ્રમાણિક ને આદરપાત્ર. મને એને વિષે કંઈક મોહ ઊપજ્યો, એટલે એણે જ્યારે માગું કર્યું ત્યારે મેં ઝાઝો વિચાર કર્યા વિના હા પાડી. મને થયું, મને ઠેકાણે પડેલી જોઈ બાપુ રાજી થશે. પણ એણે જ્યારે સગપણ તોડી નાખ્યું ને મને પડતી મૂકી ત્યારે હું

એક બે દિવસ તો બહુ ધૂંઆપૂંઆ થઈ — મને લાગે છે એનું મોટું કારણ એ હતું કે મારે ફરવા જવાનું બંધ થઇ ગયું. ત્યારે મને પચ્ચીસ વરસ પણ નહોતાં થયાં. પણ હવે પાંત્રીસ થવા આવ્યાં, એટલે મને ખબર પડે છે કે હું એ વખતે સાચા પ્રેમ વિષે કશું જ સમજતી નહોતી. એ મનનો એક તરંગ હતો; ને બીજા જુવાનો કરતાં એ એક જુવાનને વધારે મળવાનું પરિણામ હતું. એને તો પ્રેમ ન જ કહેવાય.'

'ખરી વાત. પણ તું ખરો પ્રેમ શાને ગણે છે? મને કહી શકશે?'

મેરીની આંખમાં એક જાતનું સ્વપ્નસમું તેજ આવ્યું, ને તેના હોઠ જરા કાંપ્યા.

'તમને કહી શકું? બહુ સારી રીતે કદાચ નહીં કહી શકું; પણ પ્રયત્ન કરીશ. પણ મારે માટે તો એ ખેલ ખલાસ થઇ ગયો છે. એટલે પ્રેમ કેવો હોવો જોઈએ એનો ચિતાર મારે મનથી જ ખડો કરવો રહ્યો. મને એ કદી મળ્યો નથી. એટલે કે જે પ્રેમનું સ્વપ્ન મેં સેવ્યું છે એ જાતનો પ્રેમ મને કદી મળ્યો નથી; ને મારા જેવી ઘરડી કુમારિકા આવી વાત કરે એ પણ મૂર્ખાઈ લાગે છે. પણ મારે મન પ્રેમ એ જીવનનું સર્વસ્વ હોવું જોઈએ! મને જો કોઈ પુરુષને વિષે પ્રેમ હોય — ' તે બોલતી અટકી ગઈ, તેના મોઢા પર શેરડા પડી ગયા. ડેવીડે તો આંખ એના મોઢા પરથી ખસેડી જ નહોતી.

'હા? ઠીક છે — ચલાવ આગળ — તને જો કોઈ પુરુષને વિષે પ્રેમ હોય — '

'મને જો કોઈ પુરુષને વિષે પ્રેમ હોય, કાકા, તો હું એમાં મારું આખું જીવન ઢાલવી દઉં. જે વસ્તુમાં એ પુરુષને પહેલો ને મોટામાં મોટો હિસ્સો ન મળવાનો હોય એવી કશી વસ્તુનો કદી વિચાર જ ન કરું. સૂર્યના એકેએક કિરણમાં મને એની હેતાળ નજર જ

દેખાય. સંગીતના એકેએક સૂરમાં મને એની પ્રેમાળ વાણી સંભળાય. હું એકલી કોઈ ચોપડી વાંચતી હોઉં, તો મને એવો જ વિચાર આવે કે આમાંથી કયું વાક્ય એમને સૌથી વધારે ગમશે? હું ફૂલ ચૂંટું તો મારા મનને પૂછું કે આ ફૂલ હું પહેરું એ એમને ગમશે ખરું? હું એમના જીવન દ્વારા, ને એમને માટે, જીવું. એ મારાં લોચન, મારું હૃદય, મારો આત્મા બની જાય! એમના વિના મને બધે સુનકાર લાગે —'

બોલતાં બોલતાં એને ડસકું આવી ગયું, ને એની આંખો આંસુથી ભરાઇ ગઈ.

'આ શું, મેરી? મેરી, બહેન, રો નહીં.'

'હું રોતી નથી, કાકા. હું માત્ર એ લાગણી અનુભવું છું! જેમ કોઈ અત્યંત કરુણ અને મધુર કાવ્ય વાંચતાં મને આંખમાં આંસુ આવે છે, તેમ જ્યારે પ્રેમની વાત કરું છું — ખાસ કરીને મારે માટે જિંદગીમાં એ લહાવો લેવા વારો કદી આવવાનો નથી એટલા માટે — મને ડૂમો ભરાઈ આવે છે.'

'પણ પ્રેમ શું એ તો તું જાણે જ છે. તારા કરતાં વધારે પ્રેમાળ હૈયું દુનિયામાં નહ હોય.'

'હા, મારી પાસે પ્રેમાળ હૈયું છે. પણ એ જ મોટામાં મોટી દુ:ખની વાત છે. હું ચાહી શકું છું. પણ મને કોઈ ચાહતુ નથી, કે હવે ચાહવાનું નથી. એ માટેની મારી ઉંમર વીતી ગઈ. ત્રીસ વરસ ઉપરની સ્ત્રીને કોઈ પુરુષ ચાહે નહીં. પ્રેમનો લહાવો ખલાસ થઈ ગયો. પણ મારું હૃદય શાન્ત પડ્યું નથી. તેં અજંપો કર્યા જ કરે છે. તમે મારા બાપુ હો એવી રીતે દિલ ખોલીને તમારી આગળ વાત કરું છું. તમે કહો—મારા પર પ્રેમ કરનાર કોઈ હોય એવી ઝંખના મને કોઈકોઈવાર થાય તો એમાં બહુ અજુગતું કે સ્વાર્થી એવું કંઈ છે ખરું? મને તો થાય છે કે ભગવાને કૃપા કરીને મને પતિ આપ્યો હોત, બાળકો આપ્યાં હોત, તો કેવું સારું થાત!

બાળકને હાથમાં લઈ છાનું રાખવાનું મને બહુ ગમત. હું એને એવું ઉછેરત કે એ સુખી થાત, ભલું થાત, ને સહુને માટે આશીર્વાદ સમાન નીવડત. કેટલીક સ્ત્રીઓ બાળકોની પરવા કરતી નથી—પણ હું તો મારાં બાળકો પર બહુ વહાલ રાખત!'

પળવાર થોભીને પાછી કહેવા લાગી: 'પણ જે વાતનો ઉપાય નથી તેની વિમાસણ કર્યે શો લાભ? માત્ર કેટલીકવાર મને એમ થઈ આવે છે કે મારા હૃદયમાં કેટલો બધો પ્રેમ ભરેલો છે—ને બધો નકામો વેડફાઈ જાય છે!'

'વેડફાઈ જાય છે?' ડેવીડે હેતથી કહ્યું. 'પ્રેમ કદી નકામો વેડફાઈ જાય એમ તું માને છે?'

'ક્યારેક માનું છું, ક્યારેક નથી માનતી. મને કોઈ માણસને વિષે બહુ પ્રેમ ઊપજે છે, ત્યારે મનને રોકી લઉં છું, ને કહું છું: ધ્યાન રાખ! કદાચ એ તને નહીં ચાહતા હોય!'

'ઓહો! એ માણસ તે કોઈ પુરુષ હોવો જોઈએ, એમને!'

'ના—ખાસ નહીં. પણ હવે—દાખલા તરીકે,' જાણે કંઈક ઊંડી લાગણી ઢાંકવી હોય એવી રીતે તે ઝડપથી બોલવા લાગી—'મને તમે બહુ ગમો છો—મને તમારે વિષે બહુ વહાલ છે—તમને હું આટલી સારી રીતે ઓળખતી થઈ છું; તમારો સ્વભાવ, તમારી ટેવો બધું સમજી શકું છું—પણ મને તમે જેટલા ગમો છો એટલી હું તમને ગમું છું એવી ખાતરી ન રાખી શકાય—ખરું કે નહીં?'

ડેવીડે હેત અને આભારની લાગણીથી મેરી સામે જોયું.

'તું જો કોઈ પણ વાતની ખાતરી રાખી શકે, તો આ વાતની ખાતરી રાખજે. તું મને "ગમે છે" એમ કહેવાથી મારી લાગણીનું બહુ અધૂરું વર્ણન થાય. તેં તો મારો જીવ ઉગાર્યો છે. અને હું કેવળ ગરીબ ને બુઢ્ઢો માણસ છું, છતાં જો મારાથી સાહસ કરીને કહી શકાય તો હું કહું કે હું તને ચાહું છું!'

મેરીનું મોઢું હર્ષથી દીપી ઊઠ્યું.

'કહો, કાકા ! જરૂર કહો ! મને એ વચન સાંભળવાનું બહુ ગમશે.'

'હું તને ચાહું છું, મેરી — બાપને દીકરી પર જેવો પ્રેમ હોય તેવો પ્રેમ મને તારા પર છે, ને હું તને આશિષ આપું છું. તેં મારી ઘણી સેવા કરી છે. મને એટલું જ થાય છે કે હું આટલો ઘરડો, નબળો, ને તારા પર પરાધીન ન હોત તો કેવું સારું થાત. તારે વિષે મને જે હેત છે તે બતાવવાને મારાથી કશું બની શકે એમ નથી — હું તો તારે માથે ભારરૂપ છું —'

મેરીએ આંગળીઓ હળવે રહીને પોતાના હોઠ પર મૂકી.

'શ્ — શ્ — શ. એ વાત ક્યાંથી કાઢી પાછી ? હું એ સાંભળવાની જ નથી. તમને મારે વિષે હેત છે એ જાણીને હું બહુ રાજી થઈ. મારા જીવનમાં નવો આનન્દ ઉમેરાયો. તમને ખબર છે, હું ઘણીવાર એવો વિચાર કરું છું કે તમને પ્રભુએ જ મારી પાસે મોકલ્યા હોવા જોઈએ !'

'ખરેખર ? કેમ ?'

'ખરું કહું તો મને એકલીને ગમતું નહોતું. દહાડો લાંબો લાગતો. એકલા જીવને માટે કામ કરવામાં પણ રસ ન આવે. મારા બાપુ બહુ યાદ આવે, ને હું સોર્યા કરું. એમની ખાલી ખુરસી જોતાં મને કંઈનું કંઈ થઈ આવે. તમે મને ટેકરી પર એકલા ને માંદા પડેલા મળ્યા, ને હું તમને ઘેર લાવી, ત્યારથી મને સુનકાર લાગતો મટ્યો. કોકને માટે મારે કંઈ કામ કરવાનું છે એ જોઈને હું રાજી થઈ. તમે મારે ત્યાં આવ્યા ત્યારથી મારા સુખમાં ઘણો વધારો થયો છે. આપણે છેક છેવટ સુધી બાપદીકરીની જેમ રહીશું, નહીં ?'

ડેવીડ કંઈ બોલ્યો નહીં.

'હવે તમે મારી પાસેથી ચાલ્યા નહીં જાઓને, કાકા ? તમે કમાઈને મારું બધું લેણું વાળી રહેશો પછી પણ નહીં જાઓ,

એમ કહો.'

'મારી પાસેથી કશું વચન ન માગ, બહેન. આસથી રહી શકાશે ત્યાં સુધી તારી સાથે જરૂર રહીશ.'

'જુઓ, તમે જતા રહેશો તો મને બહુ જ દુઃખ થશે. ને મારી ખાતરી છે મારા કરતાં વધારે તમારી કાળજી કોઈ નહીં રાખે.'

'એની મને પણ ખાતરી છે. મારી આટલી બધી કાળજી જિંદગીમાં કોઈએ નથી રાખી. મિ. રે માને છે કે હું બહુ ભાગ્યશાળી છું.'

'મિ. રે!' મેરીએ એ નામનો પડઘો પાડ્યો, ને અટકી ગઈ.

'તને મિ. રે ગમતા નથી?' ડેવીડે પૂછ્યું.

'વાહ, કેમ, ગમે છે! હું માનું છું આખા વેરકુમમાં દરેક જણને ગમે છે.'

'મને થાય છે એ કદી પરણશે ખરા?'

'મને પણ થાય છે! હું તો એટલું જ ઇચ્છું છું કે પરણે તો એમને એવી કોઈ મીઠી મધુરી છોકરી મળજો જે એમના પર ખરેખરો પ્રેમ રાખે ને એમને માટે ગર્વ ધરાવે. કેમકે એ મહાપુરુષ થવાના છે—કોક દહાડો બહુ પ્રખ્યાત થશે!'

'તને એમ લાગે છે?'

'મારી તો ખાતરી છે!'

'અને એ "કોઈ મીઠી મધુરી છોકરી" ને પરણે એમ તું ઇચ્છે છે? તેં આમ કહેલું એ હું એમને કહીશ.'

મેરી કંઈ બોલી નહીં. તેણે લાકડાના બેત્રણ કકડા દેવતામાં નાખ્યા.

'એવી છોકરીઓના ગુમાનનો કંઈ પાર નથી હોતો; ને તેને લીધે, તેમને જે પ્રેમ મળે છે તેની કદર તેઓ કરી શકતી નથી. મિ. રેનો પ્રેમ બહુ ઊંડો હોય; એટલે એની જોડે કોઈ ખેલ કરે

કે એ પ્રેમને તરછોડે એ એમનાથી સહન ન થાય.'

'એવા પ્રેમની જોડે કોણ ખેલ કરે કે એને કોણ તરછોડે ! એમના હૃદયને ઓળખનારી કોઈ સ્ત્રી તો એ પ્રેમને ફેંકી ન દે.'

'લુસી સોરેલ નામની પેલી છોકરીની વાત એમણે કરેલી તે.'

'એ તો દુષ્ટ હતી — સાવ દુષ્ટ ! એક ઘરડા માણસને તેના પૈસાને ખાતર પરણવા માટે પેરવી કરે ને કાવતરાં રચે એવી છોકરી તો સાવ નકામી હોવી જોઈએ. મને થાય છે કે લુસી સોરેલની જગાએ હું હોત તો કેવું સારું થાત !'

'હા ! તો તું શું કરત ?'

'હું એના જેવડી ઉંમરની છોકરી હોત, ને ઍંગસ રે જેવા સરસ પુરુષનું હૃદય જીતવાનું સદ્ભાગ્ય મને મળ્યું હોત, તો હું પ્રભુનો પાડ માનત. ને એ મને કહેત તો હું વરસો સુધી એમને માટે વાટ જોતી બેસત. મારાથી થાત એટલી મદદ એમને કરત; અને મને સૂઝત તેટલી રીતે એમને ઉત્સાહ આપત ને પાનો ચડાવત. ને એમને કીર્તિ મળત ત્યારે મને કોઈ રાણી કરતાંયે વધારે ગર્વ થાત. હા, જરૂર થાત. હું તો માનું છું કે કોઈ છોકરીને ઍંગસ રે જેવો વર મળે તો એનું ભાગ્ય જ ગણાય.'

'તું થોડાં વરસ નાની નથી એ કેવી ખેદની વાત છે, મેરી ! તું પોતે એને ચાહી શકત.'

મેરીનું મોં એકાએક લાલચોળ થઈ ગયું, ને એમ લાગ્યું કે તેનાથી ચીસ પડાઈ જશે, પણ તેણે ચીસને દાબી દીધી. ગાલ પર લાલી આવી હતી તેવી ઊડી ગઈ, ને ચહેરો બહુ ફીકો થઈ ગયો.

'હા, ચાહી શકત !' શાન્તિથી બોલીને તે સહેજ હસી. 'બહુ સંભવિત હતું. પણ એવી તક હવે મારે માટે રહી નથી.'

તે ઊઠીને ઘરના કામકાજમાં ગૂંથાઈ ગઈ. ડેવીડને આશા બંધાઈ, ને થયું કે ઍંગસને માટે રસ્તો ખુલ્લો છે.

## ૨૨. ભારેલો અગ્નિ

તે દિવસે બપોરે ડેવીડે મેરી જોડે થયેલી વાતનો સાર એંગસને કહી સંભળાવ્યો, ને કહ્યું: 'તમે એની સાથે વાત કેમ કરતા નથી?'

'મારી હિંમત નથી ચાલતી. હું બહુ ગરીબ છું.'

'એ એટલી બધી તવંગર છે?'

'મારા કરતાં તો તવંગર ખરાં જ.'

'સંભવ છે કે આખો જન્મારો એ તમારા કરતાં તવંગર રહે. સાહિત્યકારોએ કદી લખપતિ થવાની આશા ન રાખવી જોઈએ.'

'એ મને કહેવાની જરૂર નથી — હું જાણું છું,' કહી એંગસ હસી પડ્યો. 'વળી મારે લખપતિ થવું પણ નથી. પણ મારે તો એક બીજી ખબર તમને કહેવી હતી. પેલા ડેવીડ હેમ્સ્લીને વિષે મેં તમને વાત કહેલી, યાદ છે?'

'હા, છે યાદ.'

'છાપાં કહે છે કે એ મરી ગયો.'

'ઓહો! એ મરી ગયો છે એમ છાપાં કહે છે, એમ કે?'

'કોકે પૈસાને ખાતર એનું ખૂન પણ કર્યું હોય. પણ એથી ખૂનીને શો લાભ થાય એ હું સમજી શકતો નથી. એના પૈસા તો આખરે એના વારસને મળશે.'

'એને વારસ છે ખરો કે?'

'કોકને તો આટલી બધી દોલત આપી જ ગયો હશે. એને બે છોકરા હતા, પણ તે તો મરી ગયા. સંભવ છે લુસી સોરેલને કુલ વારસ બનાવી હોય.'

'ખરું. સાવ બનવાજોગ છે.'

'બેશક, મરી ગયો એમ તો છાપાં કહે છે. પણ એના વકીલ

વેસી એંડ સિમન્ડ્ઝની કંપનીએ તો છાપાંને કાગળ લખ્યો છે કે એના મરણની ખબર ખોટી છે; વળી એ તબિયતને કારણે પ્રવાસે ગયો છે, ને ખરેખરો આરામ મળે એટલા માટે પોતે ક્યાં છે તે લોકોને જાણવા દેવા નથી માગતો.'

ડેવીડને મનમાં થયું, મને ખબર હતી કે વેસી પર આવી વાતમાં ભરોસો રાખી જ શકાય એવો છે. મોટેથી તેણે કહ્યું:

'હું તો છાપાંના ખબરપત્રી કરતાં એના વકીલની વાત વધારે માનું. તમે ન માનો?'

'બેશક. હું લુસી સોરેલ જોડે એક કાળે પ્રેમમાં ન હોત, તો આ અફવામાં જરાયે રસ ન લેત. એ ડોસો ખરેખર મરી ગયો હશે, ને એ છોકરી મા કશી વેતરણ કરી નહીં હોય, તો એ બિચારીનું શું થશે?'

'મજૂરી કરવા જશે! એના કરતાં સારી એવી ઘણી સ્ત્રીઓને મજૂરી કરવી પડે છે'

થોડી વાર શાન્તિ રહ્યા પછી ડેવીડે કહ્યું: 'મને લાગે છે, મિ. રે, કે તમારે મેરી આગળ દિલ ખોલીને વાત કરવી જોઇએ.'

'ખરેખર? કેમ?'

'કેમ? હું માનું છું એ તમને ચાહે છે!'

'ખરેખાત?'

'હા, ખરેખાત.'

મેરી તે વખતે માથું દુખતું હોવાથી ઘરમાં સૂઈ રહી હતી. એટલે એંગસ વાત કર્યા વિના જ ચાલ્યો ગયો. તેના ગયા પછી ડેવીડ વિચારમાં પડી ગયો. પોતે કોણ છે ને કેવી સ્થિતિમાં આવી પડ્યો છે એના વિચારો આવ્યા. પણ અહીં એ સાવ સુખી હતો. તેણે મનમાં કહ્યું: 'ધરતીનું ધન જતું કરીને હું પ્રભુનું ધન મેળવીશ. એ ધનને નથી જીવાત ખાતી, નથી કાટ ચડતો, નથી ચોર ચોરી જતા! આહા! કેવું એ ધન!'

મેરી પાછી રસોડામાં આવી એટલે ડેવીડે પૂછ્યું: 'માથું ઊતરી ગયું, બહેન?'

'સાવ ઊતરી ગયું, કાકા. કોર સાંધીસાંધીને આંખ ખેંચાય તેથી જ દુખતું હતું.'

'પણ તું તો રોઈ હોય એમ દેખાય છે.'

'સ્ત્રીઓને એવું લાગે ત્યારે રડવું આવ્યા વિના ન રહે.'

'પણ તને એવું લાગતું હતું?'

'હા. ઘણીવાર લાગે છે.'

'કેમ?'

'કોણ જાણે! મને યાદ છે હું નાની હતી ત્યારે, લાંબા શિયાળા પછી વસંતની પહેલી કળી ઊઘડેલી જોઇને હું રોઈ પડેલી, ને નીચી નમી મેં એને ચૂમી ભરેલી. એવો મારો સ્વભાવ છે. હું મૂરખી છું, કાકા' મારું હૃદય ઘણું મોટું છે — મારાથી જીરવાતું નથી — ને એમાં એવું ઘણું ભર્યું છે જે કદી બહાર આવતું નથી!'

'જ્વાળામુખીની પેઠે દબાઈ રહેલું છે. પણ એનો અગ્નિ તો અંદર પડેલો છે!'

'હા, અગ્નિ તો પડેલો છે જ! એને ઠરી જતાં હજુ વરસો લાગશે.'

'ભગવાન કરે ને એ કદી ઠરવા ન પામે. હું તો ઇચ્છું છું કે એ હંમેશાં બળે, ને તારું જીવન હૂંફાળું બનાવે! તારા હૃદયમાં એ અગ્નિ નહીં હોયને, બહેન, તો સ્વર્ગ પણ ટાઢું પડી જશે!'

ધીરેધીરે શિયાળો જઈ વસન્તનાં પગલાં દેખાવા માંડયાં. આખી સૃષ્ટિમાં નવા ચેતનનો સંચાર થવા લાગ્યો. કુદરતે વેરકુમનાં ઘરોને પાછી ફૂલની માળાઓ પહેરાવી દીધી. મેરીની ઝૂંપડી પર છાયા નાખતા વિશાળ વૃક્ષ પર પંખીઓ કલરવ કરવા લાગ્યાં; ને ગામમાંથી ટેકરી પર ચડી આવતાં બાળકો ચંડોળના ગાયન ને કોયલના ટહુકાની ખબરો આપવા લાગ્યાં. આ દિવસોમાં એંગસ

ઘણીવાર મેરીને સમજાવી ટેકરીઓ પર કે જંગલમાં ફરવા લઈ જતો. તેઓ આવી રીતે જઈને પાછાં આવતાં ત્યારે દર વખતે ડેવીડ આશાથી મીટ માંડીને બેસતો. તેના મનમાં આશ્ચર્ય, આશા ને બીક વારાફરતી આવી જતાં; ને વિમાસણ થતી કે એંગસ ક્યારે મેરી જોડે વાત કરશે ? પણ દિવસો પર દિવસો જવા લાગ્યા, ને કંઈ નવાજૂની થઈ નહીં, ડેવીડ ચિન્તા ઘણી કરે, પણ એ કંઈ એના હાથની વાત નહોતી. ટેકરી પર એક મોટો ખડક હતો, તેને લોકો 'દૈતનો કિલ્લો' કહેતા. ત્યાં આ બેજણ ઘણીવાર બેસતાં. એંગસને વાત કાઢવાનું મન તો ઘણીવાર થતું, પણ મેરીની આંખમાં એવું સૌમ્ય ગૌરવ ને એવી વિશુદ્ધિ તેને દેખાતાં કે તે શરમાઈ જતો, ને જીભ ઊપડતી નહીં.

એકવાર મેરી ટેકરીની છેક કોર પર ગઈ, એટલે એંગસ ગભરાઈને એની પાછળ ગયો, ને હાંફળોફાંફળો બોલી ઊઠ્યો : 'મિસ મેરી ! સંભાળજો હોં !'

'જરાયે બીવા જેવું નથી. હું ઘણીવાર એકલી અહીં આવું છું; ને ટાઢ, તડકો, વરસાદ ગમે તે હોય તોયે અહીંથી દરિયાનો દેખાવ જોઉં છું. મારા બાપુના મરણ પછી આ એક જ જગા મને સૌથી વધારે ગમતી. અહીં મને લાગતું કે હું સાવ એકલી ઈશ્વરની સન્મુખ ઊભેલી છું, ને એ એકલો જ મારું દુઃખ સમજે છે. રાતે ચાંદની પૂર બહારમાં ખીલી હોય ત્યારે અહીંની શોભા કંઇક ઓર હોય છે. નીચે પાણી તરફ જોઈએ, તો રૂપેરી તેજનાં મોજાં ઊછળતાં લાગે છે. ઉપર આકાશમાં તારાનો ચકચકાટ હોય છે. તે વખતે સંસારનાં સહુ દુઃખો ભૂલી જવાય છે. દેવદેવીઓ જાણે નજીક જ હોય એવો ભાસ થાય છે !'

'દેવદેવીઓની હસ્તીને હજુ સાચી માનનારી કોઈ સ્ત્રી જોવા મળે એ આનન્દની વાત ગણાય,' એંગસે કહ્યું.

'તમે નથી માનતા ?'

'માનું છું. પૂરા હૃદયથી માનું છું.'

મેરીના ચહેરા પર ગુલાબી રંગનું મોજું પળવાર પથરાઈ ગયું. સૂરજનું સખત તેજ રોકવાને આંખ પર હાથ ધરી, તે સમુદ્ર તરફ જોઈ રહી.

'આ ભવ્ય દેખાવ જોવાને ડેવીડકાકા અહીં આવી શક્યા હોત તો કેવું સારું થાત!' તે બોલી. 'પણ એમનામાં શક્તિ નથી. મને લાગે છે — ને એ વિચાર આવતાં હૈયું ધડકી ઊઠે છે — કે એ માને છે એના કરતાં એ ખરેખાત વધારે નબળા છે.'

'બિચારા ડોસા! તમે એમને માટે જે કંઈ બની શકે તે બધું કર્યું છે. એ તમારો ઘણો પાડ માને છે. થોડાં વરસ વધારે જીવી જાય તો કેવું સારું!'

'મને પણ એમ જ લાગે છે. મને તો એમના વિના ગમે જ નહીં. મને એમના પર ખરેખરો પ્રેમ છે.'

'મને લાગે છે એ જાણે છે ને રાજી થાય છે.'—દેતના કિલ્લાની એક આગળપડતી કરાડ પર બેઠેલા એંગસે મનની કંઈક વાત બોલી નાખવાની ભારે તૈયારી કરી.—'એ તો શું, કોઈ પણ રાજી થાય!'

મેરીએ કંઈ જવાબ દીધો નહીં. તેની નજર તો સમુદ્રની ક્ષિતિજ પર ચળકતા રૂપેરી પ્રકાશ પર હતી.

'તમે કોઈને ચાહો — તમને કોઈને વિષે હેત હોય — તો એ માણસ એથી રાજી થયા વિના ન જ રહે. દુનિયા એને જુદી જ દેખાય — '

મેરીએ તરત જ હસીને એંગસ સામે મોઢું ફેરવ્યું. એનો શ્વાસ જરા વધારે જોરથી ચાલવા લાગ્યો. 'હવે આપણે પાછાં જઈશું?' તેણે કહ્યું.

'જરૂર! હા — જો — જો તમારી મરજી હોય તો — પણ અહીં બેસવામાં મજા નથી?'

'કોક દહાડો ફરી આવીશું.'

આજે આથી વધારે વાત થઈ નહીં, ને ડેવીડને નિરાશ થવા વારો આવ્યો. એના મનમાં જે અધીરાઈ હતી તેને તે દબાવી રાખતો હતો, તેને લીધે તેને જરા તાવ આવ્યો. એની સંભાળ લેવા માટે મેરીએ ફરવા જવાનું થોડા દિવસ સાવ છોડી દીધું. એટલે ડેવીડની મૂંઝવણ ઘણી વધી, ને તેની દશા અસહ્ય થઈ પડી. પણ તેની પાસે કશો ઈલાજ નહોતો.

## ૨૩. હૈયાની હાર

થોડા દિવસ પછી એકવાર ડેવીડે જ આગ્રહ કરી મેરીને એંગસ જોડે ફરવા મોકલી. થોડી વારે તે પોતે પણ એકલો દરિયા-કાંઠે ફરવા નીકળી પડ્યો. ટેકરી પર દૈતના કિલ્લા આગળ જઈ મેરી છેક કોર પર ઊભી રહી, ને કુદરતનું દૃશ્ય નિહાળવા લાગી. એંગસ તો સૂર્યાસ્ત કરતાં વધારે મેરીની આંખોને જ નિહાળી રહ્યો હતો. તેને જાણે એવો ભાસ થયો કે મેરી એ કોઈ દેવી છે, સ્વર્ગમાં પોતાને ઘેર પાછી ચાલી જવાની તૈયારી કરીને ઊભી છે, ને હમણાં ઊડી જશે. આ તરંગ મનમાં આવતાં જ તેણે હળવે રહીને કહ્યું: 'જતાં ના રહેશો, મિસ મેરી! રહેવાય ત્યાં સુધી અમારી સાથે — મારી સાથે — રહો.'

મેરીએ ડોક ફેરવી હસીને એંગસ સામે જોયું, ને બોલી: 'વાહ! શું કહેવા માગો છો તમે? હું ક્યાંયે જતી નથી રહેતી — કોણે કહ્યું જતી રહું છું!'

'કોઈએ નહીં,' — ને એંગસ સરકીને જરા એની નજીક ગયો — 'પણ હમણાં તમે દરિયા ને આકાશ જોડે એવાં એકાકાર થઈ ગયેલાં લાગ્યાં કે મને થયું મને એકલો મૂકીને સાવ અલોપ થઈ જશો.' પછી જરા વાર થોભીને, બહુ જ ધીમે સાદે કહ્યું: 'ને તમને ખોઈ બેસવું મારાથી સહ્યું જાય એમ નથી.'

મેરી કંઈ બોલી નહીં. પણ તેનો ચહેરો ફીકો પડી ગયો, ને હોઠ ધ્રૂજી ઊઠ્યા. તેને શરીરે રોમાંચ આવ્યાં તે એંગસે જોયું, ને તે હરખાયો.

'આપણે એવાં સારાં મિત્ર છીએ,' — સારો કે માઠો કંઈક જવાબ મેળવવાની તેની ઇચ્છા પ્રબળ બનવા લાગી હતી — 'ખરું

કે નહીં ?'

'હા, જરૂર !' મેરીએ કંઈક નરમ અવાજે કહ્યું. 'ને હું આશા રાખું છું હંમેશાં મિત્ર રહીશું.'

'હું પણ આશા રાખું છું. તમે જુઓ છો મને સ્ત્રીઓ સાથે બેસવું, ઊઠવું, વાતો કરવી એ બધું સારી રીતે આવડતું નથી —'

મેરી સહેજ હસી. 'ખરેખર ?'

'હા. કેટલાક લોકો સ્ત્રીઓ જોડે ભળી શકે છે એવી સારી રીતે ભળતાં મને નથી આવડતું — હું કહેવા તો એ જતો હતો, મિસ મેરી, કે તમારી જોડે ભળી શક્યો છું એવી સારી રીતે હું કોઈ સ્ત્રી જોડે ભળી શક્યો નથી.'

તે થોભી ગયો. આજે જાણે તેની પાસે શબ્દોનું ભંડોળ જ ખૂટી ગયું હતું. તેનું હૃદય બહુ જ જોરથી ધડકતું હતું. તેણે ખૂબ ગુસ્સો કરીને લાકડીની અણી જમીનમાં ખોસવાનો પ્રયત્ન કર્યો. મેરી હજુ એની સામે જોઈને જરા જરા હસતી હતી.

'ને તેથી જ,' એંગસે આગળ ચલાવ્યું, 'હું આશા રાખું છું કે આપણે સારાં મિત્રો રહીશું.'

આ સાવ નીરસ શબ્દો બોલતાં તેને પોતાની ઉપર ઘણો ક્રોધ ચડ્યો. 'મને થયું છે શું ?' તેણે પોતાના મનને પૂછ્યું. 'મારી જીભ તાળવે ચોંટી ગઈ લાગે છે ! ભયાનક કહેવાય ! આથી વધારે સારા કંઈક શબ્દો ગમે તેમ કરીને મોંમાંથી કાઢવા જોઈએ મારે !' ને જાણે મગજમાં એકદમ ઝબકારો થયો હોય તેમ તે બોલી ઊઠ્યો: 'ખરી વાત એ છે કે મારે પરણવું છે. હું વિચાર કરી રહ્યો છું.'

મેરી કેવી શાન્ત હતી ! જાણે શ્વાસ પણ લેતી નહોતી.

'સાચે જ ? તમે જેને પૂરા ભાવથી ચાહતા હો એવું કોઈ તમને જરૂર મળી ગયું હશે.'

મેરીએ ડોક ફેરવી લીધી; ને એંગસે જોયું — અથવા જોયાનો તેને ભાસ થયો — કે એની આંખોમાં ચળકતાં આંસુ ભરાઈ આવ્યાં ને

ટપકવા લાગ્યાં. એક પળ પણ થોભ્યા વિના ઍંગસે એકદમ મનને કઠણ કર્યું, મેરીને પડખે જઈ તેનો હાથ ઝાલ્યો, ને કહ્યું: 'હા, મેરી! મને લાગે છે એ "કોઈ" મને મળી ગયું છે! હું ચોકસ માનું છું મળ્યું છે! હું માનું છું કે જે સ્ત્રીને હું પૂરા હૃદયથી ચાહું છું તે મને પણ ચાહે છે! એ જો મારી ભૂલ હોય, તો મારી આખી દુનિયા ડુલ થઈ ગઈ છે! કહો મને, મેરી! મારી ભૂલ છે?'

મેરી બોલી ન શકી — તેની આંખો આંસુથી છલકાતી હતી.

'મેરી — વહાલી મેરી!' કહેતાં ઍંગસે તેનો હાથ ઝાલેલો તે દબાવ્યો — 'તમે જાણો છો હું તમને ચાહું છું! — તમે જાણો છો —'

મેરીએ મોઢું એના તરફ ફેરવ્યું. એના પર ફીકાશ, આશ્ચર્ય, ને ચિન્તાની છાયા હતી. તેણે હસવાનો પ્રયત્ન કર્યો, ને કાંપતે અવાજે બોલી: 'હું શી રીતે જાણું? હું ખરું શી રીતે માની શકું? મારો પ્રણયકાળ વીતી ગયો છે!'

જવાબમાં ઍંગસે એને ભુજપાશમાં ભીડી દીધી.

'એ વિષે પ્રેમને પોતાને પૂછ, મેરી! તારે માટે ધબકતા મારા હૃદયને પૂછ! તારે માટે તલસી રહેલા મારા આત્માને પૂછ! તને પૂજનારા મને પૂછ — એ પ્રણયકાળને વિષે! આપણે માટે એ કાળ અત્યારે છે, મેરી! — અત્યારે ને સદાકાળ!'

પછી શાન્તિ ફેલાઈ ગઈ — એ બોલતી શાન્તિ આગળ વાણી કશા હિસાબમાં નહોતી. પ્રેમને લખાતી કે બોલાતી ભાષા નથી — ઈશ્વરની પેઠે પ્રેમ પણ વાણીને અગોચર છે. છેવટે જ્યારે ઍંગસે તેના મોં સામે ધરાઈને જોઈ લીધું તે પછી, તેની આંખોમાં, આંસુની ઉપર, હાસ્ય ચમકી ઊઠ્યું.

'તમે મને એવી રીતે જુઓ છો, ઍંગસ, જાણે પહેલાં કદી જોઈ જ ન હોય!' ઍંગસનું નામ દેતાં તેનો સાદ બહુ જ ધીમો પડી ગયો.

'હા, મેં કદી જોઈ નથી! તું અત્યારે છે એવી તો તને નથી જ જોઇ, મેરી! તને મેં આવી રૂપાળી કદી દેખી નથી! તને મારા હૈયાની હારરૂપે — મારી પત્નીરૂપે — પહેલાં કદી નથી જોઈ!'

મેરી સહેજ આઘી ખસી.

'પણ તમને ખાતરી છે તમે યોગ્ય પગલું ભરી રહ્યા છો એવી? તમે જાણો છો તમે ગમે તેને પરણી શકો —'

'મહેરબાની! પણ મારે "ગમે તેને" પરણવું નથી તે! મારે તો તને પરણવું છે! સવાલ એ છે કે તું મને સ્વીકારશે ખરી?'

મેરી હસી.

'મને લાગે કે એથી તમારું હિત થશે તો —'

'એમાં મારું બહુ હિત રહેલું છે. મેં તો મારી વાત દિલ ખોલીને કહી. હવે તું કહે. તું મને ચાહે છે, મેરી?'

'મને લાગે છે એ તમે સારી પેઠે જાણો છો!'

'નથી જાણતો! મને તારી ખાતરી નથી —'

મેરી વચ્ચે જ બોલી ઊઠી: 'તમને તમારી પોતાની ખાતરી છે?'

'મેરી?'

'વાહ, એમ ઠપકાની નજરે ન જુઓ! હું તો તમારી દૃષ્ટિએ જ વિચાર કરું છું. તમે જાણો છો હું ગરીબ, ને મહેનત કરીને પેટ ભરનાર સ્ત્રી છું. હું જુવાન નથી, તેમ ચતુર પણ નથી. તમારી પાસે પ્રતિભા છે. તમે કોક દહાડો — કદાચ બહુ જલદી — મોટા માણસ થશો. પ્રખ્યાત થશો તેની સાથે કદાચ પૈસાદાર પણ થશો. ને પછી કદાચ તમને ખેદ થશે કે હું તમને ક્યાં મળી?'

'એવું થશે તો હું સરકારી ફાંસીખોરને બોલાવીશ, ને એને કહીશ કે "મારો ઝટ નિકાલ કર." જોકે મારી પાછળ દોરડાનું ખરચ કરવા જેટલી પણ મારી કિંમત પછી નહીં રહી હોય!'

'ઍંગસ, તમે ગંભીર નહીં બનો?'

'ગંભીર? આથી વધારે ગંભીર તો હું આખી જિંદગીમાં ક્યારેય નહોતો. હવે હું મારા સવાલનો જવાબ માગું છું.'

'કયો સવાલ?'

'તું મને ચાહે છે? હા કે ના!'

તે મેરીની સામે તાકીને જોઈ રહ્યો. મેરીના ગાલ લાલચોળ થઈ ગયા, પણ તેની આંખોમાં સાવ સરળતાનો ભાવ હતો.

'તમે પુરુષ છો, તોપણ લાડથી બગડેલા બાળક જેવા છો! તમે જાણો છો મને તમારા પર કેટલો પ્રેમ છે તે! કેટલો તે શબ્દોથી કહ્યો જાય એમ નથી. ને છતાં જે વાત કદી કહી ન શકાય તે તમે મારી પાસે કહેવડાવવા માગો છો!'

'બસ છે, બસ છે! કેમકે તને જો મારા પર પ્રેમ હોય, તો તારો એ પ્રેમ સાચો પ્રેમ છે!—બનાવટી નથી, ને તેમાં કદી ફરક પડવાનો નથી! માન કે હું સાવ કથીર નીવડ્યો, તોપણ તું મને ચાહે ખરી?'

'હા, જરૂર. એમાં જરાયે શક નથી.'

'હા, જરૂર! મેરી, મારી મેરી, તારા જેવી સ્ત્રીઓ વધારે હોય તો પુરુષો પણ વધારે નીપજે—ખરેખરા પુરુષો—જવાંમર્દ પુરુષો. સ્ત્રીઓ માટેનો તેમનો પ્રેમ અને આદર તેમને જીવનસંગ્રામમાં ઝૂઝવાનું વધારે બળ આપે. તું મને ચાહે છે, એટલે હવે હું ગમે તે કામ કરી શકીશ. મને નથી લાગતું—' અહીં તે છાતી કાઢીને ઊભો રહ્યો—'કે મારા રસ્તામાં આવનારી એકે મુશ્કેલીને હું જીતી નહીં શકું.'

'તમને એમ લાગતું હોય, તો મને ઘણો જ હરખ થાય. મારે માટે તો આ અપરંપાર સુખ છે. એ સાચું છે એમ હું હજુ માની શકતી નથી! ખરેખર માની શકતી નથી, ઍંગસ! તમને મારા પર પ્રેમ શા સારુ હોવો જોઈએ!'

'વાહ! તને મારા પર પ્રેમ શા સારુ હોવો જોઈએ, કહે તો!'

'તમારામાં તો એવું ઘણું છે જેને સારુ પ્રેમ ઊપજે. તમને તે નહીં દેખાતું હોય, પણ મને દેખાય છે!'

'હું તને ખાતરી આપું છું, મેરી, કે તારામાં એવું ઘણું છે જેને સારુ પ્રેમ ઊપજે. તને તે નહીં દેખાતું હોય, પણ મને દેખાય છે!'

બે જણ બાળકની પેઠે ખડખડાટ હસી પડ્યાં, ને તેમની વચ્ચેનો સંકોચ સાવ નીકળી ગયો. હાથમાં હાથ રાખીને તેઓ દૈતના કિલ્લાવાળી, ઘાસથી છવાયેલી ટેકરી ઊતર્યાં. તેમને ડગલે ડગલે કંઈક એવું સુન્દર દૃશ્ય દેખાવા લાગ્યું જે પહેલાં તેમની નજરે પડ્યું નહોતું. આથમતા સૂર્યનું તેજ જાણે પૂરા ખીલેલા ગુલાબની પાંખડીઓ જેવું દેખાતું હતું. સૂર્યના રંગો ઝડપભેર બદલાતા ગયા; ને આ બે પ્રણયીઓને લાગ્યું કે તેઓ પોતે પણ સંધ્યાના એ તેજપુંજના જ અંશો છે.

ટેકરીની તળેટીએ પહોંચ્યાં એટલે મેરી કહે: 'આપણે જઈને ડેવીડકાકાને વાત કરવી પડશે. મને લાગે છે બિચારા ડોસા રાજી થશે.'

'થશે જ. એ તો છેક નાતાલના દિવસથી આ બનાવની વાટ જોઈ રહ્યા છે.'

મેરીની આંખો આશ્ચર્યથી પહોળી થઈ ગઈ.

'છેક નાતાલના દિવસથી?'

'હા. મેં એમને કહેલું, મેરી, કે મને તારા પર પ્રેમ છે, ને તારી પાસે લગ્નનું માગું કરવાનો મારો વિચાર છે, પણ હું બહુ ગરીબ છું—'

'બહુ ગરીબ, એંગસ? હું પણ ગરીબ નથી?

'મારી સરખામણીમાં તો તું તવંગર છે. તારે ઘર છે, રોજગાર છે, તેમાંથી તને આજીવિકા જેટલું મળી રહે છે. મારે તો મારું

કહેવાય એવું છાપરું પણ નથી, ને મારું પૈસાનું ભંડોળ ઝપાટાબંધ ખૂટતું જાય છે. મારી પાસે મારી ચોપડી સિવાય કશો આધાર નથી; ને એ પૂરી થાય પછી વેચાય નહીં, તો મારી શી વલે? હું તો સાવ ભિખારી છું — એના કરતાં તો નાનપણમાં ઢોર ચારતો ત્યારે પણ મારી સ્થિતિ સારી હતી. હું તને પરણવાનો નથી —'

'વાહ, ઍંગસ, મેં તો માન્યું કે તમે પરણવાના છો!'

'મારી મજાક ન ઉડાવ, મેરી! હું એ નહીં ચાલવા દઉં. હું તને પરણવાનો તો છું જ, પણ મારી ચોપડી વેચાઈ જાય ત્યાં સુધી પરણવાનો નથી. હું નથી ધારતો મને એને માટે સો પાઉંડ કરતાં વધારે પૈસા મળે, પણ એટલાથી આપણો ઘરસંસાર શરૂ થઈ શકશે, ખરું કેની?'

'હા, જરૂર! એ તો મોટી દોલત ગણાય!'

'ઘર ને અંદરનું રાચરચીલું તો તારાં છે જ. એમાં હું ઝાઝો ઉમેરો નહીં કરી શકું, કેમકે મારે મન એ સંપૂર્ણ છે. એના કરતાં વધારે રૂડું, સુખદાયક ઘર મારે નથી જોઈતું. પણ મારે તારે માટે કામ કરવું છે, મેરી, જેથી તારે કામ ન કરવું પડે, સમજી?'

'હા, સમજી! તમારી એવી ઇચ્છા છે કે મારે હાથ ખોળામાં મૂકીને બેસી રહેવું, કશું જ કામ કરવું નહીં, અને એદી ને વઢકારી બની જવું.'

'તને ખબર છે મારી એવી તો ઇચ્છા નથી જ.'

'છે, એવી જ છે, ઍંગસ! હું કામ ન કરું એવી તમારી ઇચ્છા હોય, તો એનો અર્થ એ થયો કે તમે મને સાવ નકામી ને કંટાળો આપનારી બનાવવા માગો છો. તમે મને ચાહો છો એમ મેં જાણ્યું, એટલે હવે તો મને વધારે સખત કામ કરવાની હોંશ થશે. ઝૂંપડી તમને રૂપાળી લાગતી હશે, તો હું એને વધારે રૂપાળી બનાવવાનો પ્રયત્ન કરીશ. ને મારે ઢોર સાંધવાનું કામ પણ છોડવું નથી. શ્રીમંતોની સ્ત્રીઓ શોખને ખાતર કામ જોડે જે રમત કરે

છે તેના કરતાં તો આ કામમાં વધારે આનન્દ અને રસ છે. મને તમારે ખરેખર કામ કરવા દેવું જોઈએ, એંગસ! નહીં કરવા દો તો મારો સ્વભાવ સાવ બગડી જશે.'

'ભલે, તારે કામ કરવું હોય તો કરજે. પણ તારે મારે માટે કામ કરવાનું નથી, સમજી?'

'સમજી! હું મારે માટે કામ કરીશ, તમે મારે માટે કામ કરશો, ને બુઢ્ઢા ડેવીડકાકા આપણ બંનેને માટે કામ કરશે!'

બંને જણ હસી પડયાં.

'બાપડા કાકા! એ તો વિમાસણ કર્યાં કરતા હતા કે હું તારી જોડે વાત કેમ કરતો નથી? પણ હું તને ગમું છું એવી મને પૂરી ખાતરી ન મળે.'

'ખરેખર?'

'ના, ને મેં એમને કહેલું કે તમે મેરીનું મન જાણીને મને કહો.'

'તમે એમને કહેલું? ને એમણે તમારું કામ કર્યું?'

'એમને તો લાગ્યું કે હું તને ગમું છું. ગમે તેમ પણ તારી જોડે વાત કરવાની હિંમત તો એમણે મને આપી જ.'

મેરી એકાએક વિચારમાં પડી ગઈ, ને કહેવા લાગી:

'તમને ખબર છે, એંગસ, ડેવીડકાકા જાણે દૈવજોગે કંઈ ખાસ હેતુ માટે મારી પાસે આવ્યા છે. ભગવાન જ એમને દોરી લાવ્યો છે. મને તો ખાતરી છે એ વાતની. તમે એમનો આખો ઇતિહાસ નથી જાણતા. કહું તમને?'

'હા, જરૂર કહે. પણ મને લાગે છે હું જાણું છું. એ તારા બાપુના મિત્ર નથી?'

'ના.' કહીને મેરીએ ડેવીડનું આખું વૃતાંત કહી સંભળાવ્યું, ને અન્તે બોલી: 'મેં એમની સેવા કરી ત્યારથી મારું તો નસીબ ખુલતું જ ગયું છે. એમની મારફતે જ તમને પણ મારી

ઓળખાણ થઈ — એનો વિચાર કરો ! ભગવાન ભલું કરે ડોસાનું. મારી તો ખાતરી છે એ છૂપા વેશમાં આવેલા કોઈ દેવ હોવા જોઈએ !'

'કોણ જાણે ! દેવદેવીઓનાં શરીર ઝગઝગાટ મારે છે એમ મનાય છે; પણ તેઓ કંઇ એવાં તેજસ્વી શરીર ધારણ કરીને આપણી પાસે આવતાં નથી. તેઓ પોતાની ઇચ્છા આપણને સાવ અણધારી રીતે પણ જણાવે એ બનવાજોગ છે. ઘણીવાર — ખાસ કરીને છેલ્લા થોડા વખતથી — મારા મનમાં એવો જ ખ્યાલ આવે છે કે એક આંની આંખોમાંથી કોઇ દેવી મારી તરફ જોઇ રહી છે !'

'તમે કવિતા બોલ્યા વિના નહીં જ રહેવાના !'

'કવિતા બોલતો નથી — કવિતા જીવું છું !'

આનો કંઈ જવાબ નહોતો. જવાબ દીધે એ પ્રેમઘેલો લેખક કંઈ સુધરે એમ નહોતું.

'તમે ડેવીડનો ખરો ઇતિહાસ કોઇને ભૂલેચૂકે પણ કહેશો નહીં હોં !'

'ના રે, મારી પાસેથી તો કોઇ નહીં જાણવા પામે. એમણે મારું તો હિત જ કર્યું છે. એમને ઉપાધિ આવી પડે એવું કંઈ હું કરું કે ? મારાથી બને તો એ વધારે સુખી થાય એવું જ કંઇક કરું.'

'એ શકય નથી. તમે જુઓ છો એમની પાસે પૈસા નથી. ટોપલા બનાવીને મેળવે છે તે જ. એમના શરીરમાં જોર પણ નથી. એમને જ્યાં સુધી હેતની જરૂર રહે ત્યાં સુધી આપણે એમના પર હેત રાખવું જોઈએ.'

એંમસે હા પાડી. ઘેર આવ્યાં તો ઘર સૂનું પડેલું. થોડી વારે ડેવીડનાં ધીમાં પગલાં સંભળાર્યાં, ને તે આવતો દેખાયો. પાછળ ચાર્લી દોડતો હતો. ઊમરા પર થોભી ડેવીડે બે જણ સામે પ્રશ્નસૂચક દૃષ્ટિ નાખી.

'તમે સૂર્યાસ્ત જોયો ? કે એકબીજાને જ જોયાં ?' તેણે પૂછ્યું.

મેરી કહેવા લાગી: ' કાકા! આજે મારા આનન્દનો પાર નથી !'

' સારું થયું ! તમે બે જણે મળીને નિશ્ચય કરી નાખ્યો, એમ જ ને ? '

' હા,' એંગસે જવાબ દીધો. ' અમને આશિષ આપો.'

' આશિષ તમને છે જ — ભગવાન જાણે છે કે છે! મારા ખરા અંતરની આશિષ છે. ને આ આ, જે તમારી પત્ની થવાની છે, તેને વિષે તો હું એટલું જ કહું કે તમે એક મોટો ખજાનો મેળવ્યો છે — હા, ભલાઈ, મીઠાશ, ધીરજ, ને સ્વર્ગીય દયાનો ખરેખરો ખજાનો ! '

એનો સાદ ગળગળો થઈ ગયો, ને મેરીની આંખો ભરાઈ આવી.

' હવે બસ કરો, કાકા ! ' મેરીની નજરમાં વહાલ અને ઠપકા વચ્ચેનો ભાવ હતો. ' તમે ભારે ખુશામતખોર છો. મને બગાડી ન મૂકો. '

' તું કશાથી બગડવાની નથી ! કશું તને બગાડી શકવાનું નથી ! જગતનો સર્વ આનન્દ, જગતની સર્વ સંપત્તિ તારા સ્વભાવમાં ફેરફાર કરી શકે એમ નથી, બહેન. મિ. રે એ જાણે છે, ને હું પણ જાણું છું. એને માટે હું પ્રભુનો પાડ માનું છું. તું પ્રેમ અને સૌમ્યતાની મૂર્તિ છે — સ્ત્રીએ એવી બનવું જોઈએ; સહુ સ્ત્રીઓ, જો શાણી હોય તો, એવી બન્યા વિના ન રહે ! '

પળવાર તે થોભી ગયો; ને પછી ખુરસીમાં જરા ટટાર થઈ બંનેની સામે એકાગ્ર નજરે જોઈ રહ્યો.

' અને હવે તમે જીવનનાં સાથી બનવાનો નિશ્ચય કર્યો છે,' તેણે કહ્યું, ' એટલે તમે એમ ન માનશો કે હું સ્વાર્થી બનીને અહીં રહી જઈશ ને તમારે બંનેને માથે બોજારૂપ થઈ પડીશ. તમને પરણેલાં જોવાની મારી બહુ ઉત્કંઠા છે, પણ ત્યારપછી હું ચાલ્યો જઈશ — '

' એવું કશું કરવાનું નથી ! ' મેરી તેની આગળ ઘૂંટણીએ

પડી કહેવા લાગી. 'તમારે અમને દુઃખી તો નથી કરવાં ને? આ ઘર જ્યાં સુધી અમારું છે ત્યાં સુધી તે તમારું પણ ઘર છે. અમે તમને કોઈ રીતે જવા દેવાનાં નથી. કેમ, એંગસ, જવા દઈશું?'

'બેશક નહીં!' એંગસે ઉમળકાથી જવાબ દીધો. 'ડેવીડકાકા, તમે શાની વાત કરો છો? મેરીને હું ઓળખતો થયો તેનું કારણ તમે નથી? તમે પહેલવહેલા મને આ ઘેર નહોતા લાવ્યા? મારા સર્વ સુખને માટે હું તમારો ઋણી નથી? ને તમે તો જતા રહેવાની વાત કરવા લાગ્યા! મારાથી કશું થઈ શકે એવું હોય, તો સખત કામ તો થાય એવું છે જ. હું ચોપડીઓ લખવાનો ધંધો કરીશ તેની જોડે ટોપલા બનાવવાનું પણ કામ કરીશ. આપણે મેરીને માટે કામ કરવાનું છે જ — આપણે એને માટે કામ કરીશું — બંને મળીને!'

'તમે ખરેખાત એમ કરવા ધારો છો?'

'ખરેખાત કરવા ધારું છું? હા, જરૂર! શા માટે ન ધારું?'

ડેવીડે નીચી નમેલી મેરીને માથે હાથ મૂકયો, ને હળવે સાદે કહ્યું: 'મને લાગે છે તમે બંને બહુ દયાળુ ને લાગણીવાળાં છો; ને તમે જે બોજો ઉપાડવા ધારો છો તે તમારે માથે નાખવો યોગ્ય નથી. તમે તો તમારા લગ્ન પછી પણ મને અહીં આશરો આપવા માગો છો. પણ હું કોણ તે તમારી આવી ઉદારતા સ્વીકારું? હું દહાડે દહાડે જુવાન નથી થતો. દહાડે દહાડે મારી શક્તિ ઘટતી જાય છે. હું જે કંઈ કામ કરી શકીશ તે તમને બહુ ઉપયોગી નહીં નીવડે. હું કદાચ માંદો પણ પડું. ત્યારે તમારે મારી ગોઠવેઠ કરવી પડશે, ને ખરચ કરવું પડશે. જિંદગી કરતાં મોત મારી વધારે નજીક છે. તો મારે તમારે ત્યાં શા સારુ મરવું? મારા રહેવાથી તમને નરી ઉપાધિ જ છે. હું ખરા અંતરથી તમારો આભાર માનું છું — એ આભારની લાગણી મારાથી શબ્દો વાટે બતાવી શકાય એમ નથી —' અહીં તેનો અવાજ કાંપવા લાગ્યો — 'હું જાણું છું

કે મારે સ્વાર્થી ન બનવું જોઈએ. તમે મારે માટે જે કંઈ કર્યું છે તેને માટે આભાર માનવાનો ખરો ને ઉત્તમ રસ્તો એ છે કે મારે ચાલ્યા જવું, ને તમને સુખશાન્તિમાં રહેવા દેવાં.'

'અમે તમારા વિના સુખી નહીં થઈએ, કાકા,' મેરીએ કહ્યું. 'અમને બંનેને તમારા પર વહાલ છે એ તમે સમજી શકતા નથી? કે સમજવાના નથી?'

'મારા પર વહાલ!' તે સહેજ હસ્યો. 'નકામા, ભાંગી ગયેલા, ડોસા પર! હું એક દહાડાની પણ રોજી કમાઈ શકું એવો નથી.'

'એ વાત જ આમાં અસ્થાને છે,' એંગસે કહ્યું. 'મેરી કોઈના પર એના પૈસા કે એની કમાણીને ખાતર પ્રેમ રાખે એવી સ્ત્રી નથી. અમને તો તમારે પોતાને ખાતર તમારા પર પ્રેમ છે. આજે અમારી જિંદગીનો સુખીમાં સુખી દિવસ છે. એને તમે જવાની વાત કરીને ન બગાડશો, કાકા! સાંભળો છો?'

'સાંભળું છું!' ડેવીડની ઊંડી ઊતરી ગયેલી આંખોમાં નવું જ તેજ આવ્યું — જાણે તે જુવાન ન હોય — 'અને સમજું છું! હું સમજું છું કે હું ગરીબ છું, ઘરડો છું, છતાં તમે મને તમારી મિત્રતા આપો છો. એવી મિત્રતા શ્રીમંત માણસો ઘણીવાર શોધે છે, પણ તેમને જડતી નથી. હું તમારા વિશ્વાસને લાયક બનવાનો પ્રયત્ન કરીશ — હા, ભગવાન મને મદદ કરે તો, હું જરૂર પ્રયત્ન કરીશ. હું જો તમારી સાથે રહીશ —'

'આ વાતમાં "જો" એ શબ્દ બોલવાનો જ નથી, કાકા,' મેરીએ કહ્યું.

'ભલે ત્યારે, "જો" નહીં વાપરું. પણ હું જ્યાં લગી તમારી સાથે રહીશ ત્યાં સુધી, હું તમારો કેટલો ઓશિંગણ છું તે તમને બતાવવાનો પ્રયત્ન કરીશ, ને મારા પર વિશ્વાસ મૂકવા માટે તમારે પસ્તાવું પડે એવું કારણ તમને કદી નહીં આપું. તમારું થોડું હેત તમે એક એકલવાયા ડોસા માટે પણ રહેવા દીધું, એને માટે

તમે બંને રાજી થાઓ એમ હું ઇચ્છું છું.'

'અમે રાજી છીએ જ, કાકા! ને અમે કદી અફસોસ નહીં કરીએ.' આટલું બોલી મેરીએ ચાલીને પંપાળ્યો, ને ચા બનાવવા મંડી પડી. ડેવીડે નિશાની કરી ઍંગસને પાસે બોલાવ્યો, ને કહ્યું:

'દિલ ખોલીને કહો, મિ. રે! તમે એના હૃદયના સ્વામી છો. એના ઘરના માલિક છો. હું સહેજે સરકી જઈ શકું એમ છું. ઉતાવળના વખતમાં રસ્તે ચાલવું કંઇ બહુ કઠણ નથી. હું જાઉં?'

'તમે જશો, તો હું તમને પકડીને પાછા લાવીશ,' ઍંગસે નિશ્ચયપૂર્વક કહ્યું. 'તમે જઈજઈને કેટલે જવાના હતા? એક કલાકમાં તો હું તમને પકડી પાડીશ. તમને વીનવીને કહું છું કે તમે અમારા જ છો એમ માની લો. તમને અહીંથી જવા દેવાનો અમારો જરાયે ઇરાદો નથી.'

ડેવીડની આંખમાં આંસુ આવ્યાં, ને પળવાર તેણે આંખો હાથ વડે ઢાંકી દીધી. ડોસાનું હૈયું ભરાઈ આવેલું જોઇ ઍંગસ ખસી ગયો. આ ગરીબ દેખાતા ને એકલવાયા ડોસાની આ હૃદયસ્પર્શી કૃતજ્ઞતા જોઈને ઍંગસનું પોતાનું હૈયું પણ ભરાઈ આવ્યું હતું. એટલે તે મેરી પાસે, તેને ચા લાવવામાં મદદ કરવા માટે, ચાલ્યો ગયો. ચાલીં બપોરના નાસ્તાની મલાઈ માટે રાહ જોતો બેઠો હતો. ડેવીડ થોડી પળ એકલો પડ્યો, એટલે તેણે હૈયું પાછું કઠણ કર્યું. તેને એક પળ પહેલાં પોતાનો ખરો ઇતિહાસ કહી દેવાનું મન થઈ ગયું હતું, પણ તેણે એ વિચાર દબાવી દીધો; ને જે વેશ લીધો હતો તે પૂરો ભજવી લેવાનો પાકો નિશ્ચય કર્યો. આનો અન્ત કેવો આવશે એ તે જોઇ શકતો નહોતો. તેણે પોતાની કલ્પનામાં જે પ્રેમભવન રચવા માંડ્યું હતું તેનો છેલ્લો મજલો તે અત્યારે ચણી રહ્યો હતો. તેને આશા પડી હતી કે આ ભવન હવે પેલી બાઈબલની વાતમાં કહ્યું છે એવું બનશે — 'વરસાદ આવ્યો, રેલ આવી, ને પવન ફૂંકાઇને એ ઘર પર અથડાવા લાગ્યો. છતાં એ ઘર પડ્યું નહીં, કેમકે તે ખડક પર બાંધેલું હતું.'

## ૨૪. વીલ

ત્રણ દિવસ પછી, પરોડ પણ નહોતું થયું ત્યાં, મેરીની ઝૂંપડીનું બારણું જાણે ચોરે ખોલ્યું હોય તેમ ઊઘડ્યું; અને ડેવીડ મુસાફરી માટે સજ્જ થઈને, કશો અવાજ થવા દીધા વિના, બહાર નીકળી પડ્યો. તે આવ્યો ત્યારે જે ડગલો ને બંડી તેણે પહેર્યાં હતાં, ને અહીં આવ્યા પછી કદી વાપર્યાં નહોતાં, તે જ આજે પાછાં પહેરી લીધાં હતાં. મેરીએ આગ્રહ કરીને એના પિતાનાં સુંવાળાં ગરમ કપડાં જ પહેલે દહાડેથી એને પહેરાવ્યાં હતાં. તે બધાં તેણે ઉતારી, ઘડી કરીને ખાટલા પર મૂકી દીધાં. બંડીના અસ્તરમાં સીવેલા તેના પૈસા જેમના તેમ અકબંધ હતા. ટેકરી ચડી ઊતરીને તે ધોરી રસ્તા પર આવ્યો. દસેક મિનિટ ચાલ્યો હશે ત્યાં લોટની ગૂણોથી ભરેલું, બે ઘોડાવાળું એક ગાડું આવતું જોયું. તે પણ માર્કેનહેડ સ્ટેશને જતું હતું. ડેવીડ અડધો ક્રાઉન આપવાનો કરી તેમાં બેસી ગયો. ગાડાવાળો અજાણ્યો હતો, એટલું સારું હતું. સ્ટેશને આવ્યા ત્યાં એક્ઝીટર જનારી પહેલી ગાડી ઊપડવાની તૈયારીમાં હતી. એક પાંચ પાઉંડની નોટ વટાવી ડેવીડે એક્ઝીટરની ત્રીજા વર્ગની ટિકિટ લીધી; ગાડાવાળાને ભાડાના અડધા ક્રાઉન ઉપરાંત ત્રણ પેન્સ વધારાના આપ્યા, ને ગાડીમાં બેસી ગયો. ગાડી એને લઈને ચાલી.

દરમ્યાન, વેરકૂમમાં મેરી સવારે ઊઠી નીચે આવીને જુએ તો ખાટલામાં ડેવીડને બદલે એક ચિઠ્ઠી પડેલી. તે ઉઘાડીને વાંચી તો આ પ્રમાણે હતી:

"બહેન મેરી, — આજે સવારે તું મને ગયેલો જુએ ત્યારે ફિકર કરીશ નહીં. હું ઝાઝો વખત બહાર રહેવાનો નથી. મને કંઈક કામ કરવાનું મળી શકે એવો ખ્યાલ છે. હું ટોપલા બનાવવાની મહેનત કરું

છું તેના કરતાં એ કામથી તને તથા એંગસને વધારે લાભ થાય એવો છે. મને એમ તો લાગે જ છે કે હું ઘેર બેઠે કરી શકું ને છતાં વધારે પૈસા મળે એવું કંઈક કામ મેળવવાનો પ્રયત્ન હું ન કરું તો તે અનુચિત ગણાય. એ કામ મળે તો, તમે જ્યારે પરણો ને બેકલાં ઘર શરૂ કરો ત્યારે મારાથી તમને વધારે મદદ કરી શકાય. હું ઘરડો ને માંદો છું એ ખરું, પણ હું ઓછો બોજારૂપ ને વધારે મદદગાર થાઉં એવી મારી ઇચ્છા છે. એ ઈચ્છાથી તને માઠું ન લાગવું જોઈએ. તેં મારી ભીડને વખતે મારા તરફ એટલી ભલાઇ ને ઉદારતા બતાવી છે કે મારી કૃતજ્ઞતાનો ઠીકઠીક પુરાવો આપવાનો પ્રયત્ન હું ન કરું તો મને સુખે મોત ન આવે. અત્યારે મંગળવારનું સવાર છે; અને હું રવિવાર પહેલાં ઘેર તારી પાસે પહોંચવાની આશા રાખું છું. દરમ્યાન તું મારી જરાયે ફિકર કરીશ નહીં; કેમકે મેં ધાર્યું છે તે કામ કરવા જેટલું જોર મારામાં છે. ચાર્લીને હું તારી પાસે મૂકી જાઉં છું. તારી પાસે એ સૌથી વધારે સુરક્ષિત અને સુખી છે. ત્યારે, બહેન, થોડા વખત માટે સાહેબજી! ભગવાન તારું ભલું કરે.—ડેવીડ."

કાગળ વાંચતાં મેરીની આંખો ભરાઇ આવી, ને તેની ચિન્તાનો પાર રહ્યો નહીં. ચાર્લીને લઈ તે ટેકરીની ટોચ પર ગઈ, ને ત્યાંથી ચોમેર નજર નાખીને જોયું, પણ કોઈ માણસની આકૃતિ દેખાઈ નહીં. તે પાછી ઘેર આવી રોવા લાગી. પહોર દહાડો ચડ્યે એંગસ આવ્યો. તેને પણ આ ખબરથી આશ્ચર્ય થયું. તે પોતે ઝપાટાબંધ ચાલતો માઇનહેડ જવાને રસ્તે અડધે સુધી જઈ આવ્યો, ને નિરાશ થઈને પાછો આવ્યો. પછી તો ડેવીડનું વચન સાચું માની, તેના પાછા આવવાની વાટ જોવા સિવાય કશો ઉપાય જ રહ્યો નહીં.

બીજી તરફ, ડેવીડ એક્ઝીટર પહોંચ્યો, ને સ્ટેશને ઊતરી એક સાદી હોટેલમાં ગયો. ત્યાં એક ઓરડી રાખી. પછી બજારમાં જઈ લેખનસામગ્રી ખરીદી લાવ્યો. રાતે વાળુ કરીને વહેલો સૂઈ ગયો, જેથી સવારે વહેલા ઊઠી શકાય. સવારે પડો ફાટતાંવેંત ઊઠ્યો. ઓરડીમાં ટેબલ હતું તે બારી આગળ ખેંચી ગયો, ને પોતાનું 'વીલ' લખવા બેઠો. આવા કામમાં કાયદાની ખાંચ ખૂંચ કેટલી હોય છે તેની

એને ખબર હતી. એટલે વીલ ટૂંકું, સ્પષ્ટ, ને ચોકસ શબ્દોમાં લખી કાઢ્યું, જેથી એને અંગે શંકા કે ચર્ચાને અવકાશ જ ન રહે. કલમ દૃઢતાથી, ને જરાયે હાલવા દીધા વિના, પકડી પોતાની હંમેશની ઢબે લખ્યું; અને મરણ વખતે પોતાની પાસે જે કંઈ મિલકત હોય તે બધી, 'પૂરેપૂરી ને કશી જ શરતો વિના', સમરસેટ પરગણાના વેરકુમ ગામની રહીશ કુમારી મેરી ડીનને આપી દીધી; અને સાથે એવી આશા દર્શાવી કે વીલની જોડે રાખેલા એક ખાનગી કાગળમાં તેને મિલક્ત બક્ષિસ આપનારે જણાવેલી કેટલીક વિનંતીઓનો અમલ તેને ઠીક લાગે તો તેણે કરવો. સવારનો આખો વખત તેણે વિચાર કરીકરીને, પોતે વાપરેલો એકેએક શબ્દ તોળી જોયો. છેવટે એને સન્તોષ થાય એવું લખાણ તૈયાર થયું. એ કાગળને વાળી ઘડી કરી ગજવામાં મૂક્યો, અને જમી પરવારી કોઈ વકીલની ઓફીસે જવા નીકળ્યો. આ શોધમાં ચાલતાં તેના શરીરમાં જે સ્ફૂર્તિ ને જોમ લાગવા માંડ્યાં તે જોઈ તેને પોતાને નવાઈ લાગી. તેના મનમાં એટલો ઉત્સાહ હતો કે તેને થાક કે નબળાઈ જરાયે લાગ્યાં નહીં.

એક નાના ઉપાહારગૃહમાં જમી તે કોઈ વકીલની ઓફીસ શોધવા નીકળ્યો. જોતાં જોતાં 'રાઉડન એંડ આઉસ્લેટ, સોલીસીટર્સ'ના નામનું પાટિયું વાંચ્યું. તેને થયું આ અજાણી પેઢી પાસે કામ કરાવવું સારું છે. પહેલે માળે ઓફીસ હતી ત્યાં ગયો. ઉપર પહેલું બારણું ઉઘાડ્યું, તો એક નાનો છોકરો બંને હાથ મોટા ટેબલ પર ટેકવી બેઠો હતો, ને એક પાંજરામાં બે ધોળા ઉંદર કૂદાકૂદ કરતા હતા તે જોઈ રહ્યો હતો.

ડેવીડને જોઈ તેણે પાંજરું કબાટમાં મૂકી દીધું, ને કહ્યું: 'કેમ આવ્યા છો ?'

'મારે મિ. રાઉડન કે મિ. આઉસ્લેટને મળવું છે.'

'મિ. રાઉડન તો ગામ ગયા છે. મિ. આઉસ્લેટ છે. જરા

થોભો.'

ડેવીડ ખુરસીમાં બેઠો. આ દળદરી ઑફીસ જોઇ તેને હસવું આવ્યું. પાંચેક મિનિટમાં છોકરો પાછો આવ્યો, ને કહેવા લાગ્યો: 'અંદર જાઓ હવે. મિ. આઉલેટ જમીને જરા ખુરસીમાં બેઠા બેઠા ઊંઘતા હતા. હવે હાથમોં ધોઈને બેઠા છે. અહીં થઈને જાઓ.'

આઉલેટ ઠીકઠીક જાડો ને આધેડ ઉમરનો હોઈ કાગળોથી છવાયેલા મોટા ટેબલ આગળ બેઠો હતો, ને વાંચવાનો ડોળ કરતો હતો. અસીલ આવ્યો એટલે તેણે નજર ઊંચી કરી, પણ સામે મજૂર માણસને જોઈ જરા અકળાયો. પણ રોજગાર બહુ મંદ હતો, એટલે થયું કે મજૂર તો મજૂર, જે આવ્યો તે ખરો. તેણે સહેજ હસીને, જાણે મહેરબાની કરતો હોય એમ, કહ્યું: 'આવો, આવો. કહો, શું કામ છે?'

'કામ બહુ નથી, સાહેબ,' ડેવીડે ટોપ ઉતારી, અદબભેર ઊભા ઊભા કહ્યું. 'મારે વીલ કરવું છે. મેં લખી તો કાઢ્યું છે. આપ એના પર નજર નાખી જવાની મહેરબાની કરો, ને એ બરાબર છે કે નહીં તે જુઓ, તો હું આપને આપની ફી આપવા તૈયાર છું.'

'હા, જરૂર, જરૂર!' મિ. આઉલેટે ચશ્માં ઉતાર્યાં, ને કકડાથી ધસ્યાં. 'તમે એટલું તો જાણતા હશો કે વીલ જાતે લખવામાં ડહાપણ નથી? વકીલ પાસે લખાવવું જોઈએ.'

'હા, સાહેબ, મેં એમ સાંભળ્યું છે ખરું. તેથી જ હું એ કાગળ આપની પાસે લાવ્યો છું. એમાં કંઈ ભૂલ હોય તો સુધારો. ઠીક લાગે તો આખું ફરી લખી કાઢો. ફક્ત ખરચ જેટલું કરવું જ પડે એથી વધારે ન થાય તો સારું.'

'બરાબર!' આ અસીલ પાસેથી ઝાઝા પૈસા ખંખેરી શકાય એવું નથી એમ જાણ્યું એટલે નિસાસો નાખીને આઉલેટે કહ્યું. 'તમે એ લખાણ લાવ્યા છો?'

'હા જી!' કહી ડેવીડે ખીસામાં હાથ નાખ્યો, ને અચકાતાં અચકાતાં કાગળ વકીલને આપ્યો. 'મારા ઘડપણમાં એક બાઇએ દીકરીની પેઠે મારી ચાકરી કરી છે, તેને હું મારી પાસે જે કંઈ છે તે બધું આપી જવા માગું છું. મારે બૈરીછોકરાં નથી. મારા પૈસા પર હક કરતું આવે એવું કોઇ સગું પણ નથી. એટલે જે બાઈએ સંકટ વખતે મારા પર દયા બતાવી એને બધું આપી દેવું એ જ રસ્તો મને સારામાં સારો લાગે છે.'

'બરાબર—બહુ સારો વિચાર!' કહી આઉસેટે ડેવીડના હાથમાંથી કાગળ લઇ ઉઘાડયો: 'અં—અં—જોઉં શું લખ્યું છે તે.' પછી મોટેથી વાંચવા માંડયું: 'હું ડેવીડ હેમ્સ્લી —અં – અં! હેમ્સ્લી — હેમ્સ્લી! — એ નામ મેં ક્યાંક સાંભળ્યું લાગે છે! — ડેવીડ હેમ્સ્લી! — હા! — કેમ, એ તો એક કરોડપતિનું નામ છે — હાં હા હા! કરોડપતિ! કેવું વિચિત્ર! તમને ખબર છે, ભાઈ, કે તમારા જેવું જ નામ એક મોટા કરોડપતિનું પણ છે?'

'ખરેખાત, સાહેબ? હોય નહીં!'

'ના શું હોય? છે, છે! દુનિયામાં એક મોટામાં મોટો ધનપતિ! કરોડપતિની મિલકત વહેંચાવાની હોય ત્યારે તેની વાતમાં સહુને રસ આવે! ને તમારો નામરાશિ એક પૈસાદાર માણસ છે તેની તમને ખબર પણ નહોતી?'

'ના જી, નહોતી.'

'ઓહો! મને લાગે છે તમે ગામડામાં રહેતા હશો. શહેરમાં પ્રખ્યાત થયેલા માણસોનાં નામ ગામડાંના લોકે જવલ્લે જ સાંભળ્યાં હોય છે. પણ ચાલો, આ વીલ ફરી જોઇ જાઉં — "હું, ડેવીડ હેમ્સ્લી, ભગવાનની કૃપાથી, મારી અક્કલ હુશિયારીમાં હોઇ, મારાં આગલાં બધાં વીલ રદ કરી આ છેલ્લું વીલ કરું છું. પહેલાં તો હું મારો જીવ મારા સરજનહાર પ્રભુના હાથમાં સોંપું છું; ને માનું છું કે મારા તારક ઇસુ ખ્રિસ્તના પુણ્યને પ્રતાપે હું અનંત જીવનમાં

ભાગીદાર બનીશ!" અરેરે, અરેરે!' કહી આઉલેટે ચશમાં ઉતાર્યાં. 'તમે બહુ જૂના વિચારના માણસ લાગો છો! આજકાલ આવું લખવાની કશી જરૂર નથી હોતી!'

'જરૂર નહીં હોય કદાચ. પણ એ લખવામાં વાંધો તો નથી ને, સાહેબ?'

'ના, વાંધો કશો નથી. એનાથી વીલ પર કશી અસર નથી પડતી. જરા વિચિત્ર લાગે છે — અવનવું લાગે છે — એટલું જ. તમારા જીવનું કે તમારા શરીરનું શું થાય છે એની કોઈને પડી નથી — માણસોને તો પરવા એ વાતની છે કે તમારા પૈસાનું શું થાય છે. છતાં તમારે આ શબ્દો મૂકવા હોય તો ભલે મૂકો. પણ તમે એટલું તો સમજો છો ને કે આ વીલમાં તમે "બધું જ" કુમારી મેરી ડીનને આપી જાઓ છો? એમાંથી એક પણ ચીજ બાકી નથી રહેતી, ને એ બાઈ તમારી બધી જ મિલકતની માલિક બને છે.'

'એ જ મારી ઇચ્છા છે. એ વાત મેં આમાં સ્પષ્ટ કરી છે ખરી?'

'હા, સાવ સ્પષ્ટ કરી છે. કોઈ પણ મુદ્દા પર કશી ચર્ચાને અવકાશ નથી. તમારા મતા સામે અમે સાક્ષી કરીએ એમ તમે ઇચ્છો છો ને?'

'હા, જી. મહેરબાની આપની.'

ડેવીડ સહી કરવા ટેબલ તરફ આગળ વધ્યો. આઉલેટે બેવાર જોરથી ઘંટડી વગાડી. તેના જવાબમાં એક જુવાન ચહેરાવાળો પણ આધેડ જેવી રીતભાતવાળો માણસ હાજર થયો.

'મારા મુનીમ છે,' આઉલેટે ઓળખાણ આપતાં કહ્યું. 'આવો, પ્રિડલ! આ ગૃહસ્થના વીલ પર મારી જોડે તમે પણ સહી કરો.'

પ્રિડલ નીચો નમ્યો, ને મનમાં સહેજ હસ્યો. આવા મજાૂર

માણુસ પાસે વળી વીલ કરવાની તકલીફ લેવા જેટલી મિલકત શી હોઇ શકે — એ વિચારથી તેને હસવું આવ્યું હતું. આઉલેટે શાહીમાં કલમ બોળી અસીલને આપી. ડેવીડે મોટા સ્પષ્ટ અક્ષરે સહી કરી. આઉલેટે સાક્ષી કરી, ને પછી પ્રિંડલ સહી કરવા આગળ આવ્યો. 'ડેવીડ હેમ્સ્લી' એ નામ જોયું એટલે થંભી ગયો, ને આશ્ચર્યમાં પડી ગયો. આઉલેટ જરા હસ્યો.

'આપણે એ નામ જાણીએ છીએ, નહીં, પ્રિંડલ ?'

'હા, જી. આખી દુનિયા જાણે છે!' પ્રિંડલે કહ્યું.

'આખી દુનિયા — હા! — આપણા આ મિત્ર સિવાય!'

પ્રિંડલે સહી કરી, પછી આઉલેટે રમૂજમાં ડેવીડને કહ્યું: 'મારી એક સૂચના છે તમને. તમે આ કરોડપતિ ડેવીડ હેમ્સ્લીની પાસે જજો, ને એને કહેજો કે હું તમારો નામરાશિ છું!'

'શું કરવા, સાહેબ? એથી શો ફાયદો?'

'વાહ, એને એ જાણીને કદાચ રમૂજ પડશે. ખુશ થઈ જાય તો તમને કંઈ બક્ષિસ આપે કે પોતાના વીલમાં તમને કંઇ રકમ આપવાનું પણ લખી જાય!'

ડેવીડ સહેજ હસ્યો. મોટેથી હસી પડત, પણ પ્રયત્નપૂર્વક મનને રોક્યું. મહાપરાણે તેણે મનની સ્વસ્થતા જાળવી રાખી.

'આપની સૂચના માટે આભાર, સાહેબ. કોક દહાડો બનશે તો જઈને મળીશ એ માણસને!'

'મેં તો સાંભળ્યું એ મરી ગયો છે,' પ્રિંડલ બોલી ઊઠ્યો. "છાપાંમાં ખબર આવી હતી.'

'પણ એ ખબર ખોટી છે એમ પણ પાછળથી આવ્યું હતું,' આઉલેટે કહ્યું. પછી ડેવીડને કહે: 'આ કાગળ તમે જોડે લઈ જવા માગો છો? અહીં મૂકવો હોય તો મૂકી જાઓ. સચવાઇ રહેશે.'

'ના જી. મારી પાસે રહે એ વધારે સારું. આપ જુઓ છો હું પાકું પાન છું. શરીરમાં ઝાઝું જોર નથી. મોત કઇ પળે આવે

એ કહેવાય નહીં. એટલે વીલ મારી પાસે રાખવું ભલું.'

'વારુ, એ સંભાળીને રાખજો, એટલે બસ છે. તમારે ભલેને થોડા પૈસા મૂકી જવાના હોય, પણ એ તમે જેને આપવા ધારો છો તેને જ મળે, ને તેમાં કશી ભાંજઘડ કે મુશ્કેલી ઊભી ન થાય, એટલું જ આપણે જોઈએ. સાધારણ રીતે દરેક વીલની બાબતમાં ઝઘડો થાય જ છે.'

'મારા વીલમાં તો ઝઘડાની કંઈ બારી રહી નથી ને?' ડેવીડે કંઈક ચિન્તાતુર અવાજે પૂછ્યું.

'ના રે! જરાયે નહીં. તમારા પેલા નામેરીના જેવા તમે કરોડપતિ હો, તોપણ આ વીલ ચાલે એવું છે.'

'આભાર આપનો! કહી ડેવીડે ટેબલ પર વાજબી ગણાય એના કરતાં પણ વધારે ફી મૂકી, તે સોલીસીટરે વિનાસંકોચે સ્વીકારી લીધી. ડેવીડે કહ્યું: 'હું આપનો ઘણો જ અહેસાનમંદ છું. સાહેબજી.'

'સાહેબજી!' આઉલેટ ખુરસીની પીઠે ટેકો દઈ અસીલને જોઈ રહ્યો, ને કહેવા લાગ્યો: 'તમે તમારા વીલનો અમલ કરવાનું પણ મેરી ડીનને સોંપ્યું છે, એનો અર્થ એ થાય છે કે એના હાથમાં તમે પૂરેપૂરો અધિકાર સોંપ્યો છે — એ સમજો છો ને?'

'હા જી, બરાબર સમજું છું. હું એને એ જ આપવા માગું છું — મરતી વખતે મારી પાસે જે કંઈ હોય તે બધા પર પૂરેપૂરો ને સ્વતન્ત્ર અધિકાર.'

'તો સાવ બેફિકર રહેજો. તમે એ વાત પૂરેપૂરી સ્પષ્ટ કરેલી છે.'

અહીંથી નીકળી ડેવીડ ઉતારે પાછો આવ્યો, ને પોતાનું કામ પાછું શરૂ કર્યું. પોતાના નાણાંને લગતા વહેવારો સાથે સંબન્ધ ધરાવનારા જુદા જુદા અનેક માણસોને કાગળો લખ્યા; ને તેના પર એક્ઝીટર ગામનું નામ લખી તે દિવસની તારીખ નાખી. એમાંથી

કોઈને કુતૂહલ થાય તો તે સન્તોષવાને લખ્યું કે 'હું અહીં થોડા દિવસ માટે રહ્યો છું.' છેવટે તેણે સર ફ્રાન્સીસ વેસીને આ પ્રમાણે કાગળ લખ્યો:

"પ્રિય વેસી,

જે કામ કરવાનું તમે મને ઘણીવાર કહેલું તે મેં અહીં આજે એક્ઝીટરના આ જૂના શહેરમાં કર્યું છે. મેં વીલ કરી નાખ્યું છે. તે આખું મેં મારે હાથે લખ્યું છે; અને મેસર્સ રાફડન ઍંડ આઉલેટ નામની અહીંની એક સોલીસીટરની પેઢીએ કહ્યું છે કે તે બરાબર અને કાયદેસર છે. મિ. આઉલેટ અને તેમના મુનીમે મારા મતા સામે સાક્ષી પણ કરી છે. મારો આ કાગળ બહુ જ ખાનગી છે ને તમારા એકલાની જાણ માટે જ લખેલો છે, એમ ગણજો. મારું વીલ મેં મારી પાસે રાખ્યું છે, એટલે એ તો મારા મરતા સુધી તમારી પાસે નહીં આવે. એ વેળા આવે ત્યારે મારી ખાતરી છે કે મારી આખી મિલકતનું મેં જે માણસને સ્વેચ્છાએ કુલ વારસ બનાવ્યું છે તેને કશી નકામી ઉપાધિ કે ચિન્તા ન થાય એવી રીતે તમે એ કામ ઉકેલી આપશો.

લંડન અને લંડનના લોકોને સહેલ કરવાનાં સ્થાનોથી દૂર મેં આશરે એક વરસ લગભગ સંપૂર્ણ સુખમાં ગાળ્યું છે. હું જે વસ્તુ — પ્રેમ શોધતો હતો, ને જે મને કદી પણ મળવા વિષે તમને શંકા હતી, તે મને મળી. ધરતીનું ધન તો મારી પાસે ઢગલાબંધ છે, ને તેનો ઉપયોગ મેં કવચિત જ કર્યો છે. પણ શુદ્ધ, નિઃસ્વાર્થ, કોમળ પ્રેમરૂપી જે પ્રભુનું ધન છે — જે ગરીબાઇ, માંદગી, ને એવાં બીજાં તમામ દુઃખો પણ સહન કરી શકે છે — તે તો મને અત્યાર સુધી કદી મળ્યું નહોતું. હવે મારા આત્માની અશાન્તિ ને ઝંખના શમી છે. હું સુખી છું. વળી હું જાઉં ત્યારે મારા પૈસાનું શું કરવું એ વિષે મને પૂરેપૂરી નિરાંત વળી છે. હું જાણું છું તમે આ વાત સાંભળીને રાજી થશો. મારી છેલ્લી ઈચ્છા અને સૂચનાઓનો પૂરેપૂરો અમલ થાય એટલું તમે જોશો — જો તમને ફરી મળ્યા પહેલાં હું મરી જાઉં તો; પણ હું આશા તો રાખું છું કે એવું નહીં બનવા પામે.

મારો વિચાર, અત્યારે તો, થોડા વખતમાં લંડન આવવાનો છે. આવીશ ત્યારે, તમને રૂબરૂમાં કહીશ કે ગયા જુલાઈમાં લંડન છોડ્યા

પછી મને કેવા કેવા અનુભવ થયા છે. પણ માણસ ધારે કંઈક, ને ઇશ્વર કરે કંઇક. એટલે માણસથી કશું ચોક્કસ કહી શકાય નહીં. હું જાતે ત્યાં હાજર હોઉં એવી રીતે મારું બધું કામકાજ ચાલુ રાખવાનું તમને કહેવાની જરૂર નથી જ. મારા ઘરના નોકરોને કહી રાખશો કે ઘેર બધી તૈયારી કરી રાખે, કેમકે સંભવ છે હું ગમે તે દિવસે લંડનમાં આવી પહોંચું. છાપાંએ મારા મોતની ખબર ફેલાવી હતી એમ મેં સાંભળ્યું. તમે તાબડતોબ તેનો રદિયો આપ્યો એને સારુ મારે તમારો આભાર માનવો જોઈએ. હું સાજો છું — મારી ઉંમરનો માણસ હોઈ શકે તેટલો. માત્ર હૃદયની નબળાઈ છે, ને તેનાથી ગમે ત્યારે થોડી પળમાં દુઃખ ભોગવ્યા વિના આંખ મીંચાઈ જાય એ બનવાજોગ છે. એ સિવાય, મારાથી નાના માણસો કરતાં પણ મારામાં વધારે જોર છે એમ હું માનું છું. જે માણસને મારી આખી જિંદગીની કમાણીનો વારસો મળવાનો છે તેના પ્રત્યે મને ઊંડું હેત છે, ને અત્યંત ઊંડી ઉપકારબુદ્ધિ છે. તે બાદ કરતાં આ પળે મારા મનમાં જે સૌથી પ્રબળ લાગણીઓ છે તેમાંની એક તે તમારી સાથેની મિત્રતા છે. પ્રિય ભાઈ વેસી, એ મિત્રતા વરસોના અનુભવે બળવાન બની છે. મારી ખાતરી છે કે એ મિત્રતા સદા અખંડિત રહેશે; અને માણસમાત્ર થાકે ત્યારે જ્યાં જવા ઝંખે છે છતાં જતાં ડરે છે તે જગાએ હું ચાલ્યો જઈશ ત્યારપછી પણ આપણા એ સ્નેહ-સંબન્ધનું વિશુદ્ધ સ્મરણ તમારા મનમાં કાયમ રહેશે. પણ મારી તો દૃઢ શ્રદ્ધા છે કે મૃત્યુનો જે દેખીતો અન્ધકાર છે તે તો માત્ર એક પડદો છે, ને તેની પેલી પાર ઐહિક જીવનના કરતાં વધારે સંપૂર્ણ એવા પર-જીવનનો તેજસ્વી પ્રકાશ પડેલો છે. વળી, એક માણસના અતિ ઉત્કટ, વિશુદ્ધ ને નિઃસ્વાર્થ પ્રેમ દ્વારા હું ઇશ્વરી પ્રેમની હસ્તી વિષે વિશ્વાસ રાખતાં શીખ્યો છું.

લિ૦ સ્નેહાધીન,
ડેવીડ હેમ્સ્લી"

આ કાગળ પૂરો થયો એટલે એ તેમજ બીજા જે કાગળો લખ્યા હતા તે બધા ડેવીડે ટપાલમાં નાખ્યા. સાંજનો વખત દેવળ-નું સંગીત સાંભળવામાં ગાળ્યો. એક્ઝીટરમાં ત્રણ દિવસ ગાળ્યા તે દરમ્યાન તેણે વેપાર વગેરે બધા કામકાજની વીગત કાળજીપૂર્વક

વિચારી લીધી હતી, ને કરવા જેવું એકે કામ બાકી રહેવા દીધું નહોતું. શનિવારે સવારની પહેલી ગાડીએ તે માઇનહેડ પાછો જવા નીકળ્યો ત્યારે તેના મનમાં સંપૂર્ણ શાન્તિ હતી. સ્ટેશને ઊતરી તે વેરકુમ જવા નીકળ્યો ત્યારે, જે કામ પોતે કરવા ધારેલું તે નિર્વિઘ્ને પાર ઊતર્યું તે માટે તેણે મનમાં જ પ્રભુનો પાડ માન્યો. છેવટે સમરસેટનો દરિયાકાંઠો દેખાયો ને સમુદ્ર પર વસન્તના હૂંફાળા સૂરજનું તેજ નાચતું નજરે પડ્યું.

## ૨૫. પાછો ગામડે

વેરફુમ તરફ જતાં તેને અડધે લગી એક ભઠિયારાના ગાડામાં બેસવાની જગા મળી ગઈ. તે પછી તેણે ચાલવા માંડયું. ગામ આવવાનું થયું, એટલે થાક ઉતારવા એક જગાએ બેઠો. નર્યા થાકને લીધે આંખો મીંચાઈ ગઇ. ત્યાં તો ઓચિંતો એક અવાજ આવ્યો, એટલે તે ભડકીને જાગી ઊઠયો, ને જેમતેમ કરીને પરાણે ઊભો થયો. સામે જુએ તો મેરી ઊભેલી ! મેરીએ ફરીથી બૂમ પાડીઃ

'ડેવીડકાકા ! ઓહો, આખરે તમે આવી પહોંચ્યા ! તમે ગયા હતા જ શું કામ? અમને તો તમારા વિના જરાયે ગમતું નથી. કેવા થાકેલા લાગો છો ! ક્યાં ગયા હતા ? એંગસ ને હું તો ક્યારનાં તમારા આવવાની રાહ જોયાં કરીએ છીએ. જોજો, પડી ન જવાય !'

મેરી જઇને તેને પડખે ઊભી રહી, ને તેને પડતો અટકાવવા ટેકો આપ્યો. 'તમે અમને છોડીને ગયા જ શું કામ ? મેં તો માનેલું કે તમે અમારી જોડે સાવ સુખી છો.'

'સુખી !' ડેવીડ ગણગણ્યો. 'સુખી તો બહેન હું બહુ જ હતો ! ને મને લાગ્યું તારું ઋણ મારે માથે ઘણું છે. ટોપલા ભરવા કરતાં કંઇક વધારે પૈસા મળે એવું કામ મળે તો તપાસ કરવા ગયો હતો.'

'જોઈ આવ્યા ? શું પરિણામ આવ્યું ?' મેરીએ હસીને પૂછ્યું.

ડેવીડથી પણ હસી પડાયું. 'પરિણામ એ કે જેવો ગયો હતો તેવો પાછો આવ્યો છું. કામ કશું મળ્યું નથી. આજકાલ કોઈ ઘરડા માણસને રાખવા તૈયાર નથી. દુનિયામાં કઠણ કાળ છે અત્યારે !'

'તમારા પર પ્રેમ રાખે તે માણસોને છોડીને ચાલ્યા જાઓ તો કઠણ જ લાગવાનો !'

'છોડીને ચાલ્યો જાઉં ? ભગવાન મને એવી મતિ ન આપે. મેરી, તને એમ તો નથી લાગતુંને કે હું કદી એવું કરું ?'

'ના, બેશક નહીં ! કેમકે હું જોઉં છું કે તમે પાછા આવ્યા છો. પણ તમે સાવ જતા જ રહ્યા હોત—'

'તો તું મને નગુણો, નકામો, બુઢ્ઢો બદમાસ ધારત, નહીં ?'

'જુઓ, કાકા ! તમે જાણો છો કે અમે એવી રીતે તમારે વિષે વાત ન જ કરત. તમે પાછા ન જ આવ્યા હોત, તોપણ અમે પ્રેમપૂર્વક જ તમારો વિચાર કરત—હું હંમેશાં તમારા પર પ્રેમ રાખત ને તમારે માટે પ્રાર્થના કરત !'

ડેવીડને જરા ધારણ આવી, એટલે બંને જણ ચાલ્યાં. એંગસ ટેકરી પર દેવળ પાસે બેઠો બેઠો લખતો હતો. ટેકરી ચડયાં, એટલે દેવળ દેખાયું, ને દરિયો દેખાયો, તે ડેવીડે ઊભા રહી ધરાઈને જોયો. એંગસ બેઠો હતો ત્યાં પહોંચવાનાં થયાં, ત્યાં તો એ જ સામે દોડતો દોડતો આવ્યો, ને બોલી ઊઠ્યો:

'કેમ, ડેવીડકાકા, કેમ છો ? ભલે પધાર્યા ! ત્યારે મેરીનું કહેવું હંમેશની પેઠે ખરું પડયું. એ કહેતી હતી કે કાકા આજે ઘેર આવવા જોઈએ !'

ડેવીડ બોલી શકયો નહીં. એંગસે તેનો હાથ પકડેલો તે જેટલા સ્નેહના જોરથી દબાવાય એટલો ડેવીડે દબાવ્યો. એંગસ કહે: 'મારા હાથનો ટેકો લો. મેરીમાં જોર છે, પણ મારામાં એના કરતાં વધારે જોર છે. થોડી વારમાં ઘેર પહોંચી જઈશું. ચાલી ઘરની ચોકી કરે છે.'

'બિચારો ચાલી !' ડેવીડે કહ્યું. 'મારા વિના સોરતો હતો ?'

'ઘણું જ,' મેરીએ કહ્યું. 'મારી એકલી જોડે એને જરાયે ગમતું નહોતું. રોજ સવારે ને રાતે તમારી ઓરડીમાં જાય, ને તમને ન જુએ એટલે એવો દયામણો અવાજ કાઢીને રડે કે એને છાનો રાખતાં મને વસમું પડી જાય.'

'ઘણા માણસ "મિત્રો" કરતાંયે વધારે કોમળ હૃદયનો!' ડેવીડ બોલ્યો.

'હાસ્તો,' ઍંગસે કહ્યું. 'દુનિયામાં વફાદાર કૂતરા કરતાં વધારે વફાદાર કોઈ નથી હોતું — વફાદાર વરને બાદ કરતાં!'

મેરી હસી પડી, ને કહેવા લાગી: 'કે વફાદાર વહુ કરતાં? પેલી જૂની કહેવત છે ને — "વહુ, કૂતરું ને અખરોટનું ઝાડ; તે જેમ ટીપો તેમ સુધરતાં જાય." કેમ, ઍંગસ, આપણે પરણીએ ત્યારે તમે એ રીતે કામ લેવાના કે?'

મેરી ફરી હસી, ને જરા આગળ દોડી ગઈ. થોડી વારમાં ઍંગસ અને ડેવીડ પણ રસોડામાં આવી પહોંચ્યા. ચાલી તો ગાંડોતૂર થઈને ડેવીડની આસપાસ કૂદાકૂદ કરવા લાગ્યો. ડેવીડને ચૂલા પાસેની એની ખુરસીમાં બેસાડયો એટલે તેણે આંખો મીંચી દીધી. તે મનથી ને શરીરથી થાકીને લોથ થઈ ગયો હતો, ને અડધોએક કલાક મૂર્છા જેવી દશામાં રહ્યો. તેને ભાન આવ્યું ત્યારે મેરી ને ઍંગસ ચિન્તાતુર થઈને ઊભાં હતાં, ને બર્ન્સ તેની નાડ તપાસતો હતો. ડેવીડને થોડી વારે સ્ફૂર્તિ આવી ત્યારે સહુને નિરાંત વળી. એની ખાસ કાળજી લેવાનું કહીને બર્ન્સ ઘેર ગયો.

એને પાછો આવેલો જાણી આમલોક રાજી થયા, ને એના ઘડપણ માટે દયા ખાવા લાગ્યા. ઘણા એને જોવા આવતા. ટ્રીટ દંપતી તો એમાં હોય જ. ગામનો ભલો પાદરી પણ આવતો, ને એની જોડે વાતો કરવામાં ડેવીડને રસ આવતો. એક દિવસ તેણે કહ્યું: 'તમારા જેવા બધા પાદરી હોય, તો કોઈ નાસ્તિક ન રહે.'

ભલો પાદરી આ સ્તુતિ સાંભળી શરમાઈ ગયો. 'મારે વિષે તમે બહુ સારો મત ધરાવો છો. પણ હું કંઈ નવાઈ નથી કરતો. બીજા લોકો મારી જોડે જેવી રીતે બોલે એમ હું ઇચ્છું, તેવી રીતે હું તેમની જોડે બોલું છું, એટલું જ.'

'એ જ તો ધર્મનો સાર છે ને! પણ મને કહો, પાદરી

સાહેબ, કે વેરકુમમાં ગરીબ માણુસો ઘણાં છે?'

પાદરીને આ સવાલ સાંભળી જરા અચંબો થયો. તેણે કહ્યું: 'ખરું કહું તો આ નાનું માછીનું ગામડું છે. પૈસાદારોના બંગલા આ ગાળામાં છે, તે આ ગામથી માઇલોને અંતરે છે. આ ગામમાં કોઇ તવંગર માણુસ રહેતું નથી.'

'છતાં દરેક જણુ સુખી દેખાય છે.'

'હા, ખરી વાત. દરેક જણુ સુખી દેખાય છે એટલું જ નહીં, પણ સુખી છે! માણુસમાત્રને જે દુઃખો પડે છે એ તો એમને પણ આવે છે, પણ કોઇને અસન્તોષ નથી. દારૂનો વાપર ઘણો જ ઓછો છે, ને તેથી ઝઘડા બહુ જ ઓછા થાય છે — નથી થતા કહીએ તો ચાલે. લોકો બહુ સારા છે — ઇંગ્લંડનું નાક છે!'

'અહીંના દરેક સ્ત્રી પુરુષ બાળકને માટે જો કોઇ કરોડપતિ હજાર કે એથી વધારે પાઉંડ મૂકી જાય, તો શું થાય?'

'તો લોકો સુખી મટીને દુઃખી થઇ જાય. એમનું આ નાનકડું, રળિયામણું સ્વર્ગ તે નરક બની જાય! એમને સદ્‌ભાગ્યે એમના પર આવી આફત આવી પડવાનો સંભવ નથી!'

જૂનની અધવચ થવા આવી હતી. એવામાં એકવાર ડેવીડે મેરીને પૂછ્યું: 'તું ને એંગસ ક્યારે પરણવાનાં છો, બહેન?'

'હજુ લાંબા વખત સુધી તો નહીં, કાકા. એંગસ એમની ચોપડી હજુ પૂરી કરી રહ્યા નથી. પૂરી થશે ત્યારે પણ છપાવીને પ્રસિદ્ધ કરવાનાં રહેશે. કોઇ પ્રકાશક ચોપડી વેચાતી ન લે ત્યાં સુધી લગ્નનો વિચાર કરવાના નથી.'

'નહીં? કેમ?' ડેવીડની આંખો ચિન્તાતુર બની ગઇ.

'કારણુ તો સારું છે. પોતે સાવ સ્વતન્ત્ર છે એવું એમને લાગવું જોઇએ; એ એમને ગમે. ચોપડીના સો પાઉંડ પણુ મળે, તો મારા કરતાં વધારે પૈસાદાર ગણાય; ને એ ઠીક પણુ થાય. એમની પાસે પોતાનું કહેવા જેવું કશું ન હોય એવી સ્થિતિમાં એ

મારી જોડે લગ્ન કરવા નથી માગતા.'

'છતાં તું તો એમની જોડે લગ્ન કરે ને?'

'મને ખાતરી નથી એ વાતની. જુઓ, કાકા, મને એમને વિષે ખરો પ્રેમ છે. મારો પ્રેમ એટલો તીવ્ર ને એટલો ઊંડો છે કે હું સ્વાર્થી બનીને એમને નીચે ઘસડું નહીં. આખી દુનિયા મળતી હોય તોયે એ પોતાનું સ્વમાન ગુમાવે એ મને ન ગમે!'

'પ્રેમ સ્વમાન કરતાં મોટી વસ્તુ છે.'

'તમે તો જાણો છો, કાકા, સ્વમાન વિના પ્રેમ — સાચો પ્રેમ — શક્ય જ નથી. પ્રેમને નામે કેટલીક ઘેલછા ચાલે છે, પણ તે ટકતી નથી. આખી જિંદગી તો શું, એક મહિનો પણ ન ચાલે.'

ડેવીડે સહેજ નિસાસો નાખ્યો, ને તેના હોઠ કાંપ્યા.

'મને લાગે છે, બહેન, કે તમને પરણેલાં જોવાને હું જીવતો નહીં રહું.'.

'એવું ન કહો, કાકા. બન્સ પણ કહે છે કે તમારી તબિયત સુધરતી જાય છે.'

એક દહાડો સાંજે એંગસ આવીને કહે: 'પેલો કરોડપતિ ડેવીડ છે ને, કાકા, તે ખરેખર મરી નથી ગયો!'

'ઓહો — નથી મરી ગયો?'

'ના. એ તો પાછો આવ્યો છે. કહે છે કે થોડા વખતમાં લંડન આવી પહોંચવાનો છે.'

તે રાતે મેરી ઊંઘી ગઇ ને ચોમેર શાન્તિ વ્યાપી ગઈ, એવે વખતે ડેવીડે પથારીમાંથી ઊઠી દીવો સળગાવ્યો; અને ખડિયોકલમ લઈ, વીલ જોડેના સૂચનાઓના કાગળમાં કેટલાક ઉમેરા કર્યા. થોડા દિવસ પહેલાં એકવાર સાંજે મેરી ને એંગસ સાથે ફરવા ગયાં હતાં તે વખતે, તેણે જૂની બંડીના અસ્તરમાંથી બધી નોટો કાઢીને એક બંધ પરબીડિયામાં મૂકી હતી; ને તે પરબીડિયા પર અમુક નિશાની કરી તે મોટા પરબીડિયામાં વીલની જોડે મૂકી દીધું હતું. તે જ પ્રમાણે

વીશીમાં ટૉમે એને માટે કરેલા ઉધરાણાનું પણ જુદું પડીકું વાળી, તેના ઉપર પણ નિશાની કરી હતી. આજે તેણે આ બધી ચીજોનું એક મોટું પડીકું વાળી, તેના પર દોરી બાંધી, પડીકું ફાડ્યા વિના ઊઘડે નહીં એવી રીતે બંધ કરી દીધું; ને તેના પર સર ફ્રાન્સીસ વેસીનું સરનામું કર્યું. એ પડીકું પાછું એક મોટા પાકીટમાં મૂક્યું, તેને પણ એ જ રીતે સખત બાંધી દીધું, ને તેના પર સીલ મારી એ ઉપલા પાકીટ પર જૉન બુસ્ટીલનું નામ લખી, લંડનની કોઈ ઑફીસનું ઠેકાણું એના પર લખ્યું. ખરેખર તો વેરી ઍંડ સીમન્ડ્ઝની જ ઑફીસનું એ ઠેકાણું હતું. બહાર પેઢીનું નામ ન લખ્યું, કેમકે એ ડેવીડ હેમ્સ્લી કરોડપતિના સોલીસીટર હતા એની ઍંગસને છાપાં પરથી ખબર હતી. બહારના પાકીટ પર જેનું નામ હતું તે માણસ આ પેઢીનો મુનીમ હતો, ને ડેવીડના મરણ પછી પાકીટ તેને પહોંચાડવાનું હતું. હવે તેણે કરેલી ગોઠવણ પ્રમાણે પાકીટ સર ફ્રાન્સીસના હાથમાં અચૂક પહોંચે એમ હતું. બંધ પાકીટ તેણે ભીંતના ભંડારિયામાં મૂકી દીધું પછી પથારીમાં પડી, ઊંઘી જવાના ઇરાદાથી આંખો બંધ કરી દીધી.

'મને લાગે છે બસ છે હવે,' તે મનમાં ગણગણવા લાગ્યો. 'મેં તો દુનિયા જોડેની લેણાદેણી ચૂકતે કરી દીધી. ભગવાનની મરજી હશે તો મારા પૈસાનો હું મરી જઈશ તે પછી કંઈ સદુપયોગ થશે. હું મરી જઈશ તે પછી! એ શબ્દો બોલતાં કેવા વિચિત્ર લાગે છે! કોણ જાણે મરવું કેવું લાગશે!'

# ૨૬. દીવો હોલાયો

હવે એક અઠવાડિયું બહુ જ સરસ હવાવાળું આવ્યું. સમરસેટ પરગણાના આખા દરિયાકાંઠા પર સૂરજના તાપથી હૂંફ અને તેજ ફેલાઈ ગયાં. દરિયો પણ શાન્ત હતો. તેના પર નાની નાની નાવડીઓ નાચવા લાગી. વેરકુમ ગામમાં ને આસપાસ શાન્ત રમણીયતાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું. ઉનાળે ગામના લોકો કામ કરવા ઉપરાંત રમતા પણ ખરા, ને તેમાં નાનાં મોટાં સહુ ભળતાં. સમુદ્રની રેતી પર નિરભ્ર આકાશમાંથી ગરમી પડવાથી તે હૂંફાળી લાગતી. ગામનાં ઘણાં માણસો ત્યાં ફરવા આવતાં. ડેવીડ પણ, શરીરની નબળાઈ વધ્યે જતી હતી છતાં, ઘણીવાર ત્યાં આવતો. મેરી અને એંગસ બે અક્કેક પડખે તેને ઝાલીને ત્યાં લાવતાં. કાંઠાના ખડકોની છાયામાં બેસી દરિયાનાં ચળકતાં મોજાં આવતાં જતાં નીરખતાં એને બહુ જ આનન્દ આવતો. પાણીના ધીમા, એકસૂરા મર્મરધ્વનિથી તેના ચિત્તને શાન્તિ મળતી, ને તેના મનની ચીડ શમી જતી. આવી ચીડ તેને ક્યારેક થઈ આવતી, પણ તેને તે બહાર દેખાવા દેતો નહીં. કેટલીકવાર — પણ કેટલીકવાર જ—તેને એમ થઈ આવતું કે મરવાની વાત બહુ વસમી છે. જીવવું કેમ તે એણે હમણાં જ શીખવા માંડયું હતું. એવે વખતે ઘડપણ પણ અકારું લાગતું હતું. આ જિંદગીની ખરી મોજ ને તેના ખરા આનન્દો માણવાનું તો હજુ બાકી હતું. તે જ વખતે એ જિંદગી છોડીને ચાલ્યા જવાનું આવે એ કેવું વસમું કહેવાય!

પણ પાછો તે વિચાર કરતો: 'કોણ જાણે ગયે ભવે પણ મેં આવું નહીં કહ્યું હોય? ત્યારે પણ મેં કદાચ એમ જ કહ્યું હશે કે "હે ભગવાન! આ જે માણસો, ઘરબાર વગેરેને હું જાણું છું,

ને આ જે જિંદગીમાં મને આટલી મોજ આવે છે, તે છોડવીને મેં જોઈ નથી એવી અજાણી જગાએ મને શા માટે લઈ જાય છે?" છતાં ભગવાને એનું ધાર્યું કર્યું, ને મને આ જગાએ મૂક્યો — શાને માટે? માત્ર એક પાઠ શીખવવાને! મેં કંઈ ખરું કામ કર્યું હોય તો ફક્ત આ પાઠ શીખવાનું જ કર્યું છે. કેમકે પૈસા કમાવા એની ઈશ્વરની નજરે કશી કિંમત નથી. એમાં તો માણસ નરી નશ્વર વસ્તુનો સંગ્રહ કરે છે એટલું જ. બીજી નશ્વર વસ્તુઓની પેઠે એ ધન પણ કાળે કરીને ઘસડાઈ જાય છે; અને એ ધન ભેગું કરનારના મડદાની કિંમત તેના કોઈ કંગાલ ભાંડુના મડદા કરતાં વધારે નથી હોતી. એ મહેનતમાં કેવી મૂર્ખાઈ રહેલી છે! પૈસાના આ લોભમાંથી કેટલી અદેખાઇ, કેટલાં ઝેરવેર, કેટલી નીચતા, ને કેટલી હલકાઈ પેદા થવા પામે છે! હા; મારે શીખવાનો પાઠ હું શીખ્યો છું! મને વિમાસણ થાય છે કે ભગવાન મને હવે પરીક્ષામાં પાસ થઈને ઉપલા ધોરણમાં ચડવા, ને ફરી પાછો અભ્યાસ શરૂ કરવા, દેશે ખરા?'

અંતરમાં ચાલતા આ વિચારોથી તેને કેટલીકવાર શાન્તિ વળતી, ને કેટલીકવાર મૂંઝવણ થતી. ઘણીવાર તેને પોતાની જુવાનીનાં જોમ અને ઉત્સાહ પાછાં આવ્યાનો એકાએક ભાસ થતો. જુવાનજોધ માણસ કોઈ પહાડના ઉત્તુંગ શિખર પર ચડી નીચે પથરાયેલા જગતના વિશાળ દૃશ્ય પર નજર નાખે ને તેના મનમાં જેવો હર્ષ વ્યાપી રહે, તેના જેવો હર્ષ એના અંતરમાં એવે વખતે વ્યાપી જતો. એ વાતો કરે ત્યારે ગામનાં ઘણાં માણસો એની વાતો સાંભળવા બેસતાં.

એક દિવસ ડેવીડ છેક પાછલા પહોરનો દરિયાકાંઠે બેઠો હતો. સાંજ પડી, ને સૂરજ આથમવા આવ્યો. છતાં તેને ઘેર જવાનું મન ન થયું. બહુ સમજાવીને તેના આ પ્રિય સ્થાન પરથી તેને ઉઠાડવો પડ્યો. એંગસ અને મેરી તેને બે બાજુએ ટેકો આપીને ઘેર લઈ

ગયાં. ગામની શેરીનું ચડાણ ચડતાં એકએવાર તે થોભી ગયો, ને પાછી નજર નાખી સમુદ્રની શાન્ત સુન્દરતા જોઈ લીધી. આથમતા સૂરજના રાતા તેજમાં સમુદ્રના પાણી પર જાણે કરોડો માણેકની શોભા ફેલાઈ ગઈ હતી. તે બહુ જ ધીરેથી ચાલતો હતો, એ જોઈ મેરીએ એકએવાર એંગસ સામે ચિન્તાતુર નજર નાખી લીધી. પણ ઘેર પહોંચ્યા પછી ડેવીડને પાછી સ્ફૂર્તિ આવી. રોજની ખુરસીમાં બેસી તે ચાર્લી સામે જોઈ હસ્યો. ચાર્લી કૂદીને તેના ખોળામાં ચડી બેઠો, એટલે હસીને એને કહેવા લાગ્યો: 'મને કેમ છે એમ પૂછે છે, નહીં, ચાર્લી ? હું સાવ સાજો છું, દોસ્ત ! — સાવ સાજો !'

તે રાતે પૂર બહારમાં ખીલેલી ચંદનીથી ઓપી રહેલા બાગમાં મેરીની વિદાય લઈને અંગસ ઘેર ગયો તે પછી, ડેવીડે મેરીને પોતાની પાસે બોલાવી. મેરી તરત જ આવી. ડેવીડ તેની સામે જોઈ હસવા લાગ્યો. તેણે મેરીને કહ્યું:

'તને લાગે છે કે હું થાકી ગયો છું, મને ખબર છે. પણ હું થાક્યો નથી. મારે તને એક વાત કહેવી છે.'

'હા, કાકા. કહો, શું છે ?'

'વાત આટલી જ છે. તને ખબર છે મેં તને કહેલું કે મારી ઓરડીના નાના કબાટમાં કેટલાક કાગળો રાખેલા છે, તે મારે મન બહુ કીમતી છે ?'

'હા, ખબર છે.'

'તો, જો — હું મરી જાઉં પછી, એ કાગળો પર લખેલે સરનામે તે પહોંચાડવાનું વચન તું મને આપશે ? હું એટલું જ તારી પાસે માગું છું તું મારું એટલું કામ કરશે ?'

'જરૂર કરીશ. તમે જાણો છો કે ગયે વરસે તમે માંદગીમાંથી ઊઠ્યા ત્યારથી એ કબાટની ચાવી તમે તમારી પાસે રાખી છે — '

'આ રહી એ ચાવી,' ડેવીડે ખીસામાંથી ચાવી કાઢતાં કહ્યું. 'હવે રાખ તારી પાસે.'

'પણ અત્યારે જ શું કામ આપો છો?'

'મારી મરજી,' સહેજ જક કરતો હોય એવા સ્વરે તેણે કહ્યું. પછી સહેજ હસીને કહે: 'એ તારી પાસે છે એ જાણીને મારા મનને નિરાંત રહેશે. ને મેરી, મને વચન આપ કે તું કોઈને — એંગસને પણ — એ કાગળો જોવા કે એને અડવા નહીં દે; અને જે માણસનું સરનામું એના પર લખેલું છે તેની પાસે બારોબાર લઈ જઈ તેને હાથોહાથ આપશે. તું સોગન ખા એમ હું નથી કહેતો. પણ તારો હાથ મારા હાથમાં મૂક, અને કહે: "હું વચન આપું છું કે ડેવીડકાકાએ મને સોંપેલું પાકીટ હું ઉઘાડીશ નહીં. એ મરી જશે ત્યારે, પાકીટ પર જેનું સરનામું છે તે માણસ પાસે હું તે લઈ જઈશ; અને તેમાંના બધા કાગળ મળ્યા છે ને સમજાયા છે એમ એ માણસ મને કહે ત્યાં સુધી હું ત્યાં થોભીશ." મારા મનના સન્તોષને ખાતર આટલા શબ્દો હું બોલાવું તેમ બોલીશ, મેરી?'

'જરૂર બોલીશ!'

ડેવીડના હાથમાં હાથ મૂકી મેરી ડેવીડ બોલ્યો તેમ શબ્દે શબ્દ બોલતી ગઈ. છેવટે ડેવીડે ઊંડો શ્વાસ લીધો.

'બસ થયું, બહેન! ભગવાન તારું ભલું કરે. હવે સૂઈ જા.'

ડેવીડ કંઈક લથડતો ઊઠ્યો, ને મેરીએ જોયું કે તેને નબળાઈ ઘણી આવી ગઈ હતી. 'તમને ચેન નથી લાગતું, કાકા?' તેણે ચિન્તાભેર પૂછ્યું. 'હું તમારી પાસે રાતે બેસું?'

'ના, ના, બહેન, ના! મને સારી ઊંઘની જ જરૂર છે — સારી લાંબી ઊંઘની. મને ફક્ત થાક લાગ્યો છે.'

મેરી એને સૂવાના ઓરડામાં પહોંચાડી ગઈ. રોજના રિવાજ પ્રમાણે ખાટલા પાસેના ટેબલ પર ઘંટડી મૂકી. ચાર્લી કૂદાકૂદ કરતો ઊંહકારા કરવા લાગ્યો, એટલે તેને મેરીએ ઊંચકી હાથમાં લીધો.

'જોજો, મારી જરૂર પડે તો ઘંટડી વગાડજો હોં,' તેણે ડેવીડને કહ્યું. 'હું સાવ તમારી ઉપર જ છું, ને જરા પણ અવાજ

થશે તો મને સંભળાશે.'

ડેવીડ એની સામે તાકીને જોઈ રહ્યો. તેની આંખોમાં જુવાનીના જેવું તેજ દીપી ઊઠ્યું.

'ભગવાન તારું ભલું કરે, મેરી! તું મારે મન દેવી જેવી થઈ પડી છે. સ્વર્ગ જેવું કંઈ હશે એવી મને પૂરી આસ્થા નહોતી. પણ તને જોતાં મારી ખાતરી થાય છે કે એવું કોઈ સ્થળ છે, ને એ સ્થળમાં તારો જન્મ થયો છે!'

મેરી જરા હસી, પણ તેની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

'તમે મારાં વધારેપડતાં વખાણ કરો છો, કાકા. હું દેવી નથી — હોત તો સારું થાત! હું તો સાવ ગરીબ, સાધારણ સ્ત્રી છું.'

'એમ? ભલે, તું એથી રાજી થતી હોય તો એમ ધાર. સાહેબજી, ભગવાન તારું ભલું કરે!'

મેરીનાં હાથમાં લપાઈ રહેલા ચાર્લીનું નાનકડું માથું તેણે પંપાળ્યું.

'સાહેબજી, ચાર્લી!'

કૂતરાએ એનો હાથ ચાટ્યો, ને ચિન્તાતુર દૃષ્ટિએ એની સામે જોયું.

'એને કદી તારી પાસેથી જવા દઈશ નહીં, મેરી!' ડેવીડ એકાએક બોલી ઊઠ્યો. 'જ્યાં તારું ઘર હોય ત્યાં એનું પણ ઘર રાખજે.'

'હવે, કાકા, તમે ખરેખર થાકી ગયા છો, ને બહુ ઉદાસ થઈ ગયા છો. જાણે હું એને કદી જતો કરવાની હોઉં ખરી ને!' — કહી મેરીએ ચાર્લીના રેશમ જેવા સુંવાળા માથા પર બચ્ચી કરી લીધી — 'આપણે બધાં સાથે રહીશું! ચાલો સાહેબજી, કાકા!'

'સાહેબજી!' ડેવીડે જવાબમાં કહ્યું. મેરી ચાર્લીને હાથમાં લઈને ચાલી, ને પાછી વળીને જરા હસી, તે ડેવીડ જોઈ રહ્યો.

સીડી પર એના પગના ધબકારા સાંભળ્યા. પોતાની પથારીની બરાબર ઉપરના ભાગમાં તેને હળવે પગલે ફરતી સાંભળી. છેવટે પૂરી શાન્તિ ફેલાઈ ગઈ. એ શાન્તિમાં ભંગ પડાવનાર એક જ વસ્તુ હતી — સમુદ્રનાં મોજાંનો એકધારો પછડાટ. એના પડઘા ટેકરી પર પડતા સંભળાતા હતા. ડેવીડની આસપાસ ભારે સુનકાર છવાઇ ગયો, ને તેના અંતરમાં એક પ્રકારનો ભય વ્યાપી ગયો. તેને લાગ્યું કે પોતે જાણે કોઈ વિશાળ રણમાં સપડાયેલો એકલો અટુલો જીવ છે. છતાં એને એમ પણ લાગ્યું કે કોઈ નિરવધિ આનન્દ, સ્વપ્ને પણ ન નીરખેલો કોઈ દિવ્ય જ્યોતિ, તેની પાસે આવી રહ્યો છે; ને તેને લીધે આખું રણ લીલુંકુંજાર થઈ જવાનું છે. તે ઊઠ્યો, ને પરાણે ડગલાં ભરી બારી પાસે ગયો. ત્યાં સફેદ ગુલાબનું એક ઝૂમખું લટકતું હતું, ને રૂપાળી ચાંદનીમાં તેની પાંખડીઓ મોતી જેવા રંગની દેખાતી હતી.

'દુનિયા ખરેખર સુન્દર છે,' તેનાથી બોલાઈ ગયું. 'જેનું મગજ ઠેકાણે હોય એવા કોઈ પણ માણસને આ દુનિયા છોડીને જતાં ખેદ થયા વિના ન રહે.'

પછી અંતરમાંથી ઊઠતો કોઈ અવાજ તેને જાણે કહેતો સંભળાયો: 'જે દુનિયાને તું સુન્દર કહે છે તેમાં પ્રવેશ કરતા પહેલાં તું એને વિષે કશું જાણતો નહોતો. આના કરતાં પણ સુન્દર એવી બીજી દુનિયા નહીં હોય શું? તને એની પણ ખબર નથી, પણ તને એનો અનુભવ થોડા વખતમાં મળવાનો છે.'

આ વિચાર એને હવે માત્ર સંભવિત નહીં, પણ સાવ ચોક્સ લાગ્યો. તેનું શરીર નબળું હતું ને દુખતું હતું, પણ તેનું મગજ ઝપાટાભેર કામ કરી રહ્યું હતું ને તેની સ્મૃતિ સાવ સ્પષ્ટ હતી. છેવટે તે કપડાં ઉતારીને સૂઈ ગયો. તેને ઘણી વાતો યાદ આવી — વર્જીનિયામાં આવેલું બાળપણનું ઘર, વેપારી જીવનમાં ઉઠાવેલો પરિશ્રમ, તેની અસાધારણ સફળતા, ધનના ઢગલા — ને છેવટે એ

સર્વની વ્યર્થ નિઃસારતા! તે મનમાં કહેવા લાગ્યોઃ 'ક્યાંક પહાડોમાં શાન્તિવાળા ઘરમાં મેં વિદ્યાર્થીનું જીવન ગાળ્યું હોત તો મને સુખ અને જ્ઞાન બંને વધારે મળત. ત્યાં માણસો ઓછા મળત, ને ઈશ્વરની ઝાંખી વધારે થાત. પણ હવે મોડું થઈ ગયું — વેળા વીતી ગઈ!'

તેના ઓળખીતા કેટલાક માણસો, જે પૈસા માટેની ઘેલી પડાપડી પાછળ પોતાના જીવનનો સારામાં સારો વખત વેડફી નાખતા હતા, તેમને માટે તેને દયા ઊપજી. જે વસ્તુ ખરેખર કિંમત વિનાની હતી તેના લોભને લીધે તેઓ ખરેખરી કિંમતવાળી એકેએક વસ્તુ જતી કરતા હતા. અનન્ત અપરિમિત પરમાત્મા આગળ જે વસ્તુઓ-ની કિંમત રસ્તા પરની ધૂળ કરતાં વધારે નહોતી તેને ખાતર એ લોકો શાન્તિ, આબરૂ, પ્રેમ ને મનની શાન્તિ એ સર્વનો ભોગ આપતા હતા. માણસની પાસે શું છે તે નહીં, પણ તે પોતે કેવો છે, તે જ ભગવાન તો જુએ છે. ભગવાનની નજરમાં કોઈ રાજા નથી. તેની નજરમાં તો રાજા ને રંક સહુ જીવ છે, ને તેમનાં અંતરમાં ભગવાન પોતે વાસ કરે છે. ભગવાનની એ છબિને અંતરમાંથી ભૂંસી નાંખવી એ પાપ છે; ને તે પાપ કરનાર માણસ નીચ કુળમાં જન્મેલો હોય કે મુગટધારી રાજા હોય, તોપણ તેને એ કામ માટે જવાબ દેવો પડવાનો છે. ધનદોલત સાર વિનાનાં છે; ગર્વ અને સત્તાનો અધઃપાત અચૂક થવાનો છે; ને પ્રેમ અવિચળ વસ્તુ છે; એ પાઠ આપણને સેંકડો વર્ષ થયાં રોજેરોજ શીખવવામાં આવે છે. છતાં જે પાઠ્ય પુસ્તક પ્રાચીન મહારાજાઓને ભણાવાતું હતું તેનાં જ પાનાં આપણે ઉથલાવ્યાં કરીએ છીએ.

પથારીમાં પડચે પડચે ડેવીડના મગજમાં જૂનાં અનેક સ્મરણો પસાર થઈ ગયાં. પળવાર લુસી સોરેલ યાદ આવી. વિધિની કેવી અજબ લીલા કે જે માણસે લુસીને 'પ્રેમનું ગુલાબ' આપ્યું હોત તે જ માણસ અહીં એને ભેળો થઈ ગયો હતો. એ જ વિધાતાની

લીલાને બળે તેને પોતાને નિઃસ્વાર્થ પ્રેમ જડયો હતો, એટલું જ નહીં પણ પ્રેમમાં નિરાશ થયેલા એંગસ પ્રત્યે તે પ્રાયશ્ચિત્ત કરી શકયો હતો, ને અત્યંત કોમળ ને એકનિષ્ઠ સ્વભાવવાળી ને પતિના જીવનને આનન્દમય અને પવિત્ર બનાવે એવી સ્ત્રીની સાથે એનો સંયોગ સાધી શકયો હતો. ડેવીડને થયું કે 'હું વેપાર છોડીને આ ટેકરી પર ભૂલો પડયો એ અકસ્માત નહોતો, પણ એની પાછળ પણ ઈશ્વરની કંઈક યોજના હોવી જોઈએ.' વેસ્લી જોડે છેલ્લી રાતે જે વાતો થઈ તેમાં તેણે કહેલું કે 'મારું ચાલે તો મને ઈશ્વર વિષે આસ્થા રાખવાનું ગમે ખરું!' હવે તેને ઇશ્વર વિષે આસ્થા ઊપજી હતી? હા. કેમકે ઇશ્વરના જેવો પ્રેમ કેવા પ્રકારનો હોય તેના અનુભવથી તેને પોતાને લાભ થયો હતો. એક સાવ નિઃસ્વાર્થ, કોમળ, ને સહૃદય સ્ત્રીએ, કશા જ હેતુ વિના, પણ કેવળ ભલાઈથી, ને દુઃખી માણસ પ્રત્યેની દયાને લીધે, એક ગરજવાન માણસને ઉગાર્યો હતો. એટલે, જો ઈશ્વર એક સ્ત્રીમાં આવી દૈવી ક્ષમા ને પ્રેમ મૂકી શકે, તો એ પ્રેમ જેમાંથી નીપજે છે તે ભગવાન તો દયાળુમાં દયાળુ સ્ત્રી કરતાં પણ વધારે દયાળુ, ને બળવાન, હોવો જોઈએ. આમ ડેવીડના મનમાં પાકી આસ્થા પેદા થઈ હતી; પૂર્ણ પ્રેમની મદદથી તે પૂર્ણ શ્રદ્ધા સુધી ચડી શકયો હતો. એક મધુર અને સાદા માનવહૃદયરૂપી દર્પણમાં તેણે પ્રભુના મુખારવિન્દનું દર્શન કર્યું હતું. તેના અંતરમાં જાણે બે વ્યક્તિઓ વસતી હોય એવો ભાસ તેને થયો. એક વ્યક્તિ જુવાન, બોલકી, જિજ્ઞાસુ, આતુર, ને સંયમના પાશ તોડવાને અધીરી થઈ રહેલી હતી. બીજી વ્યક્તિ, જે કુદરતે આપેલી તેની કાયા હતી, તે એવી થાકીને લોથ થઈ ગયેલી હતી કે તેનામાં હાથ હલાવવાનું પણ જોર નહોતું.

જોડેના રસોડામાં ઘડિયાળનો ટક-ટક અવાજ થતો હતો તે તેણે થોડી વાર સાંભળ્યો, ને ધીરે ધીરે તેને ગાઢ નિદ્રા આવી ગઈ. તેને ખબર નહોતી કે મેરીને તેને વિષે ચિન્તા થતી હતી એટલે તે

પથારીમાં પડી જ નહોતી; પણ ડેવીડ કદાચ બોલાવે કે કંઈક માગે તો તૈયાર રહેવા, આખી રાત જાગવાનો નિશ્ચય કરીને બેઠી હતી. પણ ડેવીડની ઘડીઓ શાન્તિમાં પસાર થઈ ગઈ. છેવટે આકાશમાં ચન્દ્ર પશ્ચિમ તરફ ઊતરવા લાગ્યો; દરિયામાં ભરતીને બદલે ઓટ થવા માંડી; ને તેનાં પાણી ઓસરવા લાગ્યાં. એ વખતે — સાવ ઓચિંતો — તે જાગી ઊઠ્યો. તેને શૂળના જેવું દર્દ થવા લાગ્યું. તેનાથી હૃદય બેઠાઈ જતું લાગ્યું, ને માથે ચકરી આવવા માંડી. શ્વાસ રૂંધાયો એટલે તે પથારીમાં બેઠો થઈ ગયો, ને તેનો હાથ આપોઆપ પડખે પડેલી ઘંટડી પર પડ્યો. તેની વેદના એટલી તીવ્ર હતી કે ઘંટડી વગાડ્યાનું ભાન તેને ન રહ્યું. પણ પાછું જરાક ભાન આવ્યું ત્યારે તેણે મેરીને જોઈ. મેરીના હાથ તેને ગળે વીંટાળેલા હતા, ને મેરીની આંખો કોમળતાથી તેની આંખોમાં જોઈ રહી હતી.

'કાકા, કાકા!' કહેતાં એ મધુર કંઠ આંસુથી ગળગળો થઈ ગયો. 'કાકા!—ઓ મારા કાકા! તમે મને ઓળખતા નથી?'

એને ન ઓળખે? મૃત્યુની અંધારી ખીણમાં એના જેવો નિષ્ઠાવાન ને હેતાળ બીજો દેવદૂત ક્યાંથી મળવાનો હતો? ડેવીડે પોતાનો બધો ભાર અજાણતાં મેરીની છાતી પર નાખી દીધો હતો. મેરીનું વચન સાંભળી તેણે નિસાસો નાખ્યો.

'હા, બહેન, ઓળખું છું તને!' તેણે પરાણે, બહુ જ ધીમેથી કહ્યું. 'પણ—હું બહુ જ માંદો છું—મોત આવ્યું લાગે છે! બારી ઉઘાડી નાખ, હવા આવવા દે.'

મેરીએ એનું માથું હળવે રહીને પાછું ઉસીકા પર મૂક્યું, ને દોડીને બારી ઉઘાડવા ગઈ. ચાર્લી ઉપલી ઓરડીમાંથી મેરીની પાછળ પાછળ નીચે આવ્યો હતો. તે આ જ પળે કૂદીને ખાટલા પર પહોંચ્યો; ને પોતાના શેઠનો ફીકો હાથ રજાઈની બહાર ઢીલોઢફ પડેલો જોઈ, દુઃખના ઊંહકારા કરતો, તેની જોડે ગેલ કરવા લાગ્યો. સમુદ્રની શીતળ હવા અંદર આવી, એટલે ડેવીડની ઓસરી જતી શક્તિ

સતેજ થઇ. ખુલ્લી બારીમાંથી આવતી રૂપેરી ચાંદનીના પ્રવાહ સામે તેણે આભારપૂર્વક દૃષ્ટિ કરી.

'દિવ્ય ગણોનાં વદન મનોહર, મારે હૃદય વસ્યાં ચિરકાળ!' તે ગણગણ્યો. પછી, મેરી પાછી આવીને તેને પડખે બેઠી એટલે ફીકું સ્મિત કરીને કહ્યું: 'મને થયું મેં મારી બહેનને ગાતી સાંભળી!'

મેરીએ ફરી તેના માથા તળે હાથ સેરવી, હૃદયની વેદના શાન્ત પાડવાની દવાનો એક ઘૂંટડો તેને પાયો. ડેવીડે તે ધીમેથી ને મુશ્કેલીથી ગળે ઉતાર્યો.

'હું —હું સાવ સાજો છું,' તેણે ક્ષીણ અવાજે કહ્યું. 'દરદ અલોપ થઈ ગયું. તને નાહક જગાડી, મેરી! પણ તારું હેત ને તારી ધીરજ તો અજબ છે—'

તેનો સાદ ફાટી ગયો; અને તેની ક્ષીણ મુખમુદ્રા પર, જાણે અદૃશ્ય રીતે, ધોળી ફીકાશ ફેલાવા લાગી. મેરી એને જોઈ રહી. દુ:ખ અને ભયને લીધે તેનું હૈયું જોરથી ધબકવા લાગ્યું. આંસુ રોકવાનો પ્રયત્ન કરવા છતાં તેની આંખો આંસુથી ભરાઈ ગઇ. તેણે જોયું કે ડેવીડનો જીવનદીપ બુઝાતો જાય છે. સમુદ્રનો ગંભીર સંગીતમય પછડાટ શાન્ત હવામાં, હેતાળ માના હાલરડાના મધુર ધ્વનિ જેવો તાલબદ્ધ અવાજ રેલાવી રહ્યો હતો; અને ચાંદનીનું તેજ એ નાની ઓરડીમાં કંઈક અકળ પ્રકાશ ફેલાવી રહ્યું હતું. મેરીએ અસહજ કોમળતાથી ડેવીડને પોતાના હેતભર્યા હાથની બાથમાં વધારે જોરથી ઝાલ્યો — જાણે તેને મૃત્યુની ખાડમાં પડતો રોકી રાખવા મથતી ન હોય — અને તેનું માથું પોતાની છાતી પર ટેકવી રાખ્યું. ડેવીડે આંખો ઉઘાડી, ને મેરીને આ રીતે પોતાની ઉપર નીચી વળેલી જોઈ. તેનો ચહેરો સ્મિતથી દીપી ઊઠ્યો—એ સ્મિતમાં યૌવન, આશા, ને વિશ્વાસની છાયા હતી.

'આખરઘડી પાસે છે, મેરી!' તેણે સ્પષ્ટ, શાન્ત અવાજે કહ્યું. 'પણ તે કપરી નથી! દરદ જરાયે થતું નથી. ને તું મારી પાસે છે!

એ બસ છે!—એટલાની આશા મેં કદી રાખી નહોતી!—હું એટલાને લાયક પણ નથી! ભગવાન હંમેશાં તારું ભલું કરે ને તને સુખી રાખે!'

તેણે ફરી આંખો મીંચી દીધી; પણ પાછી તરત ઉઘાડી, ને તેનો શ્વાસ ઘૂંટાવા લાગ્યો.

'પેલા કાગળ!' બોલતાં તેનો શ્વાસ ભરાઈ ગયો. 'મેરી, મેરી, તારું વચન—તું નહીં ભૂલી જાય ને?'

'ના, કાકા!' મેરી ડસકું ખાઈ ને બોલી. 'હું નહીં ભૂલું.'

શ્વાસ રૂંધાતો અટકી ગયો, ને ડેવીડનો હાથ રજાઈ પર ફરવા લાગ્યો. ત્યાં પાસે પડેલા થરથર ધ્રૂજતા નાના કૂતરાનું સુંવાળું માથું તેના હાથમાં આવ્યું.

'અરે, આ તો ચાલીં!' તેણે હોઠ ફફડાવીને કહ્યું. 'બિચારો ચાલીં! એના પટા પર લખેલું છે: "મારી સંભાળ લો." મેરી તારી સંભાળ લેશે, ચાલીં!—સાહેબજી, દોસ્ત!'

પછી તે શાન્ત પડી રહ્યો. પણ તેની આંખો સાવ ઉઘાડી હતી; અને તે ઊંચે નહીં પણ સામે જોતી હતી, જાણે એ નાની ઓરડીમાં તેને કંઈ અદ્ભુત દૃશ્ય દેખાતું ન હોય!

'કેવું વિચિત્ર!—મને આ બધાની પહેલાં ખબર નહોતી એ કેવું વિચિત્ર!' તે ગણગણ્યો—ને પછી શાન્ત થઇ ગયો; છતાં આંખો તો ટગરટગર સામે જ જોતી હતી. એકાએક તેનું શરીર ભારે કંપારીથી ધ્રૂજી ઊઠયું, ને મોઢા પરનું નૂર એકદમ ઊડી ગયું.

'પરોડ થવા આવ્યું છે!' તેણે કહ્યું. તેનો અવાજ હવે જાણે દૂરથી આવતા અવાજના પડઘા જેવો લાગતો હતો. 'સૂરજ ઊગશે, પણ હું સૂરજને કે તને જોવા અહીં નહીં હઉં, મેરી!' પછી, પોતાની ઝપાટાભેર ઓસરી જતી શક્તિ ભેગી કરીને તેણે મોઢું મેરી તરફ ફેરવ્યું. 'તારા હાથ મને વીંટાળી રાખ!—મારે માટે પ્રાર્થના કર!—પ્રભુ તારી પ્રાર્થના સાંભળશે—પ્રભુને એનાં

માણસોની પ્રાર્થના સાંભળ્યા વિના ન જ ચાલે! રડીશ નહીં, દીકરા! મને ચૂમી ભર!'

મેરીએ એને ચૂમી ભરી. તે નાનું બાળક હોય એમ એની ક્ષીણ કાયાને બાથમાં લીધી, અને પૂજ્યભાવ ઉપજાવે એવા એના બરફ જેવા ધોળા વાળ હળવે રહીને સરખા કર્યા. એની ઊંઘથી ભરેલી નજરમાં સંપૂર્ણ શાન્તિ હતી. મૃત્યુથી ઘેરાયેલી એની આંખોની કરુણતા એને લીધે કંઇક હળવી થતી હતી.

'એ જ ખરું ધન છે!' તે ગગણ્યો. 'પ્રભુનું ધન—પ્રેમ! એ ધન તેં મને આપ્યું તેને સારુ પ્રભુ તારું કલ્યાણ કરે, બહેન! સાહેબજી, મેરી!'

'ના, કાકા, સાહેબજી નહીં!' મેરી બોલી ઊઠી. 'ના—સાહેબજી નહીં!'

'હા—સાહેબજી!' તેણે કહ્યું,—અને પછી, ફરી પાછી જોરથી કંપારી આવી ને શરીર ધ્રૂજી ઊઠયું, એટલે તેણે મેરીની છાતી પર માથું ટેકવવાનો બીજો નિર્બળ પ્રયત્ન કર્યો. 'મને જવા ન દઈશ, મેરી! મને ઝાલી રાખ!—હજુ પાસે!—હજુ પાસે! તારું હૈયું હૂંફાળું લાગે છે—અહાહા, કેવું હૂંફાળું, દીકરા!—અને મોત તો ઠંડું—હા, ઠંડુંગાર છે—'

બીજી એક પળ ગઈ; અને ખુલ્લી બારીમાંથી આવતી ચાંદની મરેલા માણસના નિશ્ચેષ્ટ ચહેરા પર પડી. પછી નીરવ શાન્તિ ફેલાઈ ગઈ. એમાં ખંડ પાડનારી માત્ર બે વસ્તુઓ હતી—એક સાગરનું ઘેરું ગાન, ને બીજો એક સ્ત્રીના રુદનનો અવાજ.

## ૨૭. વચન પાળવા

મેરીને આ ભલા ડોસાના જવાથી ઊંડું ને ખરેખરું દુઃખ થયું, ને એંગસ એમાં પૂરેપૂરો ભાગીદાર હતો. ડેવીડની ખુરસી ખાલી જોઈ મેરી ડસકાં ખાતી કહેવા લાગીઃ 'મને એમના વિના જરાયે નહીં ગમે. કેવા ભલા ને માયાળુ હતા કાકા! કદી મને ત્રાસ આપ્યો નથી ને આપણને પરણેલાં જોવાની કેટલી બધી ઇચ્છા એમને હતી, એંગસ! તમને ખબર છે આપણો પરિચય થયો તે પણ એમની જ મારફતે!'

'ખબર છે!' એંગસે કહ્યું. તેની આંખમાં પણ આંસુ આવી આવી ગયાં હતાં. 'પ્રભુ એમને શાન્તિ આપે. કેવા હેતાળ ને ભલા ડોસા હતા! પણ, મેરી, તું શોક કરે એ નહીં ચાલે. તારી આંખો રોઈને રાતી થાય એ ડેવીડકાકાને ગમે નહીં. એમના શરીરને કેટલું દુઃખ પડતું હતું! બન્સ કહે છે કે એમણે ઘણું દુઃખ તો મૂંગે મોઢે વેઠી લીધું હોવું જોઈએ. હવે આરામથી સૂઈ ગયા છે.'

'હા, ખરેખર આરામથી સૂઈ ગયા છે.' મેરીએ આંસુ રોકવાનો પ્રયત્ન કર્યો. 'અંદર આવીને જુઓ.'

બંને જણ શબ હતું તે ઓરડામાં ગયાં. શબ પર બરફ જેવી ઊજળી ચાદર ઓઢાડેલી હતી; તેના પર બહાર શબના હાથ ગોઠવ્યા હતા; ને ચાદર પર ઠેકઠેકાણે ફૂલનાં ઝૂમખાં મૂકયાં હતાં. આરસની સુન્દર મૂર્તિ આરામથી પડી હોય એવું એનું મોઢું હતું — મૃત્યુની ગંભીરતા ને ભવ્યતાએ તેના પર મધુરતા ને ગૌરવની છાયા ઢાળી દીધી હતી. બંને પ્રેમીઓ શબ સામે આદરપૂર્વક જોઈ રહ્યાં. પછી મેરીએ બહુ જ ધીમે અવાજે કહ્યુંઃ

'ઊંઘતા હોય એવું જ લાગે છે! ને સુખી દેખાય છે.'

'સુખી છે જ. સુખી હોવા જ જોઈએ.' કહી એંગસે હળવે રહી મેરીને આવી ખસેડી લીધી. 'એ ગરીબ ને નિરાધાર હતા. પણ છેવટે તારા જેવી દીકરી એમને મળી, ને હવે એમના સર્વ દુ:ખનો અન્ત આવ્યો છે. તારા હેતાળ ને કોમળ હૃદયની મદદ અને આશિષથી એ સ્વર્ગે ગયા છે, મેરી! મને ખાતરી છે એ વાતની.'

મેરીએ નિસાસો નાખ્યો, ને તેની આંખોમાં ખેદની છાયા ફેલાઈ ગઈ.

'સ્વર્ગ ઘણીવાર બહુ જ દૂર લાગે છે,' તેણે કહ્યું, 'ને મને ઘણીવાર થાય છે કે સ્વર્ગ શું હશે?'

'પ્રેમ!' એંગસે કહ્યું. 'પૂર્ણતાએ પહોંચેલો — કદી ન બદલાનારો ને ન કરમાનારો — પ્રેમ! "પ્રેમના કરતાં વધારે મધુર કશું નથી; એના કરતાં વધારે પ્રબળ કશું નથી, વધારે ઊંચું કશું નથી, વધારે વિશાળ કશું નથી, વધારે આનન્દદાયક કશું નથી. સ્વર્ગમાં ને પૃથ્વી પર એના કરતાં વધારે સંપૂર્ણ કે સારું બીજું કશું નથી; કેમકે પ્રેમ ઈશ્વરમાંથી જન્મેલો છે, ને સૃષ્ટિની બીજી સર્વ વસ્તુઓ કરતાં તે કેવળ ઈશ્વર પર વધારે આધાર રાખી શકે છે."'

આ સુન્દર વચન 'ઈસુનું અનુકરણ' એ પુસ્તકમાંથી ટાંકીને તેણે કહ્યું: 'એ વાત સાચી નથી, મેરી?'

'હા, એંગસ. આપણે માટે તો સાચી છે જ — આખી દુનિયાને માટે સાચી હોય તો કેવું સારું!'

એક દિવસ હવા ચોખ્ખી ને સાવ શાન્ત હતી ને તડકો સરસ પડતો હતો, એવે વખતે ડેવીડને વેરકુમના નાનકડા કબ્રસ્તાનમાં દફનાવવામાં આવ્યો. મેરી ને એંગસે મળીને એના આ આખરી વિસામાની જગા શોધી હતી. ઘાસથી છવાયેલો એક નાનો ટેકરો હતો; ઉપર એક વિશાળ ભુર્જ વૃક્ષની છાયા પડતી હતી; ને

સામે અફાટ ભૂરો સાગર હતો. દફનનું ખરચ ઘણું ઓછું થયું; તેમાંયે ગામના એના ઓળખીતા દરેક માણસે કંઈક ને કંઈક ફાળો આપ્યો. પાદરીએ દફનની ક્રિયા કરાવવાના પૈસા ન લીધા. આ સાવ સાદા દફન વખતે આખા ગામડાએ હાજરી આપી. કફન કબરમાં ઉતારવામાં આવ્યું તે વખતે પુરુષોએ આદર દર્શાવવા ટોપ ઉતાર્યો; દયાળુ સ્ત્રીઓએ આ 'એકલા અટુલા જીવ'ને યાદ કરીને આંસુ પાડ્યાં; અને બાળકોએ કબરમાં ફૂલ નાખ્યાં. આ આખી ક્રિયામાં દંભ કે ડોળનો છાંટો ન હતો. તે પૂરી થયે લોકો વિખેરાઈ ઘેર ગયા.

તે દહાડે સાંજે મેરીએ ભંડારિયું ઉઘાડી પેલું મોટું પાકીટ કાઢ્યું. સરનામું વાંચતાં તેને કંઈક નવાઈ લાગી ને બેચેની થઈ. લંડનમાં ચાન્સરી લેન પાસે મિ. બુસ્ટીલને તે પહોંચાડવાનું હતું. મેરી જિંદગીમાં કદી લંડન ગઈ નહોતી. એ અજાણ્યા વિશાળ શહેરમાં જવાના વિચારે જ તે અડધી હેબતાઇ ગઈ. પાકીટ ખોળામાં મૂકી થોડી વાર સૂનમૂન બેસી રહી.

'પણ મેં તો વચન આપ્યું છે!' તે મનમાં કહેવા લાગી. 'એ તોડાય તો નહીં જ! ગયે જ છૂટકો. વળી એંગસને મારે એ વિષે કશું કહેવાનું નથી — એ સૌથી મોટી મુસીબત છે!'

તે વિચારમાં ગરકાવ હતી એવામાં બારણે ટકોરો થયો, ને એંગસ અંદર આવ્યો, તે જ પળે તેણે ઉતાવળે પાકીટ ભંડારિયામાં મૂકી દીધું.

'મેરી!' એંગસ કહેવા લાગ્યો, 'મને મનમાં એવો જ વિચાર આવ્યાં કરે છે કે આપણે ચૂપચાપ બને એટલાં જલદી પરણી લઈએ.'

મેરી જરા હસી. 'કેમ? ચોપડી પૂરી થઈ?' તેણે પૂછ્યું.

'ના, નથી થઈ. થઇ હોત તો કેવું સારું થાત! પણ હવે એક મહિનામાં પૂરી થઈ જશે.'

'તો એટલો એક મહિનો આપણે થોભી જઈએ. તમારે માથેથી કામનો ભાર ઊતરી જશે એટલે તમે હળવાફૂલ થઈ જશો.'

'હા, હળવો તો થઈશ. પણ, મેરી, તું એકલી આ નાની ઝૂંપડીમાં રહે એ વિચાર મારાથી સહ્યો નથી જતો.'

'મારા બાપુ મરી ગયા પછી પાંચ વરસ હું એકલી જ હતી ને! ક્યારેક મને સોરણ થતી, પણ કંટાળો ન આવતો. કેમકે કામ તો હંમેશાં હોય જ. ડેવીડકાકાની સોબત બહુ સારી હતી. એમની સંભાળ લેવામાં કેવો આનન્દ આવતો! આ છેલ્લું વરસ તો મારું બહુ જ સુખમાં ગયું. હવે એક જ મહિનો આ ઝૂંપડીમાં રહેવું મને વસમું નહીં લાગે. મારે માટે ચિન્તા ન કરો, એંગસ!'

'ખરું છે, મેરી!' કૂતરાને હાથમાં લઈ પંપાળતાં એંગસ કહેવા લાગ્યો. 'તું મારા કરતાં વધારે પૈસાદાર છે એ વાતમાં કોઈ રીતે ફરક નથી પડવાનો. તું નિયમિત કામ કરે છે, તેનો તને નિયમિત પગાર મળે છે મારે નિયમિત કામ નથી. પગાર મળવાની વકી નથી. ચોપડી પાછળ વરસ ગાળ્યું છે, પણ એનુંયે કંઈ મળશે કે નહીં કોણ જાણે. તારે ઘર છે; ને મારી પાસે તો થોડા દહાડામાં ઓરડી રાખવાનાયે પૈસા નહીં રહે. એનો વિચાર કર! ને છતાં હું તને સાહસ કરીને પરણવાનું કહું છું! માફ કર, મેરી! તું કહે છે તેમ રાહ જોવી સારી છે!'

'હું એક મહિનો રાહ જોઈશ,' મેરીએ વહાલસોયે અવાજે કહ્યું, 'વધારે નહીં, એંગસ!' પછી મને નહીં પરણો, તો વચન-ભંગનો દાવો માંડીશ હોં!'

મેરી હસી. પણ એંગસ વિચારમાં જ મગ્ન રહ્યો.

પછી મેરીએ લંડન જવા વિષે વાત કરી, ને બીજે જ દિવસે તેણે જવું એમ ઠર્યું. મેરીએ ડેવીડને આપેલા વચનની વાત સાંભળી એંગસે સાથે જવાનો જરાયે આગ્રહ ન કર્યો. ઘર અને ચાલીં મીસીસ

ટ્વીટને સોંપીને જવું એમ પણ ઠર્યું. મેરી ડોસીને મળવા ગઈ, એટલે તેણે તો શુકનની જ વાત ચલાવી:

'મને તો હંમેશાં લાગતું જ હતું કે ડેવીડ મનમાં કંઈક વાત સંતાડી રાખે છે ને તે કોઈને કહેતા નથી. હશે, મૂઆ માણસનું બૂરું ન બોલાય. પણ હવે આ પાકીટ એમના ઓળખીતાને પહોં-ચાડવાની વાત આવી, એટલે જોજો, બહેન, તમને એમ જ જણાશે કે ડેવીડ ડોસા દેખાતા હતા એનાથી કંઈક જુદા જ હતા. દરિયાની હવા જરા ઠંડી થાય કે મને ટાઢ વાય. એટલે મારે ઉનાળે પણ રાતે દેવતા આગળ તાપવું પડે. કાલે કેની તે હું તાપતી હતી ત્યાં ચૂલામાં મોટો ધગધગતો અંગારો તડ દઈને ઊડ્યો. હું જોઈ રહી. મને થયું: કાં કોકને પૈસા મળવાના, ને કાં કોક મરવાનું. હવે તમારે લંડન જવાનું આવ્યું છે તો જોજો, બહેન, સંભાળીને જજો આવજો. પૈસા તો ડોસા પાસે હતા નહીં. એટલે શુકનનો બીજો ભાગ ખરો ન પડે એટલું આપણે જોવાનું.'

મેરી સહેજ ગમગીનીથી હસી. 'જરૂર સંભાળ લઈશ,' તેણે કહ્યું. 'પણ મને નથી લાગતું કશી ભારે નવાજૂની બને. બિચારા ડેવીડ કાકાને કોઈ ભાઈબંધ તો નહોતા. આ કાગળ છે તે કોક સગાને આપવાનો હશે. એ સગાએ કાકાની જીવતાં તો ભાળ ન કાઢી, પણ એ મરી ગયાની ખબર તો એને પહોંચાડવી જોઈએ ને!'

'હોય, બહેન, ખરી વાત છે,' મીસીસ ટ્વીટે માથું ધુણાવીને કહ્યું. 'પણ પેલો અંગારો ચૂલામાં કંઈ અમસ્તો કૂદે નહીં!'

## ૨૮. ભેદ ખૂલ્યો

બીજે દહાડે સવારે મેરી લંડન જવા નીકળી. એંગસ ગાડામાં તેની જોડે માર્ઇનહેડ સુધી ગયો, ને તેને ગાડીમાં બેસાડી. લંડનમાં મેરી પૅડિંગટન સ્ટેશને ઊતરી, એક મજૂરને પૂછપરછ કરી, ચાન્સરી લેન કેમ જવાય તે જાણી લીધું; અને ત્યાં પહોંચી ગઈ. ઠેકાણું એની પાસે હતું ત્યાં પહોંચી નામોનાં પાટિયાં વાંચવા માંડ્યાં, પણ બુસ્ટીલનું નામ ક્યાંય ન મળે. એટલામાં એક છોકરો અંધારા દાદરા પરથી દડબડ દડબડ કરતો ઊતર્યો, તેને પૂછ્યું: 'અહીં કોઈ મિ. બુસ્ટીલ છે?'

'બુસ્ટીલ? હા — જાઓ સીધાં — બીજે દાદરે — ત્રીજું બારણું — વેસી અને સીમંડ્ઝ!'

મેરી એના કહ્યા પ્રમાણે ગઈ. એક કારકુન એને બુસ્ટીલ પાસે લઈ ગયો. મેરીએ જઈને પૂછ્યું: 'તમે મિ. બુસ્ટીલ છો?'

'હા.'

'તો આ પાકીટ તમને આપવાનું છે. એમાં ડેવીડકાકાએ આપેલા કાગળ છે. ગરીબ બિચારા ડોસા રસ્તે ભૂલા પડેલા, તે મારે ઘેર વરસેક દહાડો રહ્યા — આવતા જુલાઈમાં વરસ થશે. તોફાનમાં સપડાઈ બેભાન થઈને પડેલા. હું એમને ઉઠાડી મારે ઘેર લઈ ગઈ, ને એમની ચાકરી કરી. સાજા થયા પછી મારે ત્યાં જ રહ્યા. આજીવિકા માટે ટોપલીઓ બનાવતા. રસ્તે ચાલતા ક્યાંય જવાની તો શક્તિ રહી નહોતી. પણ મને એમણે જરાય તકલીફ આપી નથી. એવા માયાળુ ભલા ડોસા હતા! મને એમના પર ઘણું હેત હતું.

ગયે અઠવાડિયે મરી ગયા'—અહીં તેનો અવાજ કાંપવા લાગ્યો—'એમને દરદ તો ઘણું થયું, પણ આખરે સાવ શાન્તિથી દેહ છોડયો. આ કાગળ મારે જાતે આવીને તમને આપવા એવી એમની ખાસ ઇચ્છા હતી. મેં વચન આપેલું કે હું જાતે તમને કાગળ પહોંચાડીશ.'

બુસ્ટીલ કંઇ બોલ્યો નહીં, એટલે મેરી જરા મૂંઝાઈ. બુસ્ટીલ બહુ વિચિત્ર રીતે એની સામે જોઈ રહ્યો હતો.

'માફ કરજો,' તે ગભરાતી કહેવા લાગી, 'મેં તમને કંઈ માઠા સમાચાર કહ્યા હોય તો. બિચારા ડેવીડકાકાને કોઇ સગાં કે મિત્રો તો હતાં નહીં. પણ કદાચ તમારે ને એમને કોઇવાર દોસ્તી હશે, ને એમનાં કંઇક મીઠાં સ્મરણ તમારા મનમાં હશે, એમ મેં ધારી લીધું.'

બુસ્ટીલે પાકીટ ઉઘાડી અંદરની ચિઠ્ઠી વાંચી, ને કહ્યું:

'તમે જરાક બેસો, બહેન. આ કાગળો મારે માટે નથી. બીજા એક ગૃહસ્થને આપવાના છે.'

મેરી વિમાસણ કરતી બેસી રહી. આમાં 'બીજા એક ગૃહસ્થ'-ને શો સંબંધ હશે એ તેને સમજાયું નહીં. થોડી વારે બુસ્ટીલ પાછો આવી તેને સર ફ્રાન્સીસ વેસી પાસે લઈ ગયો. મેરીએ નજર સામે એક ધોળા વાળવાળા ને ગૌરવશાળી વૃદ્ધ પુરુષને ટેબલ આગળ ઊભેલો જોયો. તે ચશમાં લૂછતો હતો, ને હમણાં જ આવેલાં આંસુ લૂછી નાખ્યાં હોય એમ એના મોઢા પરથી દેખાતું હતું. તેણે મેરીને આવકાર આપ્યો.

'આવો બહેન! તમે બહુ માઠા સમાચાર લઈ આવ્યાં છો! મારા મિત્રનું મરણ આટલું જલદી થશે એમ મેં ધાર્યું નહોતું. મને તો આશા હતી કે અમે ફરી મળીશું. તમે મરણ વખતે એમની પાસે હતાં?'

મેરી દિઙ્મૂઢ થઇને ઊભી હતી.

'મને લાગે છે,' તે ગણગણી. 'મને લાગે છે કંઇક ભૂલ થઈ

છે. મેં આણેલા કાગળો મિ. બુસ્ટીલને આપવાના હતા.'

'હા, હા!' સર ફ્રાન્સીસે કહ્યું, 'સાચું. મિ. બુસ્ટીલ મારા મુનીમ છે. પાકીટ પર એમનું સરનામું હતું ખરું, પણ અંદર ચિઠ્ઠી હતી કે તેમણે એ કાગળ મને આપવા. બધું બરાબર છે—સાવ બરાબર! પણ—ભૂલ્યો! તમને તો ખબર નથી! બેસો, હું તમને સમજાવું.'

બંને જણ બેઠાં. ડેવીડે વેસીને છેલ્લી વિદાયનો કાગળ લખેલો તેમાં બધો ખુલાસો કર્યો હતો. છેવટે લખેલું:

'તમે આ કાગળ વાંચશો ત્યારે હું મરી ગયો હઇશ, ને વેરકુમની શાન્તિવાળી કબરમાં આરામ લેતો હઈશ. મને ત્યાં શાન્તિમાં આરામ લેવા દેજો—કેમકે મારી આંખો સૂરજને નહીં જોતી હોય; અથવા તો જે સ્રીની નિઃસ્વાર્થ ભલાઈ મારે માટે સૂરજના તેજ કરતાંયે વધારે થઈ પડી છે તેની આંખોમાંનું હેત પણ હું નહીં જોઇ શકતો હોઉં. પણ મારા આત્માને એટલું ભાન તો હશે—હશે એવી આશા મને છે—કે મારો દેહ જ્યાં દટાયો છે ત્યાંના ગરીબ ને સાદા લોકો મારે વિષે સારો ખ્યાલ ધરાવે છે. તમને લખેલો મારા હાથનો આ છેલ્લો કાગળ કામકાજ કરતાં વધારે તો સ્નેહનો છે એમ સમજજો—કેમકે હું તો શીખ્યો છું કે જેને આપણે 'કામકાજ' કહીએ છીએ તેની કિંમત બહુ નજીવી છે. અને માણસ માણસ વચ્ચેનાં સમભાવ, વિશ્વાસ, અને પ્રેમની લાગણીઓ જ જગતને સુધારવામાં ખરી મદદ કરે છે. ત્યારે સાહેબજી! મારો આ છેલ્લો સંદેશો તમારી પાસે લઇ આવે તે દેવીને, મારે ખાતર, જેટલું માન અપાય તેટલું આપજો.

લિ. સ્નેહાધીન

ડેવીડ હેમ્સ્લી'

વેસીને મૂંઝવણ એ થતી હતી કે આ 'દેવી'ને આખી વાત સમજાવવી કેની રીતે? તેણે મનને સ્થિર કરીને કહ્યું: 'મારા મિત્રે પોતે કોણ છે તે તમને કહેલું નહીં?'

મેરીના મોં પરની ચિન્તા વધી. 'ના; ને મેં કદી પૂછ્યું પણ નહોતું. બિચારા ઘરડા, ગરીબ ને ઘરબાર વિનાના હતા એટલું મારે

માટે બસ હતું. બીજી પૂછપરછ મારે શું કામ કરવી જોઈએ?'

'મારે તમને જે વાત કહેવાની છે તેથી ગભરાશો નહીં હોં. એમણે પોતાનું નામ ડેવીડ કહેલું, નહીં?'

મેરીએ અણસારો કરીને હા ભણી. એના મનમાં વિચિત્ર ભય વ્યાપી રહ્યો હતો, એટલે તે બોલી શકી નહીં.

'ડેવીડ—હા!—ખરું—એમનું નામ ડેવીડ હતું. પણ એમને અટક પણ હતી. તે તો તમે નહીં સાંભળી હોય. એ અટક હતી હેમ્સ્લી —'

મેરીથી ચીસ પડાઈ ગઈ. લુસી સોરેલવાળી એંગસની વાત તેને યાદ આવી.

'હેમ્સ્લી! ડેવીડ હેમ્સ્લી તો નહીં!'

'હા, ડેવીડ હેમ્સ્લી! તમે જે ગરીબ રખડુને તમારા ઘરમાં આશરો આપ્યો, જે અજાણ્યા માણસની તમે નિ:સ્વાર્થભાવે ને પ્રેમપૂર્વક આટલી સેવા શુશ્રૂષા કરી, તે દુનિયાના એક ધનિકમાં ધનિક માણસ હતા!'

'દુનિયાના એક ધનિકમાં ધનિક માણસ!' મેરી અચકાતાં અચકાતાં કહેવા લાગી. 'હોય નહીં! ડેવીડકાકા મને કદી છેતરે નહીં!'

'બેસો, બહેન! તમને આખી વાત સમજાવું. એમનો ઇતિહાસ તમે જાણશો ત્યારે એમણે જે ભાગ ભજવ્યો તેને માટે એમને માફી આપશો. ડેવીડ હેમ્સ્લી વીસ વરસથી મારા મિત્ર તેમજ અસીલ હતા. દોલત તો એમની પાસે ઘણી હતી. પણ માણસોના સ્વભાવનો કડવો અનુભવ થયેલો. સ્ત્રી એમને બેવફા નીવડી; ને બે છોકરા હતા તે સાવ વંઠી ગયા. ત્રણે મરી ગયાં. ઘડપણમાં ડેવીડને સાવ એકલું એકલું લાગવા માંડ્યું. કોઈ એમના પર સાચો પ્રેમ રાખે એવું રહ્યું નહીં. આવડી મોટી દોલતનો સદુપયોગ થાય એવી રીતે આપી પણ કોને જવી? હું છેલ્લો એમને મળ્યો ત્યારે વીલ કરવાનું કહેલું. ત્યારે એમણે ના પાડેલી, ને કહેલું કે જેને મારું વારસ

બનાવું એવું કોઈ નથી. પછી લંડનથી ચાલ્યા ગયા. મને પણ એમણે કહેલું નહીં કે ક્યાં જાય છે. મેં તો માનેલું કે પરદેશ ગયા હશે. પણ થોડા દહાડા પર એક્ઝીટરથી મારા પર કાગળ આવ્યો ત્યારે મેં જાણ્યું કે વિલાયતમાં જ છે!'

'ઓહો! કામ શોધવાનું બહાનું કાઢીને ત્યાં ગયેલા, એમ કે! ઓ ડેવીડકાકા! ઓ ડેવીડકાકા!'

'ત્યાં જઈને એમણે વીલ કર્યું.'

'એમાં મારે શું? મારે એની જોડે કશી લેવાદેવા નથી. મને તો એટલું સાંભળીને દુઃખ થાય છે કે મારી આગળ જેવા ગરીબ થઈને રહ્યા તેવા એ ખરેખર નહોતા!'

વેસીએ ખુરસી જરા પાસે ખસેડી, ને કહ્યું: 'તમે એમની લાગણી નથી સમજી શકતાં, બહેન?'

'સમજી શકું છું. હું સમજું છું કે એ શ્રીમંત માણસ હતા, પણ એમણે ગરીબ માણસનો ભાગ ભજવ્યો — એમ જોવાને કે એમને પોતાને ખાતર કોઈ એમની સંભાળ લે છે ખરું? એ સંભાળ મેં લીધી. પણ હવે લાગે છે હું ન લઈ શકું!' કહી મેરી ધ્રુસકે ધ્રુસકે રોઈ પડી.

'રુઓ નહીં, બહેન! મારાથી એ જોયું નથી જતું. ડેવીડ હેમ્સ્લીના વકીલ તરીકે મારે તમને કહેવાની ફરજ છે કે એમના આ વીલથી તમે એમની આખી દોલતનાં કુલ વારસ બન્યાં છો.'

મેરી ભડકી ઊઠી. 'ના, ના, ના! — હું નહીં!'

'મરહૂમ ડેવીડ હેમ્સ્લીની પાસે જે કંઈ હતું તે બધું તેમણે બીનશરતે તમને સોંપી દીધું છે. એ જેમ દુનિયાના એક ધનિકમાં ધનિક માણસ હતા તેમ હવે તમે દુનિયાની એક ધનિકમાં ધનિક સ્ત્રી છો!'

'એમ ના કહેશો, સાહેબ! મારે ધનિક નથી થવું. હું તો દુઃખી દુઃખી થઈ જાઉં — ખરેખર! ઓ ડેવીડકાકા! મને એ દુઃખી

કરવા તો નહીં જ માગતા હોય. એમને મારા પર બહુ હેત હતું — ખરેખરું હેત હતું! મારી ઝૂંપડીમાં કેવા સુખશાન્તિમાં રહેતા હતા! પૈસા બહુ ઓછા હતા, પણ હેત કેટલું બધું હતું! હું ધનિક છું એમ ન કહો, સાહેબ! અથવા હોઉં તો એ બધું ધન તરત જ આપી દેવા દો. આ શહેરના ગરીબો ને માંદાંને એ બધું આપી દઉં. મારાથી એ નહીં રખાય! મને તો ગરીબ જ રહેવા દો.' કહેતાં મેરી ભોંય પર વેસી આગળ ઘૂંટણિયે પડી.

વેસીએ હળવે રહીને એનો હાથ પકડી એને ઉઠાડી, ને કહ્યું: 'એમ ગભરાઓ નહીં, બહેન!' જુઓ, આ ડેવીડનો કાગળ તમારે માટે છે, તે બેસીને વાંચો. અહીં તમે એકલાં હશો. તમે ઘંટડી વગાડશો ત્યાં સુધી કોઈ અહીં નહીં આવે.'

મેરીએ ડેવીડનો કાગળ વાંચવા માંડ્યો. પ્રેમળમાં પ્રેમળ પિતા વહાલામાં વહાલી દીકરીને લખે એવો એ કાગળ હતો. એમાં બધો ખુલાસો કરેલો હતો. પોતાના પૈસામાંથી જે ભેટો આપવાની સૂચનાઓ હતી તે જુદા કાગળમાં લખેલી હતી. કાગળમાં એ વિષે લખેલું: 'એ મારાથી વીલમાં જણાવાય એમ નહોતું, કેમકે હું કોણ છું તે એથી જણાઈ જાય. પણ, બહેન, તું આ ભેટો આપવામાં બહુ જ ચોકસાઈ રાખજે. તને હું આટલી ફરજ સોંપી જાઉં છું.'

ભેટોમાં દસ હજાર પાઉંડ 'મારા જૂના મિત્ર સર, ફ્રાન્સીસ વેસીને.' તે પછી નોકરો, મંત્રીઓ, કારીગરોનાં વગેરે નામની મોટી યાદી હતી. પાંચસો પાઉંડ વીશીવાળી મિસ ટ્રૅટરને; બસો બસો પાઉંડ મૅટ પીક અને વાડીવાળા જોહ્ટ્રામને; બસો પાઉંડ મેગ રૉસને; પાંચસો પાઉંડ જૉન બન્સને. પચાસ હજાર પાઉંડનું ટ્રસ્ટ વેરક્રુમ, તેનું દેવળ, ને ગામનાં ઘરડાં ગરીબો માટે કરવાનું લખેલું. વીલ સાથે રાખેલી નોટો મેરીના તાત્કાલિક ઉપયોગ માટે હતી. ટૉમે આપેલી ભેટનું પડીકું સોનાની પેટીમાં મૂકવું, તેના પર 'અણધારી ભેટ' એ શબ્દો લખવા; ને મેરીએ પોતાના કુટુંબમાં કાયમને માટે

એક સ્મરણચિહ્ન તરીકે પેટી સાચવી રાખવી, એવી ઇચ્છા દર્શાવેલી હતી. છેવટે એક અસાધારણ ભેટની વાત હતી. તેને વિષે લખ્યું હતું: 'ઍંગસ રેને હું આપી જાઉં છું મેરી ડીન — અને એની સાથે મારી બધી કીમતી દોલત, ને મને કદી મળ્યું નહોતું એવું ધન!'

મેરી બધું સમજી, ને શાન્ત પડી. તેણે ઘંટડી વગાડી એટલે વેસી અંદર આવ્યો. ભેટોની સૂચના વિષેનો કાગળ મેરીએ તેને બતાવ્યો ને કહ્યું: 'આ બધું કેમ થાય તે મને કહેજો. કાકા મારી પાસે હાજર હોય એવી રીતે મારે એમની બધી ઇચ્છાઓ પાર પાડવી છે. કદાચ આ પળે એમનો આત્મા અહીં હશે ને મને જોઈ પણ રહ્યો હશે. મારે માટે તો એમના પૈસા નથી જોઈતા એ તેઓ જાણે છે. પણ એનો કંઈક સદુપયોગ થઈ શકે તો હું કરીશ. પૈસા ઘણા છે?'

'સાઠથી સિત્તેર લાખ પાઉંડ હશે.'

'કેવો ગજબ!' મેરી ધીમેથી બોલી. 'આટલા બધા પૈસા એક માણસ પાસે રહે એવી ભગવાનની ઇચ્છા તો ન જ હોય.'

'એ બધી સચ્ચાઈની કમાણી છે. એ ધન પર કોઈ માણસના લોહીનો ડાઘ નથી; કોઈનો ખોટો પરસેવો પડાવેલો નથી. એ શાપિત ધન નથી, બહેન, તમે ખાતરી રાખજો. એ પૂરી પ્રમાણિકતાથી મેળવેલું છે!'

પછી મેરીએ વેસીને ઍંગસ સાથેની પોતાની સગાઈની વાત કરી, ને આગ્રહ કરીને તરત જ વીલ કરાવી ઍંગસને પોતાનો કુલ વારસ ઠરાવ્યો. પોતે તે રાતે જ વેરકુમ પાછી જવા નીકળી.

## ૨૯. 'એક પ્રેમ ને બીજી તું'

બીજે દિવસે વેરકુમમાં દરિયા પરથી સખત પવન ફૂંકાવા લાગ્યો. ઉનાળાનાં ફૂલના જે હાર ધરતીએ પહેરેલા તે વીંખાઈ જવા લાગ્યા. ફૂલના ઢગલા જામ્યા હતા તે વિખેરાવા લાગ્યા. ઝાડ નીચાં નમી જાય એટલાં હાલવા લાગ્યાં. દરિયામાં પાણીના મોટા લોઢ ઊભા થઈથઈને જોશભેર કિનારે પછડાવા લાગ્યા. છતાં સૂરજનો તડકો પાણી પર ઝગઝમાટ મારતો હતો. આકાશ ખુલ્લું હતું. માત્ર ક્યાંક ક્યાંક વાદળાં પંખીઓની પેઠે ઊડાઊડ કરતાં હતાં. આખી કુદરતમાં તેજ અને સૌન્દર્ય દેખા દેતાં હતાં. વાયુના એકેએક શ્વાસમાં આરોગ્ય ને આનન્દ ભરેલાં હતાં. છતાં એક સુન્દર, ગુલાબના મંડપવાળી ઝૂંપડીમાં, જ્યાં આજ લગી સુખસંતોષનો વાસ હતો, ત્યાં આજે ગમગીની ફેલાઈ ગઈ હતી; ને એક કાળા વાદળાએ સૂરજના તેજને ઢાંકી દીધું હતું. મેરીના નાનકડા 'મીઠા મધુરા' ઘરમાંથી મધુરતા ચાલી ગઈ હતી. એમાં મેરી શોકમગ્ન થઈ ને, જાણે ભાંગેલા વહાણમાંથી ઊગરીને બેઠી હોય એવી, બેઠી હતી. તેની શાન્તિ ને સુરક્ષિતતાના ચૂરેચૂરા ઊડી ગયા હતા; ને એ ભંગારના એક ટુકડાને જાણે તે વળગી રહી હતી. રાતની લાંબી મુસાફરી ને જાગરણથી તે સાવ ધોળી પૂણી જેવી, થાકેલી ને માંદલી દેખાતી હતી. એની સામે એંગસ બેઠો હતો, તેના મોં પર પણ થાક ને વિષાદ કંઈ ઓછા નહોતા. તે મેરીને લેવા માઈનહેડ સ્ટેશને સામો ગયો હતો તે વખતે તેના મનમાં પ્રણય અને યૌવનના ઉત્સાહ ને ઉમંગ ભરેલા હતા. મેરીને જોતાંવેંત તે કળી ગયો કે કંઈક નવાજૂની થઈ છે. બે જણ ઘેર પહોંચ્યાં ને એકલાં પડ્યાં ત્યાં લગી

મેરી કંઈ બોલી નહીં. પછી ઍંગસને બધી ખબર પડી. તેણે જાણ્યું કે 'ડેવીડ ડોસો' તે બીજો કોઈ નહીં પણ ડેવીડ હેમ્સ્લી પોતે જ હતો, જેને પરણવા લુસી સોરેલે કૈંક પેંતરા રચ્યા હતા! તેણે એ પણ જાણ્યું — ને એ જાણીને તેને એવી તો ભયંકર નિરાશા ઊપજી — કે એની પોતાની 'પ્રિયતમા' મેરી — એની ભાવિ પત્ની — ને એ ડોસો પોતાની લાખોની દોલતનો વારસો આપી ગયો હતો! આ દોલત જ અગાઉ ઍંગસના સુખની આડે આવી હતી. મેરીની આખી વાત સાંભળતાં તે નિરાશાકૂપમાં ડૂબી ગયો. તેના મોં પરનું નૂર ઊડી ગયું; આંખોમાંનો ઉત્સાહ ઓસરી ગયો. મેરી એના મોં પર દેખાતો એકેએક ભાવ વાંચી રહી હતી. તે રડુ રડુ થઈ ગઈ, પણ મન કઠણ કરીને આંસુ આવતાં રોક્યાં, ને સહેજ હસવાનો પ્રયત્ન કર્યો.

'મને ખબર હતી, ઍંગસ,' તેણે કહ્યું, 'આ બધું સાંભળીને તમને દુઃખ થશે. આ બધું ન બન્યું હોત તો કેવું સારું થાત! હજુ બદલી શકાય તો કેવું સારું! પણ બદલી શકાય એવું નથી. હવે તો એ પૈસા ગરજુ ગરીબોને જેટલા જલદી આપી દેવાય એટલું સારું!'

'આપી દેવાય!' ઍંગસે કહ્યું. એના અવાજમાં કડવાશ હતી. 'અરે ભગવાન! સિત્તેર ઍંસી લાખ સુપાત્રને આપી દેવામાં પણ આખી જિંદગી વીતી જાય!' બોલતાં બોલતાં એના હાથની મૂઠીઓ આપોઆપ વળી ગઈ. મેરી અસ્પષ્ટ ભયથી એની સામે જોઈ રહી.

'ના, મેરી! તારાથી એ નહીં આપી દેવાય. તું માને છે એવી એ વાત નથી. વળી પૈસા ઉપરાંત બીજી પણ મિલકત છે. એ કરોડપતિનું ઘર, એનાં અમૂલ્ય ચિત્રો, એની ચોપડીઓ, એની હોડી, ને બીજી હજારો ચીજો હશે — એના માલિક એ ડોસા હતા; હવે તું છે! ઓ મેરી! હું એને મળ્યો જ ન હોત તો કેવું સારું થાત!'

મેરી ધ્રૂજી ઊઠી. 'તો કદાચ તમે ને હું મળવા જ ન પામ્યાં હોત,' તે ધીમે સાદે ગણગણી.

'તો સારું થાત!' કહી તે ઊભો થઈ, બેચેનીથી રસોડામાં ફરવા લાગ્યો. 'તારા પર મને પ્રેમ ઊપજ્યો જ ન હોત તો સારું થાત, મેરી! તારાથી આ રીતે છૂટા પડવાનું તો ન આવત! ને તે પણ પૈસાને કારણે! પૈસા! પૈસાએ તો મારી જિંદગી પાયમાલ કરી!'

મેરીએ આંસુભીની આંખો ઊંચી કરી. 'આ શું કહો છો, એંગસ? તમે છૂટા પડવાની વાત કેમ કરો છો? પૈસાથી આપણા પ્રેમમાં તો કશો ફરક નથી પડતો!'

'કશો ફરક નથી પડતો? મેરી, તું જોતી નથી?' કહેતાં એંગસે મેરી સામે જોયું. તેની અંતર્વ્યથા તેના મોં પર તરી આવતી હતી. 'તું માને છે — તું માની શકે છે કે હું કરોડોની માલિક એવી સ્ત્રીને પરણીશ? હું સાવ મુફલીસ છું. મારી કહેવાય એવી એકે ચીજ દુનિયામાં નથી. મારા મગજમાં જે કંઈ ભર્યું છે તે ઉપરાંત કશું ગુજરાનું સાધન નથી. ને એ મગજમાં ભરેલું પણ કદાચ ધૂળ જેવું નીવડે! તું એમ માને છે કે હું તારી ખેરાત પર જીવીશ? તું એમ માને છે કે હું તારા આપેલા પૈસા લઈશ? મેરી, મને તારા પર પ્રેમ છે — ખરા અંતરનો પ્રેમ છે. પણ હું તને સાદી, કામ કરીને પેટ ભરનારી સ્ત્રી તરીકે ચાહું છું. તારો શ્રમ ઓછો કરી તને સુખી કરવાની મારી ઇચ્છા હતી. પણ હવે તો તને જે કંઈ જોઈએ તે મળી ગયું છે. હું તને કશા કામનો રહ્યો નથી. તું ડેવીડ હેમ્સ્લીની દોલતની વારસ છે. તું ધારે તો કોઈ રાજકુંવરને પરણી શકે. રાજકુંવરો પણ દુનિયામાં વેચાતા મળી શકે છે. પણ તું આ દુનિયાની નથી — કદી નહોતી. હવે દુનિયા તને લઈ જશે. જેના પર સોનું હોય એવી કોઈ ચીજને દુનિયા જવા દેતી નથી!'

'મને દુનિયા કેવી રીતે લઈ જશે, એંગસ? હું તમારી નથી? — સાવ તમારી! દુનિયાને મારી જોડે શું કામ હોય? આવું વિચિત્ર

ન બોલો, મારું હૈયું દુભાય છે!'

'હું જાણું છું હું તને દુભવું છું તે. હવે તને હંમેશાં દુભવીશ એ પણ હું જાણું છું. કેવું સારું થાત ડેવીડ હેમ્સ્લી આપણા રસ્તામાં કદી આડો ન આવ્યો હોત તો!'

મેરીએ ઠપકાનો ભાવ દર્શાવવા હાથ ઊંચો કર્યો. 'બિચારા ડોસાને મનથી પણ દોષ ન દેશો, ઍંગસ. એમનું સ્વપ્નું — એમની છેલ્લી આશા — એ હતી કે આપણે બે સુખી થઈએ. એમણે આપણને બેને ભેગાં કર્યાં; ને હું ચોક્કસ માનું છું એમને એવી આશા હશે કે આ પૈસા એ આપણે માટે મૂકી ગયા છે તેનાથી આપણે સુખી થઈશું —'

'આપણે!' ઍંગસ વચ્ચે બોલી ઊઠયો.

'હા — બેશક આપણે! હું તમારી સાથે જોડાવાની નથી શું? ઓ ઍંગસ! જરા ધીરજ રાખો, ઠંડા પડો! જિંદગીના છેલ્લા દિવસોમાં જેમને વિષે એમને પ્રેમ હતો તેમને વિષે એમણે કેટલું બધું હેત બતાવ્યું છે!' તેણે ડસકું આવતું રોકયું, ને આજીજી કરતી કહેવા લાગી — 'એમની જરાયે સેવા જેણે કરી હશે એવા કોઈને એ ભૂલ્યા નથી. ને યાદ રાખો, ઍંગસ, પેલી ભેટોની યાદી મેં તમને બતાવી તે. એ મને — મારી સર્વ સંપત્તિ સહિત — તમારા હાથમાં સોંપી ગયા છે!'

'એ વારસો મારાથી સ્વીકારી શકાય એમ નથી' — ઍંગસનો અવાજ દબાવેલી લાગણીને લીધે કાંપતો હતો — 'એ મારાથી નહીં લઈ શકાય — જોકે એમાંનો જે સૌથી કીમતી ભાગ તું છે તેનાથી અધિક પ્રિય મને જગતમાં કંઈ નથી. આ ભૂંડા પૈસાએ આપણને છૂટાં પાડયાં, મેરી! એથી વધારે તો એ કે મારી કામ કરવાની બધી શક્તિ હરાઇ ગઈ. મારાથી તારા વિના કામ નહીં થઈ શકે; ને તને તો મારે છોડવી રહી! માન કે હું મારા અભિમાન પર અંકુશ મૂકું, મારી સ્વતન્ત્રતા જતી કરું, ને મારી કમાણીના નહીં એવા પૈસા લઉં,

તોયે હું મહાન લેખક તો નહીં થઈ શકું—પ્રખ્યાત તો નહીં જ થાઉં. હવે તો મારે તરત જ વેરકુમ છોડીને ચાલ્યા જવું રહ્યું. આ વસ્તુ જોડે મારા મન સાથે લડીને રસ્તો કાઢવો રહ્યો!'

'એંગસ!' મેરી કૂતરાને હેઠો મૂકી, ખુરસીમાંથી ઊઠીને કાંપતી એંગસ પાસે આવી—'તમે ખરેખર એમ કહેવા માગો છો કે આપણો સંબન્ધ પૂરો થઈ ગયો, ને તમે મને નહીં પરણો?'

એંગસે સીધી નજરે એની સામે જોયું. 'ના, મારાથી નહીં પરણી શકાય—મરદ તરીકે મારી જાતને વફાદાર હોઉં તો!'

'મને સ્ત્રીને તમે વફાદાર ન રહી શકો?'

'હા, તને વફાદાર રહી શકું, મેરી! હું જીવીશ ત્યાં સુધી હૃદયમાં તારે વિષે પ્રેમ રાખીશ. મારા હૃદયમાં જેવું સ્થાન તને છે એવું બીજી કોઈ સ્ત્રીને કદી નહીં મળે. પણ હું તારી દોલત પર નહીં જીવું. રાણીની કૃપા પર જીવનાર ભિખારી નહીં બનું! તારા હાથનો એક પેની પણ નહીં લઉં! હું ચાલ્યો જઈશ ને કામ કરીશ—અને, બનશે તો, પ્રખ્યાત થવાનું મારું સ્વપ્નું સાચું પાડીશ. પણ તને કદી પરણીશ તો નહીં જ, મેરી—કદી નહીં! એ વાત હવે નહીં બને!—રો નહીં, મેરી! તું ખૂબ થાકી ગઈ છે. સૂઈ જા ને જરા આરામ લે. મારી ફિકર ન કરીશ. તને મળેલી સંપત્તિ માટે તું લાયક છે. એનાથી તને ઘણી મોજમજા મળી શકશે, ને તું બહુ સુખી થશે. તને જિંદગીની ખરી લહેજત મળશે—જરૂર મળશે! સાહેબજી, મેરી! મારે હવે જવું જોઈએ. ભગવાન તારું ભલું કરે!'

મેરીનો હાથ એંગસે છૂટો કર્યો તે એ જાણે સ્વપ્નમાં હોય એમ જોઈ રહી. ઝૂંપડીનું બારણું ઊઘડ્યું ને વસાયું—એંગસ ચાલ્યો ગયો.

મેરી થાકીને લોથ થઈ ગયેલી, એટલે ડેવીડનો દેહ જેના પર છૂટેલો એ ખાટલામાં જ ઢળી પડી. ઘણી વાર સુધી તો સુનમુન પડી

રહી, ને મનથી પ્રાર્થના કરવા લાગી: ‘ હે પ્રભુ ! તું મને મદદ કર ! આ દુઃખ સહેવાનું બળ મને આપ. અરેરે ! કેવી આફત ! જિંદગીનું મોટામાં મોટું સુખ હાથમાં આવેલું સરકી ગયું ! ’

તેની આંખો ધગતી હતી. તેમાં આંસુ આવતાં નહોતાં. આંસુ આવત તો મનનો ભાર કંઈક હળવો થાત. થોડી વારે તે ગાઢ નિદ્રામાં પડી.

ઊંઘીને ઊઠી ત્યારે અંધારું થઈ ગયું હતું. માત્ર ચાંદની પૂર બહારમાં ખીલેલી હતી. તેનું અજવાળું બારીમાં થઈને ઓરડીમાં પડ્યું હતું. મેરી બેઠી થઈ. ધડકતા લમણા પર હાથ દીધા. પળવાર તો ખબર પણ ન પડી કે પોતે ક્યાં છે. પછી એકાએક બધું યાદ આવ્યું. તે ફીકું હસી. તે દુનિયાની એક ધનિકમાં ધનિક સ્ત્રી હતી! — અને — એંગસ વિના — ગરીબમાં ગરીબ ! ’

‘ પણ મને એમની જરૂર છે એટલી એમને મારી જરૂર નથી ! ’ તે મોટેથી બોલી. ‘ પુરુષને તો ઘણી વસ્તુઓ માટે જીવવાનું હોય છે; પણ સ્ત્રીને તો એવી એક જ વસ્તુ હોય છે — પ્રેમ ! ’

તે સહેજ ધ્રૂજતી ખાટલામાંથી ઊતરી. એને ભાસ થયો જાણે ડેવીડ ડોસો બારણા પાસે ઊભો છે — તે કેવો ફીકો ને ઠંડોગાર લાગતો હતો ! તેની આંખોમાં કેવો ઘેરો વિષાદ હતો ! મનની ભ્રમણાના એ ઓળા તરફ મેરીએ હાથ લંબાવ્યા.

‘ દુઃખી ન થશો, કાકા ! ’ તેણે કહ્યું. ‘ તમે તો બધું બહુ શુભ હેતુથી કર્યું — મને ખબર છે— બરાબર ખબર છે ! પણ તમનેયે કોઈ તમારી સંભાળ લે એવા માણસની ભૂખ હતી. હવે તમે સ્વર્ગમાં રહીને જોતા હશો કે મને એવું કોક મળ્યું, ને પાછું ખોવાઈ ગયું, એટલે મને કેવું વસમું લાગતું હશે ! પણ તમે અફસોસ ન કરશો. સહુ સારાં વાનાં થઈ રહેશે ! ’

શૂન્ય હૃદયે તેણે માથાના વિખરાયેલા વાળ સરખા કર્યા. ચાલીને લઈ રસોડામાં ગઈ. ચૂલામાં દેવતા ધીરો ધીરો બળતો હતો.

દીવો સળગાવી ટેબલ પર મૂકયો. પવનનો એક સપાટો આવીને બારીબારણાને ખખડાવી ગયો, ને તીણી ચીસ પાડીને ચાલતો થયો. મેરીએ કાન માંડયા તો દરિયાનો ઘુઘવાટ સંભળાયો. ચાર્લીનું ખાવાનું બનાવી તેને આપ્યું. પટામાં દોરી ભેરવી તેને ખુરસીએ બાંધી દીધો. કબાટના ખાનામાંથી કલમ, શાહી ને કાગળ કાઢી ટેબલ પર મૂકયો, ને ચિઠ્ઠી લખવા બેઠી. દસેક મિનિટમાં તે લખાઈ રહી, એટલે પરબીડિયામાં મૂકી પરબીડિયું બંધ કર્યું. તેના પર સરનામું કર્યું: 'એંગસને'. દીવા નીચે, અજવાળું પડે એવી રીતે, પરબીડિયું મૂકી દીધું. પછી આસપાસ નજર નાખી. ચોમેર શાન્તિ હતી. ચાર્લી એકલો તળેઉપર થતો હતો; ને ખાવાને અડયા વિના મેરીની હિલચાલ જોઈ રહ્યો હતો. મેરીએ એકાએક નીચી નમી તેને બચ્ચી કરી. પછી ઝબ્બો કે ટોપ પહેર્યા વિના બહાર નીકળી, ને ઝૂંપડીનું બારણું વાસી દીધું.

રાત પણ કેવી હતી! માથે આકાશમાં ગોળાકાર ચન્દ્ર આછાં વાદળાંમાં પેસનીકળ કરતો હતો. પવન જાણે રાક્ષસી હાથ વડે મોટાં મોટાં ઝાડને હલાવી રહ્યો હતો, ને સુસવાટા મારતો હતો. પવન અને સમુદ્રના ઘુઘવાટ આગળ નાના વહેળાનો ખળખળ અવાજ શા હિસાબમાં હોય? મેરી ઉતાવળે પગલે કબરસ્તાનમાં ગઈ. પવનના સપાટાથી તે કેટલીયેવાર પડતાં પડતાં રહી ગઈ. વાળ ઊડીને મોઢા ને આંખો પર છવાઈ વળ્યા. પણ એણે કશું ગણકાર્યું નહીં. એને હવાનું ભાન નહોતું — કેટલા વાગ્યા છે એની પણ ખબર નહોતી. ઉપર ચન્દ્ર વારેવારે ડોકિયાં કરતો હતો. તે જ્યારે જ્યારે ચમકે ત્યારે મેરીને ડેવીડના શબનો ચહેરો — તેનું શાન્ત સ્મિત — તેની બંધ આંખો એ બધું યાદ આવે. એ ચહેરો નજર આગળ તર્યા જ કરે. એવી સ્થિતિમાં મેરી એની કબર પાસે ગઈ. હજુ તો એના પરની માટી પણ જેવી ને તેવી તાજી હતી. 'દુનિયાના એક ધનિકમાં ધનિક માણસની, જાતે પસંદ કરેલી કબર!' આ શબ્દો, કોણ જાણે

કેમ, પણ તેણે ફરીફરી મનમાં ઉચ્ચાર્યો. પછી ઘૂંટણિયે પડી પ્રાર્થના કરવાનો પ્રયત્ન કર્યો. પણ મોંમાંથી આટલા જ શબ્દો નીકળ્યા: 'હે પ્રભુ! મારા પ્રિયતમનું ભલું કરજે, ને એમને સુખી રાખજે.' બીજી કશી પ્રાર્થના તો કરવાની હતી નહીં. છેવટે ઊઠી, ને પળવાર ઊભી રહી. જરા વિચાર કર્યો. પછી મોટેથી બોલી: 'સાહેબજી, ડેવીડ-કાકા! કાકા! તમે તો મને બહુ સુખી કરવા ધાર્યું હતું! સાહેબજી! નિરાંતે સૂઈ રહેજો હોં!'

એ વખતે તે કશાકથી છળી ગઈ. જાણે કંઈક અવાજ સંભળાયો — શ્વાસ પર કશાકનો બોજો પડ્યો — ને મેરીએ કારમો શ્વાસ પાડી. પછી મોં ફેરવીને દોટ મૂકી — ટેકરી પર ચડી — દરિયાને કાંઠે આવેલા પેલા ખડક તરફ!

દરમ્યાન એંગસનાં દુઃખ અને સંતાપનો પણ પાર નહોતો. કલાકો સુધી તે ઓરડીમાં પુરાઈ રહ્યો. મનમાં તો ઘનઘોર યુદ્ધ ચાલી રહ્યું હતું. વિચાર કરતાં કરતાં તેની આંખો આંસુથી છલકાઈ ગઈ. 'ના — હું માનું છું તે ખોટું છે. મેરી કશાથી બદલાવાની નથી! એ તો છે એવી વિશુદ્ધ — સ્ફટિક જેવી નિર્મળ — ને એકનિષ્ઠ રહેશે. હેમ્સ્લીના પૈસાનો એ સદ્દુપયોગ જ કરશે. પણ મારે એને જતી કરવી જોઈએ!'

•

પછી વિચાર આવ્યો કે 'મેં આજે એને ઘણાં કઠોર વેણ કહ્યાં. એકાએક એને તરછોડીને ચાલ્યો આવ્યો. ને તે પણ કેવે વખતે? એ સાવ થાકેલી હતી ત્યારે!' એકાએક તેણે ટોપી માથે મૂકી.

'ચાલ જઈને એને સાહેબજી કરી આવું,' તેણે કહ્યું. 'છેલ્લીવાર!'

ઉતાવળે પગલે ચાલતો જઈને બારીમાંથી જુએ તો ટેબલ પર દીવો સળગતો પડ્યો હતો. બારણું ખખડાવ્યું, પણ જવાબ ન મળ્યો. ચાર્લી જરાક ભસ્યો એટલું જ. આગળો ફેરવ્યો, પણ તે વાસેલો નહોતો. એંગસ અંદર ગયો. પહેલી નજર ખુરસીએ બાંધેલા ચાર્લી પર પડી. તેની આગળ રકાબીમાં ખાવાનું બોટ્યા વિનાનું

પડયું હતું. કૂતરો કરુણ નજરે જોઈ રહ્યો. એંગસે ગભરાટમાં આસપાસ નજર નાખી, તે એકાએક પોતાના સરનામાવાળા પરબીડિયા પર પડી. તે ફાડીને ચિઠ્ઠી વાંચી. તે ટૂંકીટચ, ને આ પ્રમાણે હતી :

'પ્રિયતમ,

તમે આ વાંચશો ત્યારે હું તમારી પાસેથી ચાલી ગઈ હઈશ. પૈસાની બાબતમાં મને અફસોસ થાય છે, ઘણોયે અફસોસ થાય છે — પણ ડેવીડ ડોસા કોણ હતા એ હું જાણતી નહોતી એ કંઈ મારો વાંક નથી. હવે હું રસ્તામાંથી ખસી જાઉં છું, એટલે બધું સરળ થઈ જશે એવી મને આશા છે. મેં તમને કહ્યું નથી — પણ મેં લંડન છોડતા પહેલાં ભલા સોલીસીટર સર ફ્રાન્સીસને વિનંતી કરી હતી કે ઘેર જતાં રખેને રસ્તે ઓચિંતું કંઈક થઈ જાય, માટે મને મારું વીલ કરી નાખવા દો. એમણે તરત જ ગોઠવણ કરી — એટલે મારી બધી સંપત્તિ, જે ભયંકર દોલતે તમને મારાથી છૂટા પાડયા છે તે સુદ્ધાં — હવે તમારી છે. તમે મોટા ને પ્રખ્યાત માણસ થશો; અને મારી ખાતરી છે હું તમારી સાથે હોત એના કરતાં મારા વિના તમારું વધારે સારી રીતે ચાલી રહેશે. હું ચતુર નથી. દુનિયામાં દુનિયાની રીતે કેમ રહેવું એની મને ખબર ન પડત. ભગવાન તમારું ભલું કરે, પ્રિયતમ. તમે મારા પર પ્રેમ દર્શાવ્યો એને સારુ હું તમારી ઓશિંગણ છું. તમારા પ્રેમને માટે હું કેવી નાલાયક છું! તમે સુખી થજો! ડેવીડ ને હું કદાચ પેલી પારથી તમને સુખી થયેલા જોઈ શકીશું, ને તમે જે કંઇ કરશો તેને સારુ ગર્વ પામીશું. કેમકે મારી ખાતરી છે તમે એ લાખો પાઉંડ દુનિયાનું ભલું થાય એવાં સારાં કામોમાં જ વાપરશો. મારી તો આશા હતી કે એ કામ આપણે બે ભેગાં મળીને કરીશું — પણ હવે મને દીવા જેવું દેખાય છે કે હું તમારી સાથે ન હોઉં એ જ સારું છે. પ્રિયતમ! તમારે વિષે મારા મનમાં કેટલો અગાધ પ્રેમ છે તે હું કદી મોઢેથી તમને કહી શકી નથી—સાહેબજી!'

એંગસે ચીસ પાડી ને દોટ મૂકીને બહાર ગયો.

'મેરી! મેરી!' તેણે પાણીના વહેળા ને ચાંદનીવાળા આકાશ સામે જોઈને બૂમ પાડી. 'મેરી!'

તે થોભ્યો. દેવળના ઘડિયાળમાં દસના ટકોરા થયા. ગામડું ગાઢ નિદ્રામાં સૂતું હતું. ક્યાંયે માણસનો સંચાર નહોતો. એંગસની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં.

'મેરી!' તેણે ફરી બૂમ પાડી—'મેરી!'

એકાએક એક ભયંકર વિચાર એના મનમાં ફરકી ગયો, ને તે બીકનો માર્યો ગાંડા જેવો બની ગયો. તે દોટ મૂકીને મોટી ફલંગો ભરતો ટેકરી પર દોડ્યો. જોતજોતામાં સામે 'દૈતનો કિલ્લો' દેખાયો, તેના સીધા ચઢાણ ઉપર પણ ઊભે સાસે દોડતો ચડી ગયો. તેના શિખર પર જઈને થોભ્યો. આમતેમ નિહાળીને જોયું કે અહીં કોઈ છે? ના. ત્યાં કોઈ દેખાયું નહીં. એને શરીરે શીત વ્યાપી રહ્યું. તે દિઙ્મૂઢ બનીને જોતો ઊભો રહ્યો. નીચેના ખડકો પર સમુદ્રનાં મોટાં મોજાં અથડાતાં હતાં. તેણે આકાશ તરફ નજર નાખી. એક ધોળા વાદળામાં સહેજ ફાટ પડી, ને વચ્ચે જરાક જેટલી ભૂરી પટી દેખાઈ. પછી, દરિયાને છેક કાંઠે આવેલા એક સપાટ ખડકના ખૂણામાં એક કાળી, લપાઈ રહેલી આકૃતિ દેખાઈ. એ જ એની પ્રિય, પરિચિત આકૃતિ હતી. એ જોતો હતો ત્યાં જ એ આકૃતિ ઊભી થઈ, ને હાથ પહોળા કરી ખડકની છેક કોર તરફ જવા લાગી. તેના સુન્દર કેશ છૂટા હવામાં ઊડતા હતા, ને તેના પર ચાંદની પડવાથી ચમકાર થતો હતો. આકૃતિ ચાલતી ચાલતી છેક ખડકની કોર તરફ આગળ જવા લાગી. એંગસનો શ્વાસ બીકથી થંભી ગયો. તે એક અક્ષર બોલ્યો નહીં—એ બીકે કે એકાએક ભડકીને ભૂસકો મારે તો કાયમની ખોવાઈ જાય! તે લપાતો લપાતો આગળ વધ્યો. છેક પાસે પહોંચવાનો થયો, ત્યાં તેણે મેરીની મધુર વાણીના આ ધીરા શબ્દો સાંભળ્યા :

'મને એમના પર આટલો બધો પ્રેમ ન હોત તો કેવું સારું થાત! દુનિયા આટલી સુન્દર ન હોત તો કેવું સારું થાત! હું રહી શકત તો કેવી સારી વાત હતી! પણ ના, મારે જવું જ જોઈએ,

મારે જવું જ જોઈએ !'— અહીં સહેજ ડસકું આવી ગયું — 'તું કેવો ઊંડો ને નિર્દય છે, હે સમુદ્ર ! તેં ઘણા શૂરા પુરુષોને ડુબાડી દીધા છે ! મારા જેવી રાંકડીને ડુબાડી દેતાં તું બહુ વાર નહીં લગાડે ને ? મારે તારી જોડે બાથ ભીડવી નથી. મને જલદી ઢાંકી દેજે — અને મને ભૂલી જવા દેજે — અરે, ના, ના ! હે ભગવાન ! એંગસની યાદ મને ન ભૂલવા દઈશ ! હું એમને હંમેશાં યાદ રાખવા માગું છું — હા, હંમેશાં !'

તે ખડકના કોર તરફ ઢળી — બીજી એક જ પળ — ને એંગસે ચીસ પાડી એને જોરથી ઝાલી બાથમાં ભીડી દીધી.

'મેરી ! મેરી, મારા પ્રાણ ! મારી પત્ની ! આ વિના બીજું ગમે તે, મેરી ! આ વિના બીજું ગમે તે !'

બંને જણ હૃદય સાથે હૃદય ભીડીને, હાથમાં હાથ વીંટાળીને, અત્યંત કોમળ ભાવો અનુભવતાં, ઊભાં રહ્યાં. હમણાં જ વીતી ગયેલી પળના ગભરાટથી એંગસ ધ્રૂજતો હતો. મેરી એની છાતી પર માથું ટેકવી, ડૂસકાં ભરીને, પોતાની નબળાઈ, થાક ને આનન્દને હૃદયમાંથી બહાર કાઢતી હતી. એમને માથે, વાદળામાં પડેલી તડમાં, તેજસ્વી તારો પ્રકાશી રહ્યો હતો. સમુદ્રનો સાદ એમના કાનમાં પરમ આનન્દનું દૈવી સંગીત રેડી રહ્યો હતો

'પાડ ભગવાનનો કે હું વખતસર આવી પહોંચ્યો ! પાડ ઈશ્વરનો કે તું સાજીતાજી મળી આવી !' — ને એંગસ એને ભુજપાશમાં પાસે ને પાસે લેતો ગયો. 'ઓ મેરી, પ્રિયતમે ! મને છોડીને જવાનો વિચાર જ તને કેમ આવ્યો ? તારા વિના હું શું કરત ? ગરીબાઈ કે શ્રીમંતાઈ — બેમાંથી એક કે બેમાંથી એકે નહીં — મને પરવા નથી એ વાતની ! પણ મારાથી તને નહીં જતી કરાય, મેરી ! મને મળેલા આ પ્રભુના ધનને મારાથી નહીં ગુમાવાય ! મને દુનિયામાં બીજા કશાની પડી નથી મારે જોઈએ છે એક પ્રેમ — ને બીજી તું !'

## વાંચો બીજી કેટલીક

( અનુવાદક : ચંદ્રશંકર શુક્લ )

**બે નવલકથા :** લે. ટૉલસ્ટૉય. 'જીવનવન' તથા 'શેઠ અને ચાકર' નામની બે અમર કલાકૃતિઓ. અનુવાદકની પ્રસ્તાવના સાથે. અઢી રૂપિયા.

**કોની બહેન ? અને બીજી વાતો :** લે. ટૉલસ્ટૉય. વિવિધ રસવાળી પાંચ કથાઓ. તે સાહસ, મૃત્યુ, ત્યાગ, જીવનપલટો, અને સ્ત્રીપુરુષસંબન્ધને સ્પર્શ કરે છે. અનુવાદકની પ્રસ્તાવના સાથે. સવાબે રૂપિયા.

**મૂગો સેવક :** ગાંધીજીને પ્રિય એવી, 'સર ગીબી' નામની નવલકથાને આધારે. બાળકો ને મોટાં સરખા રસથી વાંચે એવી, સેવાનાં સાહસોની કથા છે. દોઢ રૂપિયો.

**કનક નદીનો રાજા :** જૉન રસ્કિનની એક પ્રસિદ્ધ વાર્તાનું વેશાન્તર.

*

**ગાંધીજીના સમાગમમાં:** સંપાદક: ચંદ્રશંકર શુક્લ.
સરદાર વલ્લભભાઈ પટેલના આશીર્વચન સાથે. કિં. રૂ.

**ગાંધીજીની યુરોપયાત્રા:** લે. કુ. મ્યુરીએલ લેસ્ટર અનુ.: ચંદ્રશંકર શુ
શ્રી. પ્યારેલાલની પ્રસ્તાવના સાથે. કિં. રૂ

**ગાંધીજીના જીવનપ્રસંગ:** મીલી ગ્રેહામ પોલાક. અનુ૦: ચંદ્રશંકર શુ
દીનબંધુ ઍન્ડ્રુઝની પ્રસ્તાવના સાથે. બીજી આવૃત્તિ. કિં. રૂ. ર

**પુણ્યશ્લોક ગાંધીજી:** સંપાદક અને અનુવાદક: ચંદ્રશંકર શુક્લ.
શ્રી. ગણેશ વાસુદેવ માવળંકરની પ્રસ્તાવના સાથે. કિં. રૂ. સવ

**ગીતાદર્શન:** લે. રાધાકૃષ્ણન. અનુ૦: ચંદ્રશંકર શુક્લ. કિં. રૂ. સાઃ

**હિંદુ ધર્મ:** લે. રાધાકૃષ્ણન. અનુ૦: ચંદ્રશંકર શુક્લ. કિં. રૂ. સવ

**વેદની વિચારધારા:** લે. રાધાકૃષ્ણન. અનુ૦: ચંદ્રશંકર શુક્લ. કિં. રૂ. ર

**મહાભારત:** લે. રાધાકૃષ્ણન. અનુ૦: ચંદ્રશંકર શુક્લ. કિં. રૂ. એ

**ભારતનો વારસો:** લે. રાધાકૃષ્ણન. અનુ૦: ચંદ્રશંકર શુક્લ.
હિંદ તથા વિલાયતમાં અનેક શિક્ષણસંસ્થાઓ તથા પરિષદો આગળ આપેલાં તાજાં વ્યાખ્યાનો. અનુવાદકના ઉપોદ્‌ઘાત સાથે. કિં રૂ. ત્રણ

**ભારતની એકતા:** જવાહરલાલ નેહરુ. અનુ૦: ચંદ્રશંકર શુક્લ કિં. રૂ. અઢી

**બે નવલકથા:** લીઓ ટૉલસ્ટૉય. અનુ૦: ચંદ્રશંકર શુક્લ. કિં. રૂ. અઢી

**કોની બહેન? અને બીજી વાતો:** લીઓ ટૉલસ્ટૉય.
અનુવાદક: ચંદ્રશંકર શુક્લ. કિં. રૂ. સવાબે

**મૂંગો સેવક:** લે. ચંદ્રશંકર શુક્લ. ગાંધીજીને પ્રિય એવી અંગ્રેજી નવલકથા 'સર ગીબી'ને આધારે. કિં. રૂ. દોઢ

**પત્થરોનો સોદાગર અને બીજી વાતો:** લે. પંડિત સુદર્શન.
અનુવાદક મિસ્કીન. કિં. રૂ. ત્રણ

**કામ અને કામિની:** લે. પ્રેમા કંટક. અનુ૦: શકુંત રાવળ.
ગાંધીજીના સંવાદ સાથે ભાગ પહેલો રૂ. અઢી; ભાગ બીજો રૂ. સાડાત્રણ


: પ્રકાશક :

[illegible]

૩, રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨